# બીજી આવૃત્તિનું નિવેદન

સ્વ. રા. બ. લાલશંકર ઉમિયાશંકર સ્મારક ગ્રંથમાળાના પુ. ૪ થા તરીકે પ્રેમાનંદ નાકર અને વિષ્ણુદાસનાં ઓખાહરણ શ્રી. ગજેંદ્રશંકર લાલશંકર પંડ્યા, એમ. એ., બી. ટી. પાસે સંપાદિત કરાવી સને ૧૯૩૮માં પ્રસિદ્ધ કર્યાં હતાં. એની નકલો ખૂટી જવાથી આ સંસ્કરણ તૈયાર કરવામાં આવ્યું છે. પહેલી આવૃત્તિ વખતની છાપભૂલો આમાં સુધારી લેવામાં આવી છે, મૂળ કાવ્યોમાં જોડણી એકધારી કરી લેવામાં આવી છે, નાકર અને વિષ્ણુદાસનાં ઓખાહરણોની નકલ કરનારાએ મૂળના સંસ્કારને ક્યાંક અર્વાચીનતા આપી દીધેલી તે જૂની હાથપ્રતોને અનુસરી મઠારી લેવામાં આવી છે. ઉપરાંત ૨૯ કડવાંના પ્રેમાનંદના ઓખાહરણના પરિશિષ્ટમાં આપવામાં આવેલાં, બૃહત્કાવ્યદોહન ભાગ પહેલાનાં અવતરણ કર્યાં કર્યાના ઉમેરારૂપે છે એ તરત સમજાય એવી રીતે સૂચવવામાં આવેલ છે. વળી આ કાવ્યો મહાશાળાના ઉચ્ચ વર્ગોમાં પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થયાં હોવાથી અભ્યાસકોને ઉપયોગી થાય એ દૃષ્ટિએ આરંભમાં આવશ્યક ટીકા–ટિપ્પણ પણ સામેલ કરવામાં આવ્યાં છે. આટલા પૂરતી આ બીજી આવૃત્તિ છે; નહિતર તો એ માત્ર પહેલી આવૃત્તિનું પુનર્મુદ્રણ જ કહી શકાત.

ગુજરાતી ભાષાના આ પ્રકારના ગ્રંથોનો અભ્યાસ તરફ દિવસે દિવસે વધુ અને વધુ વ્યવસ્થિત રીતે પગરણ થતાં જાય છે; એટલે અર્વાચીન શાસ્ત્રીય રીતે સંપાદનો થવાની આવશ્યકતા ઊભી થઇ છે. છેલ્લાં વર્ષોમાં તેથી જૂનાં કાવ્યોનાં વ્યવસ્થિત સંપાદન શરૂ થયાં છે. એવાં વ્યવસ્થિત સંપાદન હોય તો જ ભાષા અને સાહિત્યનો તુલનાત્મક અભ્યાસ કરવાની સરળતા થાય. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી આવાં સંપાદન વ્યવસ્થિત રીતે થતાં રહે છે. એ જ રીતે ફાર્બસ સભા તરફથી પણ થાય છે. અને મુંબઇના ભારતીય વિદ્યાભવન તરફથી પણ પ્રયત્ન શરૂ થયા છે. થોડાં વર્ષોમાં તેથી કેટલાંક વધુ સારાં સંપાદન આપણને મળશે. પ્રકાશક

# પ્રસ્તાવના

## ત્રણ ઓખાહરણો

પ્રાચીન ગુજરાતી કાવ્યના રસિયા જનસમાજને 'ઓખાહરણ' એ નૂતન વિષય ન હોય. એટલે પ્રેમાનંદનું જ એવો ધ્વનિ 'ઓખાહરણ' એવું શ્રવણ કરતાં જ ઉત્પન્ન થાય છે. વિશેષ અભ્યાસકોએ પ્રેમાનંદ પુરોગામી કવિઓનો ઋણી છે એવું શોધ્યું છે; એટલે અતિ પ્રશસ્ત અને લોકપ્રિય ઓખાહરણ વિશે વિચાર કરતા એના પુરોગામી જાણીતા નાકર અને વિષ્ણુદાસનાં 'ઓખાહરણો' કેવા પ્રકારનાં છે એ જિજ્ઞાસાવાળા રસિયા જનો માટે આ પુસ્તકમાં એ કવિઓનાં ઓખાહરણો પણ મુદ્રિત કર્યાં છે. અદ્યાપિ બૃહત્કાવ્યદોહનમાં છપાયેલું પ્રેમાનંદનું 'ઓખાહરણ' રસિક જનોને હૃદયગત છે; પરન્તુ ઓગણત્રીસ કડવાંનું 'ઓખાહરણ' પ્રેમાનંદે પ્રથમ લખ્યું છે તથા તેના ઉપર વિસ્તાર પછીથી કર્યો છે (એણે અથવા બીજા કોઈ કવિએ) એટલે પરિશિષ્ટમાં બૃહત્કાવ્યદોહનમાં મુદ્રિત થયેલા ઓખાહરણનો ભાગ જે ઓગણત્રીસ કડવાંમાં આવતો નથી તે આપ્યો છે. નાકર વિષ્ણુદાસ અને પ્રેમાનંદનાં આ ત્રણ ઓખાહરણોની પોતપોતાની વિશિષ્ટતા આદિ વિશે વિચાર અભ્યાસકોએ કરવાનો છે.

### ૧. આ પુસ્તકમાં મુદ્રિત થયેલાં ઓખાહરણો-પ્રેમાનંદનું

ઓગણત્રીસ કડવાંવાળી ઓખાહરણની પ્રતો એક કરતાં વિશેષ જુદે જુદે સ્થળેથી જુદી જુદી સાલની પાઠાન્તરોવાળી પ્રાપ્ત થયેલી છે. એનાં પાઠાન્તરો લુણાવાડાના રહીશ શિક્ષક, પ્રાચીન કાવ્યોના

રસિયા, રા. છગનલાલ વિદ્યારામ રાવળ તરફથી અમને મળ્યાં છે તેનો પૂરતો ઉપયોગ અમે કર્યો છે. ઓગણત્રીસ કડવાંની પ્રતો નીચે મુજબ ઉપલબ્ધ થાય છેઃ—

૧. સંવત્ ૧૭૯૨ ના શ્રાવણ સુદિ ૧૦ શુક્રવારે લખેલી અધૂરી પ્રત કડવાં ૧૭ પૂરાં અને ૧૮ મું અર્ધું, રા. છગનલાલ રાવળની, પાઠાંક (अ).

૨. સંવત્ ૧૮૩૮ શ્રાવણ સુદિ ૨ રવિવારે લખેલી 'ગુજરાતી' પત્રના આદ્ય તંત્રી સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇની (ब).

૩. સંવત્ ૧૮૫૭ પૌષ સુદિ ૧ ની લખેલી, સ્વ. દીવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવની (क).

૪. સંવત્ ૧૮૫૭ માગશર સુદિ ૧૩ ની લખેલી, રા. છગનલાલ વિદ્યારામ રાવળની (ड).

૫. સંવત્ ૧૮૫૯ ફાગણ વદિ ૫ ની લખેલી, સ્વ. રાજ્યરત્ન શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી જે. પી. ની (इ).

૬. સંવત્ ૧૮૬૯ શ્રાવણ વદિ ૨ ની વાર શનિની લખેલી રા. છગનલાલ વિદ્યારામ રાવળની (फ).

૭. સંવત્ ૧૮૭૦ ની આષાઢ વદિ ૬ વાર શુક્રની લખેલી સ્વ. દીવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવની (ज).

પ્રસ્તુત ઓખાહરણ છાપવામાં અમુક પ્રત ઉપર જ આધાર રાખીને કામ આરંભ્યું નથી. દરેક પ્રતમાંથી જે જે યોગ્ય જેવું લાગ્યું છે તે સમગ્રનો સમન્વય કરી પ્રત બનાવી છે; એટલે દરેક મૂળ પ્રતનાં ભિન્નભિન્ન દેખાતાં પાઠાન્તરો નીચે મૂક્યાં છે. નજીવાં પાઠાન્તરો ધ્યાનમાં લીધાં નથી.

પ્રસ્તુત પ્રત તૈયાર કરવામાં બૃહત્કાવ્યદોહનમાં મુદ્રિત થયેલા ઓખાહરણનાં પાઠાન્તરો પણ લીધાં છે. રા. રાવળ તરફથી મળેલી

૨૯ કડવાં ઉપરાંતની ક્ષેપક ભાગવાળી નીચેની પ્રતોની પણ સહાય લીધી છેઃ—

૧. સંવત્ ૧૮૩૬ વૈશાખ વદિ ૧૧ વાર બુધની કડવાં ૬૫ ની.

૨. સંવત્ ૧૮૬૬ વૈશાખ સુદિ ૧૦ સોમવારની કડવાં ૪૮ ની.

૩. લખ્યા સાલ વિનાની આરંભમાં ત્રણ કડવાં નથી, તેમ પાછળ ૩૪ કડવાં સુધીની ઘણી જૂની પ્રત છે.

૪. સંવત્ ૧૯૨૨ કાર્તિક વદિ ૫ ની કડવાં ૫૩ ની.

૫. સંવત્ ૧૮૭૩ માં ગિરપુરના ત્રાવાડી સેવકરામ કેવળરામ જ્ઞાતે નાગર–તેની પ્રત ઉપરથી ઉતારેલાં કડવાંની છે.
(મારી પોતાની પાસે છે તે).

પ્રત તૈયાર થયા પછી આ પ્રસ્તાવના લખતાં અમને એક ઓગણત્રીસ કડવાંવાળી પ્રત સુરતના એક રહેવાસી ગોવિન્દભાઈ પાસેથી મળી છે. આ પ્રત સંવત્ ૧૮૩૮ ના શ્રાવણ સુદિ ૨ રવિવારે લખાયેલી છે. એ કોઈ રતનાભાઈની ચોપડીમાંથી ઠાકર લાધાવર વેલાભાઇએ લખેલી છે.[૧]

---

૧. આ પ્રતમાં આરંભમાં કેટલીક કડીઓ જુદી છે અને કેટલીક કડીઓ નથીઃ

'શ્રી ગિરિજાનંદન ગણપતિ સ્વામી, પુરો મનોરથ કામી,
એકદંતો સુંઢાલો ગજવદન પ્રૌઢ શરીર. ૧
સુધ બુધ તારી રે સુંદરી તારા પુત્ર લાભ ને લક્ષ,
નીલાંબર પીતાંબર પેર્યાં વાણી દેવી ક્ષાંત. ૨
સેવું બ્રહ્મતનયા સરસ્વતી જે મહામનોરથ રૂપ,
જે જટાચારજ ભટ કીધો કાલીદાસ કીધો કવિ. ૩'

બીજાં કડવાંઓ ઇત્યાદિ જોતાં આ પ્રત બ પ્રતનાં પાઠાન્તરોને મોટે ભાગે અનુસરે છે.

### નાકરનું ઓખાહરણ

આ પ્રતમાં નાકરનું ૪૪ કડવાનું ઓખાહરણ લીધું છે. બધી મળીને અમને એની ચાર પ્રતો ઉપલબ્ધ થઈ હતી. એમાં ૨૯ કડવાંની નાકરની એક પ્રતની નકલ અમને ઓરિયન્ટલ ઇન્સ્ટિટ્યૂટ વડોદરાની મળી હતી તેનો ઉપયોગ કર્યો છે. પાઠાન્તરો જે નોંધવા જેવાં ખાસ દેખાય છે તે જ નોંધ્યાં છે.

### વિષ્ણુદાસનું ઓખાહરણ

આ કવિના ઓખાહરણની ત્રણ પ્રતો ગુ. વ. સોસાયટીની જ ઉપલબ્ધ થઈ છે. એમાં કેવળ अ પ્રત ઉપર જ મુખ્ય આધાર રાખવો પડયો છે. आ અને इ પ્રતમાં અનેક સુધારા વધારા દેખાય છે. વળી इ પ્રતમાં તો પ્રેમાનંદના ઓખાહરણમાં મળી આવતાં અનેક કડવાંઓ ઉતારી લીધાં હોય એવું દેખાય છે. આથી તેનું પૂર વધી ગયું છે અને આખું ઓખાહરણ ૮૭ કડવાંનું બન્યું છે. આ પ્રતમાં आ તથા इ માં આવતા મુખ્ય પાઠાન્તરો તથા વધારાના કે ક્ષેપક ભાગો આપ્યા છે.

### કહાન કવિનું ઓખાહરણ

આ કવિના ઓખાહરણની પ્રત ગુ. વ. સોસાયટીમાંથી મળી છે. મારી પાસે એ કવિના ઓખાહરણની બીજી એક પ્રત છે, પરન્તુ એમાં અને ગુ. વ સો. ની લિથોમાં મુદ્રિત થયેલી પ્રતમાં ઘણો ઘણો ફેરફાર છે. એ બધા ફેરફારો અમુક અમુક કડવાંઓમાં અમુક અમુક લીટીઓ મૂકી દઈએ તો નવું જ ઓખાહરણ ઉપલબ્ધ થતું જણાય. દરેકમાં જુદો જુદો વિસ્તાર છે. ગુ. વ. સોસાયટીની પ્રત સંવત્ ૧૯૦૩ ના શ્રાવણ માસના શુકલ પક્ષની પ્રતિપદાએ બુધવારે અમદાવાદમાં કાલુપુરમાં ધનાસુથારની પોળમાં રહેનારા મોઢ બ્રાહ્મણ શુકલ ભગવાન પ્રગજરામે લખેલી છે. કડવાં ૫૩ છે. મારી પાસે છે

તે નડિયાદમાં ઝઘડિયા વાડામાં પંડયા શેરીમાં રહેનારા વડનગરા નાગર બ્રાહ્મણ જાની લલ્લુભાઈ જોઈતારામની છે. આ પ્રત સંવત્ ૧૯૨૦ ના પોષ સુદિ ૧૨ ને બુધવારે લખાઇ રહી હતી. કડવાં ૮૩ છે. રા. નટવરલાલભાઇ પાસે એક પ્રત છે, પરન્તુ એમાં પણ અનેક ફેરફારો છે. સાંભળ્યા પ્રમાણે અમુક પ્રતોમાં કડવાંઓનું પૂર સો ઉપર જવા જાય છે.[1] એટલે આ પુસ્તકમાં એનું ઓખાહરણ લીધું નથી.

**ઓખાહરણ લખનારા બીજા કવિઓ**

ઉપર્યુક્ત કવિઓએ ઓખાહરણો લખ્યાં છે; તદ્‌-ઉપરાંત સોળમા શતકના આદિભાગમાં થઈ ગયેલા કવિ વીરસિંહ અને જનાર્દન અને ત્યાર પછી ભાલણ ( દશમ સ્કંધમાં ), માધવદાસ, માનપુરી,

---

૧. અત્ર એક હકીકત નોંધીએઃ

ઓખાહરણોની અમુક અમુક પ્રતોમાં ઘણો ઘોટાળો જોવામાં આવે છે. દાખલા તરીકે મારી પાસે જે ઓખાહરણ છે તે ૪૪ કડવાંનું છે. એમાં આરંભમાં अथ प्रेमानंदकृत ओखाहरण लिख्यते એવું લખેલું છે. ૪૩ મા કડવામાં ઉવટે નીચેની લીટીઓ છેઃ

'તાંહાં કીધો રે ગોત્રજને જોહાર કંકાણુ તાહાં છોડીઆં રે; ૧૪
સોનાએ મુઠ ભરાયે રે ઓખા જોયે રે; ૧૫
ત્યાંહાં જીત્યા અનિરૂદ્ધ રાય રે જોવા સરખું તાંહાં થયું રે; ૧૬
કર જોડીને કહે **માધવદાસ** ઓખા.....................'

આ ટૂકો કાવ્યદોહનના ઓખાહરણના કડવા ૫૧ માંના "ઓખાબાઇ ચાલ્યાં ચાવણુહાર"-એ લીટીથી શરૂ થતા પણ પછીથી જુદી જ લીટીઓ-વાળા કડવામાં છે. ઉપરની લીટીઓ પૂરી થઈ ગયા પછી 'જાન વળાવી વળ્યો પછી આનંદ્યો બાણુરાય' થી શરૂ કરી કાવ્યદોહનનાં ઓખાહરણની પેઠે તે પ્રતમાં ઓખાહરણ પૂરું થાય છે. નડિયાદનાં (અમારાવાળી પ્રત) ગિરપુરના ત્રવાડી રેવકરામ કેવળરામ નામના નાગરની પ્રતમાંથી સંવત્

કાશીદાસ[1], વગેરે કવિઓએ ઉપાહરણો લખ્યા છે. એમાં વીરસિંહ[2], તથા જનાર્દનનાં ઉપાહરણની ભાષા તે બાણની કાદંબરી અને ભીમની પોડશકળાની ભાષા જેવી છે. આ કવિઓની અસર પ્રેમાનંદ ઉપર થઇ છે કે કેમ તે જિજ્ઞાસુઓએ પોતે જોઇ લેવાનું છે.

## ૨. ઓખાહરણની મહત્તા

ઓખાહરણ લખવામાં કવિઓએ હરિવંશ અને ભાગવતનો આધાર મુખ્યત્વે લીધો છે. હરિવંશ અને ભાગવત એ બેમાં જે કથા છે તેમાં પણ થોડોથોડો ફેર છે. બાણની ધજાનો ભંગ થવો, ઉષાને પાર્વતીએ વરદાન આપ્યું, નારદ અને ચિત્રલેખાનું મિલન વગેરે કેટલાક ભાગો ભાગવતમાં નથી ગુર્જર કવિઓએ એ જોતાં મુખ્ય આધાર હરિવંશ ઉપર રાખ્યો છે અને તે વિશે તેમણે પૂર્ણ ઉલ્લેખ પોતાનાં કાવ્યોમાં કર્યો છે. પરન્તુ લગભગ હરેક કવિએ પોતપોતાની બુદ્ધિ અનુસાર ફેરફાર, વધારોઘટાડો કર્યો છે. ઓખાબાઇના માળિયા

---

૧૮૭૩ મા ઉતારી હતી આ પ્રતમા ભાવનગર, મુલતાન, ખાનદેશ વગેરે આધુનિક શહેરના નામો છે.

માધવદાસનું નામ વિચારતા માધવદાસ સુંદરદાસ સૂરતનો કાયસ્થ હતો, તેણે સંવત્ ૧૭૦૫ ની આજુબાજુમા એક ઓખાહરણ લખ્યુ છે પણ તે માધવદાસ અને ઉપર જે અવતરણ આપ્યુ છે તેમા જણાવાયેલો માધવદાસ જુદા લાગે છે માધવદાસ સુંદરદાસે ૨૮ કડવાનુ ઓખાહરણ લખ્યુ છે આ કવિ પ્રેમાનંદનો ઘણો જ નજીકનો છે બૃ વા મા છપાયેલુ એનુ ઓખાહરણ જોતા એનામા ખાસ કવિત્વ જેવું જણાતુ નથી, પણ લહિયાએ કોઈ કારણથી આ નામ તથા ટૂંકો વટાવી દીધી હોય એવું બને

૧. નાકરના ૨૯ કડવાના ઓખાહરણમા ૨૮મા કડવામા કાશીદાસની છાપ છેઃ "ઓખા અનિરૂદ્ધ પરણીઆં. ગુણ ગાયે છે કાશીદાસ"

૨ જુઓ ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, પુ ૧ લુ, અંક ત્રીજો ઉપાહરણ, રા. સાંડેસરા.

વિશેની પ્રથમ કલ્પના જનાર્દને આપી લાગે છે.[1] પ્રેમાનંદ પર જનાર્દનની અસર હોવા સંભવ છે. પરન્તુ આ સમયમાં ઓખાહરણે જનસમાજનું ધ્યાન ખેંચ્યું હશે એમ કહી શકાય. ભાલણે સ્પષ્ટ જણાવ્યું છે કે રસિક નરનારીઓ માટે એણે પોતાનાં અમુક અમુક કાવ્યોમાં વિસ્તાર કર્યો છે. એટલે વાર્તાવિસ્તારની બુદ્ધિ કવિઓમાં સ્વાભાવિક રીતે ઉત્તેજન પામી. વળી સંસ્કૃતમાં સમજવાની સામાન્ય જનોની બુદ્ધિ ન હોવાથી પ્રાકૃતમાં (ગુજરાતીમાં) કાવ્યો લખતાં સ્વાભાવિક રીતે વિસ્તાર થઇ જ જાય એ કવિસ્વભાવ છે. વળી તે સમયમાં સ્ત્રીઓ કવિતામાં વિશેષ રસ લેતી. યોગ્ય વર મેળવવા કન્યાઓએ વ્રત કરવું જોઇએ અને જે કરતાં હશે તેને પ્રોત્સાહિત રાખવા તથા ન કરનારને તે કરવા સૂચવવા અને એ રીતે ધાર્મિક સામાજિક અને સાહિત્યવિષયક રસ ઉત્પન્ન કરવાનો લાભ કવિઓએ લીધો. આ રીતે ઓખાહરણની મહત્તા વધવા લાગી અને નાકર જેવાએ પણ ઓગણત્રીસ કડવાંનું તથા તેથી વધારે કડવાંનું વિસ્તારવાળું એમ કાવ્યો લખ્યાં. આને પૂર્ણ વેગ પ્રેમાનંદે આપ્યો.

પ્રેમાનંદે ઓગણત્રીસ કડવાંનું ઓખાહરણ પ્રથમ લખ્યું એમ માનવાને હવે પૂરતો આધાર છે. પરન્તુ એ જ ઓખાહરણનાં અમુક અમુક કડવાંઓ વિસ્તૃત ઓખાહરણમાં કાયમ રહ્યાં છે તેમજ 'મામેરા' નાં અમુક કડવાંઓની જેમ લગ્નસમારંભમાં સ્ત્રીઓ હજી પણ અમુક કડવાંઓ ગાય છે તેમજ ઘણાંને તો ઓખાહરણ આખુંય મોઢે હોય છે, એ જ ઓખાહરણની મહત્તા બતાવી આપે છે. વળી કહાન જેવા કવિઓએ વિસ્તાર પર વિસ્તાર કરતાં ઓખાહરણનું પૂર વધ્યું છે તે પણ એ જ બતાવે છે. કહાન કવિનું મૂળ ઓખાહરણ

---

૧. 'બોલઇ બાણ સૂત્રધાર તેડીઇ મેડીઇ મંદિરિ મણિ જડુ એ,
નીપાઇ ધવલહર માલિયાં, જાલિયાં રચુ રતનમઇ એ.'
પ્રા. ગુ. કાવ્ય.

તેત્રીસ કડવાનું છે,[1] પરન્તુ ત્યાર પછી ૮૪ કડવાંનું ઓખાહરણ એની છાપનું મળ્યુ છે અને તેથી વધારે કડવાંના પણ મળે છે. આ કહાન પ્રેમાનંદનો પુરોગામી યા સમકાલીન તો હોવો જ જોઈએ [2]

ગુ વ. સોસાયટીમાં એક નામ વિનાના કવિનું ઓખાહરણ છે તેમાં ૯૮ કડવાં છે. એ કવિ પોતાને કવિજન કહાવે છે. એ પ્રતમાં ઉતાર્યા સંવત્ ૧૯૦૫ પૌષ વદિ ૪ ને ગુરુવાર છે. આ કવિ કહાન[3] કવિ અને પ્રેમાનદ કવિના પછી થયેલો છે.—

---

૧. કહાન કવિના એકાદશી માહાત્મ્ય અને ઓખાહરણની હાથપ્રતોની ઉતાર્યા સાલ અનુક્રમે સ ૧૭૪૮ અને ૧૭૬૬ ની છે એના કુલ કડવા ૩૩ હોવાનો ઉલ્લેખ છે એવુ સ્વ દી બ કેશવલાલભાઈ જણાવે છે. એક કરતા વધુ કહાન કવિ હોવાનો સભવ અમને લાગે છે

૨ એના ઓખાહરણની પ્રતો પરથી જણાય છે કે કહાનભટના પિતાનું નામ હીરાભટ હતુ અને પિતામહનુ નામ કામરાજ હતુ. કહાનભટ અમરાવતીથી આવીને અમદાવાદ પાસે રાણીપુરમા રહ્યો હતો ન્યાતે ઔદીચ્ય બ્રાહ્મણ હતો. એને બે પુત્ર હતા અને તેના નામ કહાન અને કૃષ્ણ હતા. પુત્રી એક હતી અને તેનુ નામ પાર્વતી હતુ. એ શ્રી રામચંદ્રજીની ભક્ત હતી કાર્યવશાત્ કહાનભટને સારગપુર આવીને રહેવું પડયું હતું

૩. એના ઓખાહરણની વિશિષ્ટતા—

(૧) કહાનના ઓખાહરણની વિશિષ્ટતામા કડવાઓનુ પૂર પ્રતો દીઠ વધતુ જાય છે. ભક્તિભાવના વધારવા અથવા જમત કરવાનો પ્રયાસ વિશેષ છે, પણ લાલા કેટલીક વાર ભાષા જોડકણા જેવી લાગે છે.

'તારે વલતા હસીને બોલીઆ ત્રિપુરારિ, હા રે તમે સાભળો પાર્વતીનારી,
વરદાન આપતા કોને ન રાખીએ વારી, એવી વાત અમને ન લાગે સારી,
શંકર બોલ્યા તે મનમા વિચારી, નારી, પાનીએ બુદ્ધિ તમારી '

ત્યારપછી શંકરની ભક્તવત્સલતાનુ વર્ણન આવે છે તેમા ભક્તવત્સલતાનો ભાવ પ્રકારો છે અને એક વિશિષ્ટતા એ છે જે વરદાન આપતાં શકર 'નાગપાશનું બાણ' આપે છે, જે બાણના જોરે તે ભવિષ્યમા

અનિરુદ્ધને બાંધે છે. ત્યારબાદ દિગ્વિજયનુ વર્ણન છે અને એમાં કવિના સમયના દેશોના નામ આવે છે. એમા રૂમસેન, હિરંગાન, અરમાન, ત્રંબાવતી જોડે પંચાવતી, માલપુરી, સુરપુરી, નવલપુરી વગેરેનાં નામો ઓરિસા, ઇન્દ્રપ્રસ્થ, લાહોર, મુલતાન વગેરે ઉપરાંત આવે છે.

(૨) દિગ્વિજય થયા પછી દેવોની ચિંતા, હિમાલય ઉપર જતાં આકાશવાણી થાય છે કે—

'કૈલાસમા એક કન્યા સુંદર, ઓખા નામ વિશાળ,
દેવતાને સુખ ઉપજશે દૈત્યને શિર કાળ;
દેવકન્યા દૈત્યપુત્રી હશે એવા પ્રસંગ,
ગર્વ એનો ઉતારશે છેદાશે સઘળાં અંગ'

ત્યારપછી ઓખાની ઉત્પત્તિ તથા બાણાસુરને હાથ તે કેમ પડી તથા અનિરુદ્ધનો અને ચિત્રલેખાનો અવતાર કેમ થયો તે કથાભાગ આવે છે. ચિત્રલેખા વિશે ૮ મા કડવામા આપેલું છે. વરુણના યજ્ઞમાંથી ઉત્પન્ન થયેલી તે કન્યાએ તપ કરીને ઉડવાની ગતિ પ્રાપ્ત કરી હતી. ગણપતિના વર્ણનમાં પ્રેમાનંદની કડીઓ જેવી કડીઓ છેઃ—

'ચતુર્ભુજને ફાંદ મોટી મસ્તક મોટું વિશાળ,
કટિ ગ્રીવા અતિ સુંદર શોભે વિચિત્ર શોભે અંગ.' બૃ. કા.

એવી જ રીતે ઓખાનું વર્ણન છે. પછીનું વર્ણન વિસ્તૃત છે. ગણપતિને શંકર મારી નાખે છે પછી પાર્વતીનો વિલાપ છે. તે પૂર્વે પુત્રમહિમા વિશે કડવું ૧૫ મું છે. પછી વિલાપનું કડવું આવે છે.

'બોલો રે બાલા હો ગણપત, બોલોની બાલ,
મારા લાડકવાયા તન, ગણપત બોલો રે બાલ;'

પાર્વતીના ઓછા વચન— × × × ×

'શિવ! પુત્ર વિના જે માય—ગણપત૦
તેનું સગું કોઈ નવ થાય—ગણપત૦
તે તો તૃણથી હળવી થાય—ગણપત૦
તેની સમૃદ્ધિ પરઘેર જાય—ગણપત૦
તેને વહુ ન લાગે પાય—ગણપત૦
તેના મંદિર ખાવા ધાય—ગણપત૦' ઇત્યાદિ

પછી હસ્તીનું મુખ ચોટાડયા પછી પુનઃ વર્ણન અને વરદાનકથન છે. પછી પાર્વતીએ દીધેલો ઉષાને શાપ.

(૩) ચાંડાલણીના પ્રસંગમાં નિઃસંતાનની અવગતિનું લંબાણ છે. બાદ ઉષાની બાણાસુરને પ્રાપ્તિ, આકાશવાણી વગેરેના પ્રસંગો છે. ઓખા અને ચિત્રલેખા એકલાં રહે છે તે વખતનું 'અનિ હારે તે સહિયર શું કીજે'નું કડવું આવે છે.

ચિત્રલેખાને શિખામણ દે છે પરન્તુ ઓખા કહે છે કે—

-રાગ લલિત-

'સખી નવ ચાલે રે મુજને પરણ્યા વિના,
સખી નવ ચાલે રે,
મલી ભમાવે તું મુજને રે.
ખોટી શી રમત દેખાડે રે; સખી૦
કઇ જોઈ નાર તે કંથ વિનાની જે દેશ દેશ દમાડે,
શાકપાક રસોઇ કરીને, નિશદિન પિયુને જમાડે; સખી૦'
ઇત્યાદિ

પછી ગૌરીપૂજનની કથા છે, તેમાં—

રાગ રૂપક

'ગોરમા! માગું' રે, ગોરમા! માગું' રે
મારા સ્વામીનું રાજ, મારા સ્વામીનું રાજ'

એ કડવું ૨૭ મુ આવે છે, જેને લોકગીત ને પૂર્વભાગ સાથે યોગ્ય સંબંધ નથી. પાર્વતીના વરદાનમાં નીચેની હકીકત છે—

'વૈશાખ શુદ દ્વાદશીને દહાડે સ્વપનું.
ચૈત્ર વદી દ્વાદશીને દહાડે માલીઆમા લગ્ન
વૈશાખ શુદ તૃતીઆને દહાડે જાહેર લગ્ન.
વૈશાખ શુદી તૃતીઆને દહાડે તુજને પરણાવશે રાજન,
ઓખા તુ પરણીશ માટે (શુભ) અખાત્રીજનો દન'

(શુદ્ધ પાચ દિવસનું હોવું જોઈએ).

પછી સ્વપ્નાનો દિવસ આવે છે. તે દિવસે સ્વપ્નામા પરણવાને ઓખાના કપડા, ઘરેણાં વગેરેની તૈયારીનું વર્ણન ૨૮ મા કડવામાં ૭૨ ટૂંકોમા છે. પછી જાણીતુ પ્રેમાનંદનું કડવું —'વૈશાખ સુદી દ્વાદશી હુતી તે સ્વામી સ્વામી કરતી સુતી.'

તે પછી ઓખાનો અંગૂઠો મરડીને તેને જગાડે છે તે વખતનું 'મને સ્વપ્નામાથી શાને જગાડી' એવો વિલાપ બે કડવામા આવે છે. પછી વિરહવિલાપ પછી પૂર્ણ રુદન, "જાગી જાગી રે રામા રસભરી !" તે કડવાં ૩૬ પૂર્ણ થતા સુધી છે. પછી ચિત્રલેખાનું આશ્વાસન અને ચિત્રલેખાનું દ્વારકાગમન, નારદનું મિલન વગેરે ૪૦ કડવાં સુધી. પછી ઓખાની ચિંતા એનું પાત્ર ખગાડે એવી છેઃ—

> 'ઓખા બેઠી માળીએ રે, જાંખી જુવે જાળીએ રે;
> સહિયર સાપણી રે, ના આવી પાપણી રે;
> મે' મનમાં જાણીઉં રે, રાંડે ચર માડીઉં રે;
> દીઠો વર રૂડલો રે, રાંડે પેર્યો ચુડલો રે;'
>
> ઇત્યાદિ

પછી જાણીતુ કડવું છેઃ 'ઓખા કહે ચિત્રલેખાને તેં આપ્યું પ્રાણનું દાનજી !' અને 'જાગોરે જાદવજી જીવણ મારા, અબલાના અંતર્જામી,' એમ અનિરુદ્ધને જગાડે છે.

(૪) બીજા કવિઓમાં અહીંથી દ્વારકાની કથા શરૂ થતી નથી. આ કહાન કવિ (ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની પ્રતના કહાન કવિથી જુદી રીતે) અહીંથી દ્વારકાની કથા શરૂ કરે છે.

**ઊથલો**

> 'આ કથા અહીઆથી રહી, પછી શી ગત થઇ,
> સવારે અનિરુદ્ધ દીઠો નહિ, શોધાશોધ કરે છે તહિં.'

પછીના કડવામાં દ્વારકાની સંક્ષિપ્ત સ્થિતિ વર્ણવીને

> 'આ વાત તો વિપરીત થઇ ને આ કથા એટલેથી રહી,
> આ કથા આગળ જઇ કે'વાશે, વિસ્તારીને પરિપૂરણ થાશે.'

એમ વિક્ષેપ કરી—"જાગ્યા રે જાદવરાય જગતને પેખેરે,"થી ફરી અનિરુદ્ધની કથા શરૂ થાય છે. ઓખા અનિરુદ્ધનો સંવાદ છે. પછી બેનાં મન મળી જાય છે તેનું 'મળ્યાં મન માનીઆરે'નું કડવું પૂર્ણ થાતાં—

'ચરિત્ર કીધાં ઓખાબાઇએ બંને મેળવી દીધા મન રે,
ચિત્રલેખાની લાજ ના ગણી બેજણાં થઇ ગયાં ભીનાં ભીના રે.'

પછી ગાંધર્વવિવાહનું વર્ણન છે. બાદ—"નારી તારી નાસિકાનો મોર નોહ ભૂષણ ચિત્તનો ચોર; જાણે રાતા અધર ડસે વદન, જાણે જળ પડે ખંજન" એમાં જાણીતી કડીઓમાં બંને પરિણીતોનો પ્રેમ તથા કામક્રીડા વર્ણવાયાં છે. 'વર્ષાઋતુ વહી ગઇ' એમ આરંભી, 'કૌસાંડ ક્રોધ કરી ગાજીઓ' એમ ગાધર્વ વિવાહની જાહેરાત કરી, યુદ્ધમાં કૌસાંડની હાર કરાવી બાણાસુરનો પરાજય થતાં તેનો વિલાપ વર્ણવ્યો છે.

## રાગ બિભાસ

'મહાલે માળીઆમાં મતવાલો થઇ જોધે સભામાં સંભળાવ્યું,
કૌસાંડને ચડયો કાળ રે—મહાલે૦
જગ જીત્યું પણ કોઇ નવ દીઠું, સ્વર્ગ મૃત્યુ ને પાતાલમાં રે,
કહો કૌસાંડ હવે શું કરવું મારો ભાગ્યો ભાર ભૂપાળમાંરે—મહાલે૦'

એમ બે ત્રણ કડવાં સુધી એનો સંવાદ છે. પછી 'ઓખા કહે કંથ એમ ન કીજે, બળીઆ શું વઢતાં બીજે' એમ યુદ્ધનાં પ્રેમાનંદનાં જાણીતાં કડવાંઓ સુધારાવધારા સાથે આવે છે; પછી ઓખાનો વિલાપ અને પ્રાર્થના છેઃ—

## રાગ સામેરી

'દયા ન આવી નિર્દય દૈત્યપતિને મહા બળીઆ દુર્મતિ,—મારી સજની
બાકરી બાધી ત્રજવરની સાથે વેર વધાર્યું રાત—મારી સજની'
ઇત્યાદિ

આનો પ્રત્યુત્તર ચિત્રલેખા આપે છે. બીજા કવિઓએ ચિત્રલેખાને પહેલેથી વિદાય કરી છે પણ આ કહાન કવિએ એને રાખી છેઃ—

'ત્યારપછી ચિત્રલેખા બોલીઆ શા માટે રૂઓ છો આજ?
મારી સેની.
જ્યારે તારો સ્વામી નો'તી લાવી, ત્યારે કે'તી લાવો આજનો આજ,
મારી સેની.'
ઇત્યાદિ

આ પ્રમાણે ઓખા માળિયામાં બેઠી બેઠી રૂદન કરે છે :—

'ઓખા બેઠી રૂએ રે માળીઆમાં ધ્રુસકે રે
બાઇ ! મારા પિયુને લઇ જાય, હારે, દુષ્ટ મારે છે વજ્રના ઘાય
હારે સખી તે કેમ ખમાય, કોઇ કે'શો પિયુજીને મારીઆ રે–ઓખા૦'

ઇત્યાદિ

પછી ઓખાને પણ માળિયામાથી લઇ જવાય છે ને 'બાણે બંન્યો બાંધીઆ' એ પદનુ કડવું શરૂ થાય છે. કારાગૃહમાં અનિરૂદ્ધ પાસે દેવી-સ્તુતિ કરાવી છે:

'માતા બ્રહ્માણી તુ રૂદ્રાણી તું ઇંદ્રાણી—
સ્થાવર જંગમમાં તુ સચરાચર વ્યાપી—'

ઇત્યાદિ

(૫) દ્વારકામા નારદ જઇને શ્રીકૃષ્ણના પુત્રોની સમીક્ષા કરે છે ત્યાં અનિરૂદ્ધ નથી એવું જાહેર કરે છે ત્યારે તેની શોધાશોધ થાય છે. બાણાસુરે તેને બંધનમાં નાખ્યો છે એવી જાણ થતાં કમળાનું કલ્પાંત વર્ણવ્યુ છે. ત્યારપછી ઓધવજીને દૂત તરીકે શ્રીકૃષ્ણ શોણિતપુર મોકલે છે. એનો બાણાસુર તિરસ્કાર કરે છે; જાદવોને ગાળો દે છે. પછી શ્રીકૃષ્ણ સેના લઇ યુદ્ધે ચડે છે. યુદ્ધનું વિસ્તારપૂર્વક વર્ણન આપે છે. તેમાં શ્રીશંકર પોતે યુદ્ધમા બાણાસુરની સહાય કરવા આવે છે. બાણાસુરની મા કોટરા આવે છે તેનું અતિ વિસ્તારથી વર્ણન આપ્યું છે. કોઇ ડાકણનું વર્ણન હોય એવું એ ભાસે છે. ત્યારપછી શંકર ક્રોધે ભરાય છે ને શ્રીકૃષ્ણને ગાળો દે છેઃ—

'એ ભરવાડો એ પિંડારો ગોકુલ ચારી ગાય
મારા આપ્યા હાથ છેદી એ જીવતો કયમ જાય.'

ઇત્યાદિ

પછી સમાધાન થતાં વિવાહ થાય છે તેમાં પણ વિવાહની રીતિઓનું વિસ્તારપૂર્વક વર્ણન છે ઓખાબાઇને સંપૂર્ણ શિક્ષણ અપાય છે ચિત્રલેખા એને મળે છે. ઓખા સાસરે જાય છે. ' લાખેણી લાડી ' લઇને વરરાજ દ્વારકા જાય છે. બધી સાસુઓના ઓખાને આશીર્વાદ મળે છે. છેવટે હીરાનંદન કહાન પોતાની ટૂંકી આત્મકથા લખે છેઃ—

'પદ ચૌદસે અઠ્ઠાવન પૂરાં કડવાં અઠ્ઠાણું સારજી
કવિજન તે કર જોડી કહે છે કર્યો બુદ્ધિ પ્રમાણે વિસ્તારજી
ભટ્ટ પ્રેમાનંદકૃત ઓખાહરણ કડવાં ઓગણત્રીસ સારજી
કહાન કવિની સાથે બીજાએ મેળવીઆ નીરધારજી'

વળી વિષ્ણુદાસ જેવાના અમુક અમુક પ્રસગો અને અમુક અમુક કડવાઓની અસર પણ સ્પષ્ટ છે જેમ કે ચિત્રલેખા નામ સાર્થક કરનારો, ચિત્ર ચીતરીને પતિ ઓળખાવવાની યુક્તિનો પ્રસગ વિષ્ણુદાસે નાકર કરતા સારો બતાવ્યો છે તે જ પ્રસગ પ્રેમાનદમાં પણ સારો બતાવાયો છે 'લાખેણી લાડી લઇ ગયો રે' 'છબીલી (લાડીલી) તારો દોરડો કયમ છુટે' એ ગીત વિષ્ણુદાસ નાકર અને પ્રેમાનદમાં વિવિધ રૂપે દેખાય છે, તેમજ અનિરુદ્ધની ઘોડ઼ીનું વિશિષ્ટ સ્વરૂપ પ્રેમાનદમાં છે આ બધુ જોતાં લગ્નપ્રસંગોને કવિઓએ વધુ રસિક બનાવ્યા છે ધર્માદિની ભાવના ક્ષણભર દૂર મૂકીએ તો પણ લગ્નાદિના પ્રસંગો તે સમયના જનસમાજને વિશેષ ગમતા

'અમરાવતી પુરાતન આદે વિપ્રકેરા વાસજી,
કામ દ્વિજનો સુત જ હિરો ઔદિચ નાત પ્રકાશજી,
હિરોભટ અમરાવતીથી રાણીપૂરમા આવ્યોજી,
તે હિરો પ્રેમસાધુ પુણ્યશ્લોક પ્રેમતણે મન ભાવ્યોજી,
હિરાભટને બે જ નદન કહાન કૃષ્ણજી બે નામજી,
પુત્રી એક પાર્વતી તેને અતિ વહાલા શ્રીરામજી,
શ્રીગોપાલની કૃપા થકી રે રહે સારગપૂરમા કહાનજી
કાલો ઘેલો ગાઇ નવ જાણું એમ કર આખ્યાન'

આ ઓખાહરણ અને ગુ વ સો નુ આ નામના કવિનું ઓખાહરણ તદ્દન જુદા પડે છે પ્રેમાનદના ઓખાહરણ (૨૯ કડવાનું અને બૃ કા દો માનું) ના કેટલાક કડવા આ બને કવિઓમા છે ઉપરનું કહાન કવિનુ ધ્યાનક ગુ વ સો ની પ્રતમા નથી

નોધ—વિશેષ હકીકત માટે જુઓ "ગુજરાતીનો દીપોત્સવી અક'
સવત્ ૧૯૯૩

અને ભાલણ, વિષ્ણુદાસ, પ્રેમાનંદ વગેરે તેને બહલાવતા તથા લોક-રુચિને અનુકૂળ થાય એવી રીતે રસિક વાણીમાં તે આલેખતા એ નિઃસંશય છે. ઓખાહરણની મહત્તા આવા પ્રસંગોથી પણ વિશેષ થઇ છે એમ સ્પષ્ટ કહી શકાય.[1]

### ૩. ઓખાહરણ કે અનિરુદ્ધહરણ !

દરેક કવિએ 'ઓખાહરણ' યા 'ઉષાહરણ' એ કાવ્યાભિધાન રાખ્યું છે, પરન્તુ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં પ્રેમાનંદના 'ઉષાહરણ'ની સં. ૧૮૦૩ માં લખાયેલી એક હસ્તલિખિત પ્રત છે, જેની પુષ્પિકામાં 'અનિરુદ્ધહરણ' એવું કાવ્યનામ મળે છે.[2] આ પ્રશ્ન અત્ર સામાન્ય દૃષ્ટિએ જોતાં એક વાત પર ધ્યાન ખેંચે છે. 'ઓખાહરણ'–ઓખાનું હરણ એમ ષષ્ઠીતત્પુરુષ સમાસ ગણતાં (કર્મણિ ષષ્ઠી લઇને) મૂળ કથા સાથે અર્થવિરોધ ઉત્પન્ન કરે છે, કેમકે આ કાવ્યમાં ઓખાનું હરણ થતું નથી, પરન્તુ ખરી રીતે અનિરુદ્ધનું હરણ થાય છે. પુરુષનું હરણ હાસ્ય ઉત્પન્ન કરે તેમજ એ અસંભવિત ન હોય તોયે સ્ત્રી જનને હાથે પુરુષનું હરણ કરાવી તેને કાવ્યનું શીર્ષક સ્થાપવું એ અરુચિકર લાગવાથી અથવા તો

---

૧. 'વરઘડ ન જમ્યા ગોરવ ન હવો, કોય ન પહોંતી ખાંત
ગુરુ બ્રાહ્મણ પૂજા નવ પામ્યા, સંતોખાણો નહિ પરિવાર
તે માટે વિવાહ વિસ્તારે સતસામાનો દાખું.'

પૃ. ૨૮૫, દશમસ્કંધ

એમ ભાલણે દશમસ્કંધમાં લખ્યું છે કે વિવાહાદિ પ્રસંગોની ખિલવટ પોતે કરી ન હોવાથી શ્રીજનતાને તે પસંદ પડેલું નહિ.

૨. 'તેની પુષ્પિકામાં 'અનિરુદ્ધહરણ' નામ આપવામાં આવ્યું છે. ભટ્ટારક જયસાગરે સં. ૧૭૩૨ માં અનિરુદ્ધહરણ રચ્યું છે. પ્રેમાનંદે પોતાના કાવ્યનું નામ ઉષાહરણ રાખ્યું હોવા છતાં એ જ કાવ્યના ર જા કડવામાં 'અનિરુદ્ધહરણકથાય' એમ કરીને તે 'અનિરુદ્ધહરણ' નામનો ઉલ્લેખ કરે છે '

'રા. સાંડેસરા, શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક'

બીજાં કાવ્યોમાં સ્ત્રીના હરણ વિશે સંબોધન હોવાથી તેના અનુકરણે સ્મરણચૂકથી ઓખાહરણ-શીર્ષક અપાઇ ગયું હોય એવું કદાચ અનુમાન થાય. પરન્તુ જનાર્દને પણ 'ઉષાહરણ' શીર્ષક આપ્યું છે તેમજ હરિવંશમાં પણ એવો ઉલ્લેખ છે. એથી મધ્યમપદલોપી સમાસ લઇને 'ઓખાએ કરાવેલું હરણ' એમ અર્થ ઘટાવતાં પણ સમાસ બંધબેસતો રહેતો નથી; એટલે આ પ્રશ્નના વિચારણા જુદી જ દૃષ્ટિએ કરવી ઘટે છે.

'ઓખા' એ શબ્દ 'ઉષા'નો અપભ્રંશ છે. વળી ઉષાહરણ એ નામ જનાર્દને પણ રાખ્યું છે. અહીં વિચાર કરીએ. વેદમાં જે જે કુદરતના બનાવો દ્રષ્ટા ઋષિઓને દૃષ્ટિપથ ચડયા છે તે તે બનાવોનું તેમણે આલેખન કર્યું છે એમાં એમનું કવિત્વ પણ અત્રતત્ર દેખાય છે. વિવેચકો માને છે કે કેટલાંએક આવાં વર્ણનો ઉપરથી તેમજ વેદકથાનકો ઉપરથી પુરાણાદિની કથાઓ ઘડાઇ છે. એ ઉપર ધ્યાન આપીએ તો 'ઉષાહરણ'નું મૂળ મળી આવવાનું બની આવે. ઉષાના આગમન પછી તેના ત્વરિત ગમન ઉપર વેદમાં લખ્યું છે કે તેની પાછળ સૂર્ય જાય છે. અહીં ઉપમા યોજાયેલી મળે છેઃ **मर्यो योषामभ्येति पश्चात्**. અહીં કલ્પનાને સ્થાન આપીએ તો ઉષાનું હરણ થાય છે અને સૂર્ય તેની પાછળ પડે છે મૂળમાં તો સૌંદર્યવતી સ્ત્રીની પાછળ પુરુષ જાય તેમ ઉષાની પાછળ સૂર્ય જાય એવી ભાવના હોય એમ લાગે છે. પણ સદોષ ઉપમા ગણતાં વિચારીએ તો ઉષા પ્રભાતમાં દૃષ્ટિગોચર થાય છે તે સૂર્યની -સહસ્રરશ્મિ- સહસ્રકરની પુત્રી છે. ઓખા એ પણ બાણાસુર સહસ્રકરની પુત્રી છે. ઉષાના સમયે જે ચિત્રરેખાઓ દેખાય છે તે ચિત્રલેખા છે. કાળ જે અનિયત્રિત છે, તે અનિરુદ્ધ છે અને તે ઉષાનું હરણ કરી જાય છે. એટલે સહસ્રકર તેની પાછળ પડી પોતાનું સામાન્ય જમાવે છે અને અમુક સમય તે પોતાનો ઉગ્ર તાપ નાખે છે. પરન્તુ શ્રીકૃષ્ણ જે સર્વ જનોને પીડામાંથી મુક્ત કરી શાંતિ અને સુખ આપે છે તે સહસ-

કરના પ્રખર તાપ પ્રસારનાર સહસ્રકરનો નાશ કરી દિવસનો નાશ કરી રાત્રિનો અલભ્ય આરામ તથા સુખશાંતિ અને નિદ્રાનો આનંદ લાવે છે. ઉષાનું હરણ કરી જનાર કામ અને ઉષા બંને ગતદુઃખની છાયાવાળાં સાયંકાળે સહસ્રકરના તાપથી મુક્ત થયેલાં દૃષ્ટિગોચર થાય છે. ત્યાર પછી ઉપર્યુક્ત શાંતિ ને સુખ પ્રસરે છે.

આ દૃષ્ટિનિક્ષેપ કેવળ પ્રયત્ન નથી, પણ સંભવયુક્ત છે, કેમકે 'ઉષાહરણ' એ શીર્ષકની યોજના 'જાનકીહરણ' 'લક્ષ્મણાહરણ' જેવાં શીર્ષકોના આધારે જ થઈ હોય એવું હરિવંશ આદિના આધારે લાગતું નથી. તેમજ 'ઉષાહરણ' એ શબ્દસંકલના અજુગતી પણ જણાતી આવી છે એટલે ઉપરની વિચારણાને સ્થાન મળે છે.

## ૪. એકત્રિત હરણો

આ પુસ્તકમાં જે જે કવિઓનાં ઓખાહરણો આપ્યા છે તે તે ઓખાહરણની વિશિષ્ટતા આદિનું નિરૂપણ વાચકો યા જિજ્ઞાસુ જનો પોતે જ કરી લે એ હેતુ ધ્યાનમાં રાખેલો છે. પ્રેમાનંદકૃત ઓખાહરણ ૨૯ કડવાંનું પ્રથમ લખાયેલું હોવું જોઈએ એમ માની તેને મૂળ ગ્રંથ તરીકે ગણી બાકીનો બૃહત્કાવ્યદોહનવાળો ભાગ પરિશિષ્ટમાં આપ્યો છે; એથી પાછળથી પ્રેમાનંદે શો ઉમેરો કર્યો છે તે સ્પષ્ટ થશે.

દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તથા રા. છગનલાલ વિદ્યારામ રાવળની સૂચનાઓ માટે તેમનો આભાર માનવો અસ્થાને નથી.

દેવગઢ બારિયા | ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા
તા. ૧૫-૭-૩૭

## – ટીકા ટિપ્પણ –

### પ્રેમાનંદકૃત ઓખાહરણ

પૃ. ૧ **આદ્ય**—સં. આદિ ('ઇ' નો લઘુપ્રયત્ન 'ય'), શરૂમાં, **ગજન નાસિકા**–ગજના જેવી નાસિકા જેની છે તેવા ગણેશ. 'ગજન'મા 'ન' વ્રજ ભાષાનો બહુવચનનો પ્રત્યય છે; અહીં નિરર્થક માત્ર છે. **સેવંત્રાં**-એક ઊંચી જાતનાં સોપારી. **દુંદલ**–દૂંદવાળો, ફાંદવાળો.

પૃ. ૨ **જટા**—વેદમંત્રનો ચાર પ્રકારના પાઠમાંનો એક પ્રકારનો પાઠ. પદપાઠ, ક્રમપાઠ, ઘનપાઠ અને જટાપાઠ એમ ચાર પ્રકારે વેદની સંહિતાઓ જાળવી રાખવામાં આવી છે. **ભેદ**–અર્થના અનેક પ્રકારના ભેદ, કાવ્યશાસ્ત્રમાંની અભિધા લક્ષણા વ્યજના વૃત્તિઓ **અર્ણવ**–સાગર–ચાતુરીના સાગરરૂપ તું સરસ્વતી. **જટભટ**–કોઇ પ્રાચીન જડ પુરુષને ઉદ્દેશી આ સૂચન છે. **સુહકાર**–આબો.

પૃ. ૩ **અહમેવ**—સં. अहम्+एव=હું જ, લક્ષણાથી 'અહંકાર.' **પ્રજાકાર**–પ્રજાને કરનાર બ્રહ્માજી.

પૃ. ૪ **આણ**—સં. आज्ञा, પ્રા. अण्णा, આજ્ઞા, લક્ષણાથી 'સત્તા'. **સંસાર**–જગત; 'હિંદી'માં આ અર્થમાં 'संसार' વપરાય છે; હાલ ગુજરાતીમાં વ્યાપક રીતે નહિ. **સૂંપ્યું**–સં. समर्पितम्, પ્રા. समप्पिअ, અપ. सँवप्पिउँ, જૂ ગુ *सउप्पिउ, સોંપ્યું. **ત્રટ**–સં. તટ, કાંઠો. **પરભવે**–પનાભર કરે, હરાવે. **હવા**–સં. भूतकाः, પ્રા. हूअगा, થયા

પૃ. ૫ **ખૂખારી**—ખોંખારો કરી (ગર્વથી) **જુગ્મ**-સં. युग्म, બે. **પાખે**–જૂ. ગુ પાખઇ, વિના

પૃ. ૬ **પૂજનિક**—સં. 'પૂજનીય' ઉપરથી 'ઇક' ના સામ્યે ગુજ. શબ્દ, પૂજ્ય.

પૃ. ૭ આફ્ણિયે—જૂ. ગુ. आफणीइ, મેળે. સોય-સં. सः, પ્રા. सो, અપ. सु, सो+'य' (સં. च, પ્રા. य), તે.

પૃ. ૮ ક્રોડ—સં. કોટિ, કરોડ, સો લાખ; કરોડો કંદર્પ-કામદેવ જેવા સ્વરૂપવાળો. વરાં-વાર; 'આં' એ. સપ્તમી એકવચન સ્રીલિંગે 'आम्' ઉપરથી. સારથ-સં. 'સાર્થ', સાર્થક્ય. હસારથ-સં. 'હાસ્યાર્થ', હાસ્યરૂપ મશ્કરી. એંધાણ-સં. अभिज्ञान, પ્રા. अहिन्नाण, જૂ. ગુ. *अहंघाण, નિશાન. સમણું-સં. स्वप्नकम्, પ્રા. *सुविणअं, અપ. *सुँविणउ, सुमिणउं, સ્વપ્ન. વિરહ-સં. વિરહ.

પૃ. ૯ ઢાળ્યું સીસું—મહેલ ચણાવી આસપાસ સીસું ઢળાવ્યું કે જેથી કોઇ જઇ ન શકે. સીસું ખૂબ લીસું હોવાથી જનાર લપસી જતાં આગળ જઇ શકે નહિ. દોહિલું-સં. 'દુર્લભ' ઉપરથી લક્ષણાથી 'દુઃખમય સ્થિતિ'.

પૃ. ૧૦ સમાણી—સં. 'સમાન', સરખી વયની (સખીઓ).

પૃ. ૧૧ અણસારો—સં. 'અનુસાર'-પાછળ આવવાની નિશાની કરવી એ. નરતું-સં 'અનૃત'-લક્ષણાથી 'ખરાબ'. ભીતર-સં. 'અભ્યંતર' ઉપરથી, હાલ વ્રજભાષા ને હિંદીમાં વ્યાપક.

પૃ. ૧૨ બંધેગીરી—સં. 'બંધ'+ફા. 'ગીર' પ્રત્યય; બંધનની સ્થિતિ.

પૃ. ૧૩ વારુ-સં. 'વર', ઉત્તમ. પ્રીછી-જાણી. ધારણ-સં. ધીરજ.

પૃ. ૧૪ સેજ—સં. शय्या, પ્રા. सज्जा, પથારી.

પૃ. ૧૫ સબંધ—સં. 'सबन्ध', અપ. *सँवन्ध, *समन्ध, સંબંધ.

પૃ. ૧૭ બેબાકળી—સં भयव्याकुलिका, પ્રા. *भइ-वक्कुलिआ, ભયથી ગાભરી. ઓથાર-સં. अवस्तार, પ્રા. *अउत्थार, ओत्थार, છાતીમાં ભરાયેલો ડૂમો.

પૃ. ૧૮ ફાંસુ—સં. पाश, ફાંસલો. પખના-પાંખવાળાં. વ્રતી-વાંસો જમીન બાજૂ રહે એવી રીતે સૂનેલી-રહેલી. કને-સં. कर्णे-પ્રા. कन्नइ, નજીક. ઠારણ-ઠારવાનું વચન.

પૃ. ૨૦ તુરિ—સં. तुरग-ઘોડો, અહીં 'તુરિના તન-અશ્વિનીકુમાર'. ધાતુકર-વસુઓ.

પૃ. ૨૧ જુગ્મ વીણાધર—નારદ અને તુંબુરુ. મુકુટ ભ્રમર પરિ-'મુકુટ ભમર પર'—એવો પાઠ છે. સંભવિત અર્થ ભમાંના ભાગને અડીને આવેલો ટેઢો મુકુટ; જેમ આજે વાંકી ટોપી પહેરવામાં આવે છે, જે છેલની નિશાની ગણાય છે. બીજો અર્થ ભ્રમરના જેવી ( પરિ, પિરિ-પ્રકારે ) ઝાંયવાળો કાબર-ચીતરો મુકુટ માથા ઉપર છે. આ પાછલો અર્થ બરાબર નથી લાગતો; સરખાવો પૃ. ૩૮-૧૪ મી લીટી 'ભ્રકુટિ મુગટે ચાંપી'.

પૃ. ૨૪ નખે—નહિ; આ જૂનો શબ્દ હાલ વ્યાપક રીતે પ્રયોજાતો નથી.

પૃ. ૨૫ કોસીસાં—સં. कपिशीर्षकानि, પ્રા. कविसिरसआनि, અપ. *कउसिरसआइं, વાંદરાના માથાના ઘાટનાં કિલ્લાની દીવાલનાં કાંગરાં. રત્નાકર—સં. 'રત્નાકર', સાગર. ઘારણુ—નસકોરાં બોલે છે તેવી ગાઢ નિદ્રા.

પૃ. ૨૬ ખેચરી—સં., પક્ષિણી. 'તારુણી મળોની ટોળે'—તુ એક નહિ, બીજી કોઇ સ્ત્રીઓ હોય તો એ બધી મળી જોઇ ખાતરી કરો.

પૃ. ૨૭ રેણી—સં. रजनिका, પ્રા. रयणिआ, જૂ. ગુ. *रइणी, રાત્રિ. ભિયા-ભાઇ. સરવો-તીણો, મીઠો.

પૃ. ૨૯ કીજે—સં. क्रियते, પ્રા. किज्जइ, જૂ. ગુ. कीजइ-કરિયે.

પૃ. ૩૦ પોત્યો—સં. प्राप्तकः, પ્રા. पत्तओ, અપ. पहुत्तउ, પ્રાપ્ત થયો. પરજન્ય-સં. 'પર્જન્ય'-મેઘ.

પૃ. ૩૧ નિલવટ—પ્રા. निलाड, સં. ललाट, કપાળ. જાણે પડ્યું ખંજન-ખંજન પક્ષી જાળમાં ફસાતાં જેવું દેખાય તેવું સુંદર દશ્ય આપતી સ્થિતિ. પછી 'ગાલે પડ્યું ખંજન' ભ્રાંતિથી પાઠ થયો છે. એનો કોઇ અર્થ નથી.

પૃ. ૩૨ રયણી—સં. रजनिका, પ્રા रयणिआ, જૂ. ગુ. *रइणी, रयणी, રાત્રિ.

પૃ. ૩૪ પેર—સં. प्रकारः, પ્રા. पयारो, જૂ. ગુ. पइरि (સ્ત્રી.) પ્રકાર, રીત.

પૃ. ૩૫ કસણ—કમ, ચોળાની દોરી-કોરણાં. ડીલ-શરીર.

પૃ. ૩૬ સાન—સં. संज्ञा, પ્રા. सण्णा, ભાનવાળી બુદ્ધિ. જોઈશું-જોઇશે (ચરોતર બાજુનો પ્રયોગ).

પૃ. ૩૭ બદ્ધ—બધી. સં. 'बद्ध'-બાંધેલું ઉપરથી 'આખું' ને પછી 'સર્વ' ના અર્થમાં. ઊજમ-સં. उद्यम, પ્રા उज्जम, હોંશ-વાળો પ્રયત્ન.

પૃ. ૩૮ જમલા—સં. यमल-જોડકાંના રૂપના, અર્થાત્ ટોળાબંધ. અતંઙ-ખૂબ ઊંચેથી, મોટે સાદે. ગચ્છ-સં गच्छ-જા; गम् ધાતુનું સં. આજ્ઞાર્થ બીજા પુરુષનું એકવચન રૂપ. છું-છે; ચરોતરી તેમજ ઝાલાવાડી પ્રયોગ.

પૃ. ૩૯ વરાંસે—ભરોંસે.

પૃ. ૪૦ સુંવાળા—સં. सुकुमारका , પ્રા. सुउमालआ, અપ. *सुउँ-वालआ, સુકુમાર, સુકોમળ. ઓસાણ-એ ધાણીવાળું સ્મરણ. ચાક-સં. चक्र, પ્રા. चक्क (નપું), ગુજ. માં નરજાતિમાં; 'ચાકે ચડાવવું' લક્ષણાથી 'ખૂબ હેરાન કરવું'.

પૃ. ૪૧ મહુઅર—મોરલી. વ્યંઢળ-નપુંસક. ખૂંપિયો-ખૂતી ગયો. વાર્ષ્ણિક-સં. વૃષ્ણિકુલમાં થયેલો અનિરુદ્ધ. અખાડા-સં. आपाढकः ઉપરથી અર્વાચીન ગુજ.; 'આષાઢનો'.

પૃ. ૪૨ ઝીલે—સ્નાન કરે.

પૃ. ૪૩ ઓસરીજે—ઓસરિયે, જુઓ 'ઠીજે' પૃ ૨૯ નું ટિપ્પણ.

પૃ. ૪૪ સીજે—સં. सिध्यति, પ્રા. सिज्झइ, સિદ્ધ થાય. ઉધમાદ-સં. 'ઉન્માદ', ઉપાડા, ધમપછાડા

પૃ. ૪૫ વ્યોમ—આકાશ. હેવાલ-સમાચાર, 'અહેવાલ'.

પૃ. ૪૮ પનોતા—સં. पुण्ययुतका', પ્રા. *पुण्णउत्तआ, પુણ્યશાળી.

પૃ. ૫૦ આંચો—અભિમાન, ગર્વ. ઓડ-ગુપ્રા-ગર્વિર, દર. પર-ઉપર; અર્થ શકારપદ છે.

પૃ. ૫૨ આગમાયું—સં. आ+गम्-આવવું ઉપરથી ગુજ. શંકે-સં. 'शङ्के-હું શંકા કરું છું' ઉપરથી ઉત્પ્રેક્ષાના અર્થે 'જાણે કે'.

પૃ. ૫૨ વકાર્યો—અવાજ કરી પડકાર કર્યો.

પૃ. ૫૩ તારોતાર—દિવસે તારા દેખાડી દીધા હોય એવું-એટલે કે ખૂબ પરાજિત.

પૃ. ૫૫ ચાંદરણુ—ચંદ્ર જેવું-માટે નાનો તારોડિયો, જે થોડો વખત તબક તબક પ્રકાશી આથમી જાય છે. દામણાં-દયામણાં. ત્રેવડું-લેખું, ગણું.

પૃ. ૫૭ ઊંડળ—બાથ પૃ. ૫૮ ધાધૂપ—ધમાધમ.

પૃ. ૫૯ ઉધ્રકયો—હૃદયથી ગમગાઇ મફાળો ઊઠયો.

પૃ. ૬૦ વાનરિયા—વાંદરા જેમ કૂદતા ઘોડા.

પૃ. ૬૨ કોઇલા—એક દેવી.

પૃ. ૬૭ ગભ—'ગર્ભ' વાચો. કોટાકોટ-અનેક કોટિ, કરોડો.

પૃ. ૬૮ વાનતા—'વનિતા' વાચો. કકડધજ-સં 'कुक्कुटध्वज'-જેની ધજામાં 'કૂકડો' છે તેવો સિદ્ધરાજ જયસિંહ. એના ઉપરથી એવા અસાધારણ વીર માટે આ શબ્દ વ્યાપક થયો છે.

પૃ. ૭૦ જીરણુ—સં. जीर्ण-(जॄ નું ભૂ. કૃ.) જૂનો; 'જીર્ણજ્વર'.

પૃ ૭૨ વડવા—વડીલ, પૂર્વજો. કૃષ્ણ જેમ હરણ કરી રાણીઓને પરણેલા.

પૃ. ૭૩ એવાતણુ—સૌભાગ્ય. પ્રણિપત—સં. प्रणिपत्ति-નમસ્કાર, આજીજી.

પૃ. ૭૪—સાસરે વળાવવામાં આવતી પુત્રીને માની શિખામણ, એક આદર્શ કુલવધૂ થવા માટે છે. ગોઠ-સં. गोष्ठि, પ્રા. गोट्ठि-વાત. ઉચિષ્ટ—સં. उच्छिष्ट (उद्+शिष् નું ભૂ. કૃ) એઠું, એંઠેલું.

પૃ. ૭૫ તાપ ત્રણે—આધિ વ્યાધિ ને ઉપાધિ.

## પરિશિષ્ટ ૧

પૃ. ૭૬ સામગ્રી—આ નામ કાં 'સામેરી' કાં 'રામગ્રી' જોઈએ. નિવારણુ-માત્ર પાદપૂરક શબ્દ, જેવા 'નિરધાર' 'માર' વગેરે છે.

પૃ. ૭૭ તાળી લાગી—પ્રેમ થયો. નાપો-ન આપો. ઝાઝું-સં. *અધ્યષ્યકમ્, પ્રા. *अज्झज्झअं, *झज्झअं, અપ. *झज्झउं, ઘણું.

પૃ. ૭૯–૮૦ પરિધામ—સં. પરિધાન, પહેરવું.

પૃ. ૮૧ સુવેખે—સં. 'સુવેષ'-સારી રીતે પહેરીને; જુઓ તરત જ નીચે 'સુવેશ'.

પૃ. ૮૫ ઉછરંગ—સં. उत्सग, પ્રા. उच्छंग-ખોળો.

પૃ. ૮૬ ભાજન—સં. ઠામ, ઘડો. પૃ. ૮૮ નેમ—સં. 'નિયમ', વ્રત.

પૃ. ૮૯ ઘેલી—સં. *ग्रमिल, પ્રા. गहिल्ल-પકડાયેલું-ઉપરથી 'ચિત્ત-ભ્રમ'. સૈયર-સહિયર; સં. सखी, પ્રા. सही. ઉપરાંઠી-ઉફરાંટી, ઊછળેલી. સાદર-આદર સહિતની ઇચ્છા.

પૃ. ૯૦ તાતી—સં. तप्त, પ્રા. तत्त-તપેલી. વેળુ-સં. वालुका, વેકુળ, રેતી. ભયો-અહીં વ્રજભાષાની તેમજ જૂની હિંદીની છાંટ છે.

પૃ. ૯૧ નોંધરિયો—સં. श्लक्ष्णक', પ્રા. लन्हओ ઉપરથી ગુજ. માં 'નાનડિયો'; પછીથી 'નાંધડિયો' યહ 'નાંધ્રડિયો'; નાનો પતિ.

પૃ. ૯૨ ઘાડું—સં. गाढ-ઘણું, અત્યંત. વિનતા-સં. 'વનિતા', સ્ત્રી. વિશેક-સં. 'વિશેષ'માંથી 'વિશેખ' દ્વારા; વિશેષે કરીને.

પૃ. ૯૩ સંધ—સંધું, બધું. પૃ. ૯૬ નર્પ—સં. 'નૃપ', રાજા.

પૃ. ૯૮ પશુપતાકા—સં. 'પશુપતિ'-શિવ ઉપરથી 'પાશુપત' નામનું અસ્ત્ર. શ્રી વૈદરભી-વૈદર્ભી, વિદર્ભ દેશના રાજાની પુત્રી રુક્મિણી.

પૃ. ૧૦૦ સુધા—અમૃતરૂપ; અથવા 'સુધી' હોય તો 'સીધા' 'સરળ'. આ સ્તુતિમાં પ્રત્યેક ચરણે પ્રથમ કૃષ્ણ અને પછી શિવજીની સ્તુતિ છે. નીચે કડવા ૪૦ માં પણ એ જ રીતે.

પૃ. ૧૦૩ સુહાગ—સં. 'सुभाग्य'. પ્રા. सुहग्ग-ભાગ્યશાળી.

પૃ. ૧૦૪ ઘરણી—સં. गृहिणी, પ્રા. घरिणी, પત્ની. જાગવો–જગાડો.
પૃ. ૧૦૫ છયાવર—(મૂળ સ્પષ્ટ નથી) વરરાજા. સાજન–સં. सज्जन. મખિયરડા–મોરડા, ઘોડાના મોઢા ઉપરનો અછોડો. પિંગડાં–પેગડાં.
પૃ. ૧૦૬ બાજઠ—સં. 'पादपीठ' ઉપરથી. પૂંખે–પોંખે. સરૈયો–સં. 'शर', તીર. ઉંદરવો–ઉંદરનું દર. માયરું–સં. मातृगृहकम्, પ્રા. माइहरअं, જૂ. ગુ. माहिरउ, માતાનું ઘર; પરણતી વખતે માતાના ઘરમાં જે વિશિષ્ટ રચનાયુક્ત બેસણી કરાય હોય છે તે, જેમાં વરકન્યાને બેસાડવામાં આવે છે.
પૃ. ૧૦૯ વહાડી—ઘી પીરસવાની માટીની નાળચાવાળી કરવડી. પીંડાર–આહીર, ભરવાડ, રબારી. લૂલી–જીભ. વરણી–વર્ણન કરનારી જાનરાણીઓ. ધીશ–સં. 'અધીશ', સ્વામી.
પૃ. ૧૧૦ હાથા—હથેળાથી કંકુવાળા અપાતા થાપા.
પૃ. ૧૧૨ ચહેરીએ—કહી બતાવીએ. 'ચહેરવું' મુખથી કહી બતાવવું.
પૃ. ૧૧૩ સુવાસણ—સં. 'सुवासिनी, પ્રા. सुवासिणी–સૌભાગ્યવતી સ્ત્રી.
પૃ. ૧૧૫ ગુંજ—સં. गुह्य, પ્રા. गुज्झ, છાની વાત.
પૃ. ૧૧૬ દોરડા—દોરો, કાંડે બાંધેલો ગીંઠળવાળો દોરો.
પૃ. ૧૧૮—' શ્રીરામચન્દ્રપ્રતાપથી ' કવિએ રચના કરી છે, એટલે 'નળાખ્યાન' પછી આ કૃતિ પ્રેમાનંદે વધારેલી સંભવે. આ ૫૩ કડવાંના 'ઓખાહરણ'માંથી નાકરના રચેલા ઓખાહરણનાં કડવાં બાદ જતાં જે રચના રહે છે તે પેલા ૨૯ કડવાંના 'ઓખાહરણ'ની પ્રેમાનંદે જાતે કરેલી પુનરાવૃત્તિ સંભવી શકે.

## નાકર–કૃત ઓખાહરણ

પૃ. ૧૧૯ 'ઢાળ' પહેલાંનાં ૭ ચરણ કોઈ રવિદાસનાં છે. ઢાળથી નાકરની કૃતિ શરૂ થાય છે. તુનિ–તને; જૂનો પ્રયોગ–'तुहूनइ' ઉપરથી. આપ્ય...થાપ્ય માં અપ. આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના 'ઇ'માંથી 'ય' લઘુપ્રયત્ન આવ્યો છે.

પૃ. ૧૭૦ એઇઓ—તરિયો તાવ. લહે, રે ગયા-જાણ્યું કે ગયા. અથવા લહેરે ગયા-બેભાન થઇ ગયા. સંધ-સંધો, પૂરેપૂરો.

પૃ. ૧૭૧—અહીં ૩૯ મી કડીમાં 'યાદવ છપ્પન ક્રોડ' લડવામાં હાજર સૂચવાયા છે, જે પૃ. ૧૬૬ની હકીકત સાથે સંગત નથી; પણ પૃ. ૧૬૭ માં ૩૫ મા કડવાના આરંભમાં બીજી કડીમાં 'જાદવ સાથ' થી સેના આવી જણાય છે; ફરી પૃ. ૧૭૫ ઉપર કડવાં ૩૯માંમાં 'છપન ક્રોડ આવિયા' એમ યદુપરિવાર આવ્યો છે. કવિનું વચન તેથી શિથિલ જણાય છે.

પૃ. ૧૭૨—કડવા ૩૭માંમાં સ્તુતિ છે તેમાં એક ચરણમાં કૃષ્ણ ને બીજા ચરણમાં શિવજીની સ્તુતિ છે. પ્રેમાનંદના ૨૯ કડવાંવાળા ઓખાહરણના ૨૭ મા કડવામાં આ જ પદ્ધતિ છે, જેનો વિસ્તાર એના ૫૩ કડવાંવાળા ઓખાહરણમાં છે.

પૃ. ૧૭૩ તર્મ—તમર. ઉપરાટા-ઉફરાટા.

પૃ. ૧૭૪ કાચલડાં—કાચલાં, એક જ અંડનાં ત્રણ કાચલાં બ્રહ્મા, વિષ્ણુ ને શિવજી. માંચડાનાં સાલ દળ ને વરત (દોર) મળી એક આકાર થાય તેમ આપ એકરૂપ છો.

પૃ. ૧૭૫ કરવાનાં—કરવડાનાં, નાળચાવાળા લોટાનાં.

પૃ. ૧૭૬ શરિયા—સં. 'શર', બાણ—પોંખણામાં ઉપયોગ લેવાય છે તે ગોરજ-'ગોત્રજ' વાંચો.

પૃ. ૧૭૭ હાથઘાલણું—ચાંદલાની રકમ વરવધૂના હાથમાં આપવામાં આવે છે તે ક્રિયા. કૌતક-સં. 'કૌતુક'. ત્રકરીનિ (?)-રીત કરીને. ગોરવ-સં. 'ગૌરવ'-લગ્ન પૂરાં થયે વરપક્ષને આપવામાં આવતું ભોજન.

પૃ. ૧૭૮ પોલી—પોળી, પૂરી. કંકોણ-કંકોડાં, કંટોલાં. દાળ ગંપાના છોડ-ગંપાના છોડ જેવી પીળા રંગની દાળ.

પૃ. ૧૮૦ ડાટ—દોટ, ઝડપ કરીને હરેશો હલ્લો. કોટ-સં. 'કોટિ'-કરોડો. સારે પાસે-સારી=(ચોપટ)ના પાસાઓથી. કડવા

૪૪ માની ૫મી કડીની બીજી લીટીથી શરૂ થઈ ૮મી સુધીની 'દોરડો ઊડવા' વિશેની કડીઓ વિસ્તારથી પ્રેમાનંદના ૫૩ કડવાવાળા ઓખાહરણના કડવા પર મા તરીકે છે.

પૃ. ૧૮૩ કોર્યો - કોર, કિનારીઓ. પૃ. ૧૮૪-તૂંબડાં-મીઠાં દૂધવાં.

પૃ. ૧૮૬ તામશું—તે સમયે; સ तावत्, અપ. ताम. આછમન નામે દાસ્ય-દાસી આચમન કરાવે છે. નામે-નમાવીને આપે. પૂગી-સોપારી. ચેલવું (?)-સુંદર. કેલવાં-કેળવ્યાં, બનાવ્યાં.

## વિષ્ણુદાસકૃત ઓખાહરણ

પૃ. ૧૮૭ વંશ—વાંસમાંથી બનાવેલી વેણુ, બંસી.

પૃ. ૧૮૮—૯મી કડી નાકરમાં ૨જા કડવાની ૯ મી જ છે. ફરી ૧૩ મીનો પૂર્વાર્ધ નાકરની ૧૫ મીનો પૂર્વાર્ધ છે.

પૃ. ૧૯૧ પ્લવંગ—'સર્પ'–; સામાન્ય રીતે સં. 'પ્લવગ' એટલે 'વાંદરો'; પણ કવિએ અહીં ઊડતી સર્પજાતિ માટે પ્રયોજ્યો છે

પૃ. ૧૯૨ છજાય—છજું, છાપરુ.

પૃ. ૧૯૩ જયમાલ—'જપમાલ' વાંચો. આ કડવાની કોઈ કોઈ લીટીઓ નાકર પરથી લીધેલી જણાય છે; જુઓ ૬–૯ વગેરે કડીઓ.

પૃ. ૧૯૭ સાખીઓ જ્યાં જ્યાં આવે છે ત્યાં ત્યાં વ્રજ–અવધી વગેરેની છાંટવાળી છે, અને એ પાઠળથી ઉમેરાયેલી લાગે છે. ઉદ્વસ્ત-સં 'ઉદ્ધ્વસ્ત'-ખાલી પડેલો

પૃ. ૧૯૮ પાર્વતી (?)—ત્યાં ( ) ની જરૂર નથી મીનારક–સ 'મીનાર્ક'-મીનના સૂર્ય-ચૈત્ર માસમા મીન રાશિમાં સૂર્ય હોય છે.

પૃ. ૧૯૯ દૂમણો—કંજૂસ. પૃ. ૨૦૦ કાલ—ક્રોધ.

પૃ. ૨૦૧—વિષ્ણુદાસ, બાણમતીના ગર્ભમાં આવી ઓખા જન્મી, એમ કહે છે.

પૃ. ૨૦૫ વાજણે—( ? )-વાગતાં હોય છે, અવાજ કરતાં હોય છે.
પૃ. ૨૦૬ શૈલ્યા—સં. 'શિલા', પથ્થરના બાજોઠ.
પૃ. ૨૦૮—આ કડવામાં ઓખાને શાપ થયાનું છે. અહીં વિષ્ણુદાસ ઉતાવળનું કારણ ગણે છે નાકરમાં આ પ્રસંગ અપાયો છે ત્યાં ચિત્રલેખા સાથે ઓખા કૈલાસમાં ગઇ નિરૂપાઇ છે; વિષ્ણુદાસ એ માટે 'આંતરગત્ય' શબ્દ વાપરે છે
પૃ. ૨૧૫—વનો-સં 'વિનય'. કડવા ૩૧ થી ૩૮ સુધીમાં વિષ્ણુદાસની કાવ્યકૃતિ ઠીક ખીલે છે; વિપ્રલંભ શૃંગારની હથોટી અહીં જોવા મળે છે પ્રેમાનંદમાં આટલું રસિક કાવ્ય-તત્ત્વ આ પ્રસગનું નથી જણાતું. વિષ્ણુદાસના ઢાળ પણ રોચક છે.
પૃ. ૨૧૮ વાનો—સં. वर्णक', પ્રા. वण्णओ, અપ. वन्नउ, રંગ.
પૃ. ૨૨૦—૩૫ મું કડવું અહીં નિરર્થક પ્રક્ષેપ-રૂપ છે.
પૃ. ૨૨૨ પિયરની—'પિયુની' વાચો; પિયુ અનિરુદ્ધ.
પૃ. ૨૨૫ ચાકરડી—'ચાકર', જાતનો સર્પ. ત્રકોડા-તોફાન, ધાંધલ.
પૃ. ૨૨૮ ગળી—નીલી. 'જાત્ય ગળીમાં બોળ્યા'-દેહને કલકિત કર્યો. અહીંનો ચિત્રલેખા-અનિરુદ્ધનો સંવાદ પણ રસિક છે.
પૃ. ૨૩૧—કડવા ૪૭ માનો પ્રસંગ પણ સૂચક છે.
પૃ. ૨૩૩—બારી ઉપાડી રહેવાથી અનુચરો જાણી ગયા કે પરપુરુષ-અહીં આવ્યો છે. આ વિગત વિષ્ણુદાસમાં બીજાઓથી જુદી જાતની છે.
પૃ. ૨૩૪—કડવું ૪૯ મુ-એ ચાર કડી નાકરમાં ૨૭ મા કડવાની ૫ થી ૮ કડી છે, તે પ્રેમાનંદના ૫૩ કડવાંવાળા ઓખા-હરણમાં છે જ.
પૃ. ૨૩૫ સાણેજો—સં. 'स्नेहिन्', સ્નેહી, હેતુ, મિત્ર.
પૃ. ૨૩૯ અડઆણુ—અડવાણા, ઉઘાડા પગવાળા. ઉજાઓ-સં. उद्+या, પ્રા. उज्जा; ઊભા થઇને જાઓ.

પૃ. ૨૪૨ જાડેજા—યાદવનો કચ્છ કાઠિયાવાડમાંનો રાજપૂત વંશ. સં. યાદવ નું કચ્છીરૂપ 'જાડો' + 'જો' છઠ્ઠીનો કચ્છી પ્રત્યય; યાદવના વંશનો-કચ્છ, જામનગર, ગોંડલ, રાજકોટના રાજવીઓ જાડેજા છે; એઓ પોતાને યદુવંશી કહેવડાવે છે. પીંડારા—સં. 'पिण्डारक'-ગોવાળિયો. ૮ મી કડીમાં રાસલીલા કર્યાનું અનુસંધાન આપે છે.

પૃ. ૨૪૩—વિષ્ણુદાસ અને પ્રેમાનંદે બાણાસુરને ચાર હાથ બચ્યાનું કહ્યું છે, જ્યારે નાકરે બે હાથનું કહ્યું છે; જુઓ પૃ. ૧૭૪માં ૩૮ મા કડવાની ૭ મી કડી.

પૃ. ૨૪૬—શબ્દોમાં ફેર છે, છતાં પદ્ધતિ વિષ્ણુદાસના આ ૬૧ મા કડવાની અને પ્રેમાનંદના ૫૩ કડવાંવાળા ઓખાહરણના ૪૨મા કડવાની સરખી છે.

પૃ. ૨૪૮ નાટચારની—(?)—નાટાચાર, નૃત્ય વગેરે અથવા નાચનારી.

પૃ. ૨૫૧ લાડીક ચોલાં—'લાડી કચોલાં' વાંચો.

પૃ. ૨૫૧-૨૫૨—'લાખેણી લાડી લઇ ગયો' એ ધ્રુવવાળાં કડવાં નાકર વિષ્ણુદાસ અને પ્રેમાનંદના ૫૩ કડવાંવાળાં ઓખાહરણમાં છે, પણ ત્રણેમાં શબ્દો જુદા છે; એ જ રીતે 'દોરડાવાળું' કડવું પણ.

## અલ્પાક્ષરી—સંકેત

| | |
|---|---|
| અપ. અપભ્રંશ | પ્રા. પ્રાકૃત |
| ગુજ. ગુજરાતી | પ્રે. ૫૩ ઓ. –પ્રેમાનંદકૃત ૫૩ કડવાંવાળું ઓખાહરણ |
| જૂ ગુ. જૂની ગુજરાતી | સં સંસ્કૃત |
| પૃ. પૃષ્ઠ | |

કવિશ્રી પ્રેમાનંદકૃત

મૂળ

# ઓખાહરણ

## કડવું ૧ લું

રાગ રામગ્રી

શ્રીશંભુસુતને આદ્ય આરાધું જી, મન કર્મ વચને સેવા સાધું જી,
ચૌદ લોક જેહને માને જી, તેના ગુણ શું લખીએ પાને જી[1]!

ઢાળ

પાને લખ્યા જાએ નહિ, શ્રીગણેશના ગુણગ્રામ,[2]
સકળ કારજ સિદ્ધ પામે, મુખે લેતાં નામ.
ગિરિજાનંદન[3] ગજન-નાસિકા, વળી દંત ઉજ્જવળ એક,
આયુધ ફરસી કર ધરી, જેણે અસુર હણ્યા અનેક;
શ્યામા બે સુધ બૂધ અંગે[4], સુત લાભ ને લક્ષ,
સિંદૂર લેપન શરીરે[5], મોદક વલ્લભ ભક્ષ;
નીલાંબર પીતાંબર ધારી, ચડે સેવંત્રાની સેવ,
મારા પ્રભુને પ્રથમ પૂજીએ, જય જય દુંદલ દેવ.

---

૧. ક મંગલાચરણની ચાર લીટી જુદી નથી, પણ કડવામાં જ મંગળાચરણ લખ્યું છે.
૨. જ શ્રીગણપતિ ગણેશ.
૩ ઘ બૃ. કા. ગજવદન.
૪ ઞ અંગ બે સુધબુધ શ્યામ; બૃ કા શુદ્ધ બુદ્ધ એ શ્યામા છે.
૫ ઞ શરીર શોભા સિંદૂર છે.

સેવું બ્રહ્મતનયા સરસ્વતી, જે રૂપ મનોહર માત;[1]
તું બ્રહ્મચારિણી ભારતી,[2] તું વૈષ્ણવી વિખ્યાત;
શ્વેત વસ્ત્ર અને શ્વેત વપુ, શ્વેત વાહન હંસ,[3]
વિશ્વંભરી વરદાયિની,[4] કરો કોટિ વિઘ્નનો ધ્વંસ;
કમળાક્ષી ને કમળવદની,[5] કમળભૂ કન્યાય,
તું વેદશાસ્ત્ર જટા ઉપનિષદ, ધર્મશાસ્ત્ર ને ન્યાય;
બ્રહ્મવિદ્યા, યોગવિદ્યા, પુરાણ અષ્ટાદશ,
ગાન તાન ને સાત સ્વર, એ સર્વ તારે વશ;
દુહા, ગાથા, કવિત, કથા, વળી ભેદ, છંદ ને નાદ,[6]
એ રાગ તારા સરસ્વતી, બહુ વાણી તણા જે સ્વાદ;
ચતુર્ભુજ ને ચાતુરી અર્ણવ, વર્ણવે છે સહુ દાસ,
વૈશંપાયન ને વાલ્મીક તુંને, જાણે છે વેદવ્યાસ;
જૈમિનિ ને સુત પુરાણી, તેને કૃપા તારી હતી,
તેં જડ ભટ[7] આચારજ કીધા, કીધો કાળિદાસ કવિ;
કરુણાળુ[8] તું ને દયાળુ તું, હું દીન કિંકર માય,
હુંને રંક જાણી આપ વાણી, જેમ ગ્રંથ પૂરણ થાય;
સહકાર–ફળ વામણો ઇચ્છે, અપંગ તરવા સિંધુ,
તેમ દાસ તારો હું ઇચ્છું છું, બાંધવા પદબંધ.

---

૧. ચ જે મનોહર રૂપ
૨. अ બ્રહ્મચારણી છો ભારથી.
૩. अ. શ્વેત વપુ હંસ
૪. द વિશ્વંભર વીરદાયિની બૃ૦ દા૦ કરુણા કટાક્ષી કમળનયની,
૫. क કમળ પત્રાક્ષી.
૬. ज. કથા ભેદ, છંદ ને નાદ. બૃ૦ કા૦ એ તરંગ તારા સરસ્વતી છે, છે શબ્દના સંવાદ.
૭ च તેં જટાચારજ ભટ કીધો क જે જડ હતા તે ભટ કીધા
૮ च. કરુણાનંદ તેં દયાળી, બૃ૦ દા. હું કિંકર તારો માય.

### વળણ[1]

પદબંધ બાંધું કથા કેરા આખ્યાન ઓખાહરણ રે,
વદે વિપ્ર પ્રેમાનંદ, માતા, કરો ગ્રંથને પૂર્ણ રે.

## કડવું ૨ જુ'

### રાગ રામગ્રી

એણી પેરે બોલ્યા શુકદેવ જી, બાણાસુરનો ઉતાર્યો અહમેવ જી,
હરે આપ્યા સહસ્ર હાથ જી[2] ચક્રે છેદ્યા (તે) વૈકુંઠનાથ જી.

### ઢાળ

વૈકુંઠનાથે હાથ છેદ્યા, ઉતાર્યું અભિમાન,
પરીક્ષિત પૂછે શુકદેવને,[3] કહો ઓખાનું આખ્યાન.
વ્યાસનંદન વદે વાણી, વર્ણવું પૂર્ણાનંદ,
રસિક કથા ભાગવત તણી, તે મધ્યે દશમસ્કંધ;
શુકદેવ વાણી ઊચરે, બાસઠમો અધ્યાય,
આખ્યાન એ ઓખા તણું, અનિરુદ્ધનું હરણ થાય.
પરિબ્રહ્મથી એક પદ્મ પ્રકટ્યું, તેથી ઊપન્યા પ્રજાકાર,
પ્રજાપતિથી મરીચિ ને, તેનો હવો કશ્યપ કુમાર;
તેનો (પુત્ર) હિરણ્યકશિપુ, તેનો પુત્ર પ્રહ્‌લાદ,
પ્રહ્‌લાદનો સુત વિરોચન, તેને મન અતિ આહ્‌લાદ;
વિરોચનનો બળી બળિયો, બળીનો બાણાસુર રાજન,
તે મહાપ્રતાપી હુવો આદ્ય, ધરતો મન અભિમાન;

---

1. ટ બાંધવા પદબંધ રે, કહું આખ્યાન ઓખા તણું,
   વદે વિપ્ર પ્રેમાનંદ, માતા! ગ્રંથને ભાવે ભણું.
2. ગ એને હુતા સહસ્ર હાથજી.
3. ક શુકજી કહે પરીક્ષિતને

તે શોણિતપુરમાં રાજ્ય કરતો, મન ઊપન્યો વિચાર,
વર પામું ઈશ્વર આરાધું, આણુ વર્તાવું સંસાર.[1]
[2] કૌભાંડ નામે મોટો મંત્રી, તેને સૂંપ્યું રાજ્ય,
વૈરાગ્ય મનમાંહે ધર્યો, ગૃહ પછી કીધું ત્યાજ;
કૈલાસ નિકટ સંગાત્રટે, બેસી તપ કરે અસુર,
મન સાથે ઈશ્વર આરાધે, મહાપરાક્રમી તે શૂર;
આસન વાળી તાળી લાગી, તે ભજે ભોળો મન,
[3]સંવત્સર એક આસને, ઉધેઈ વળગી તન;
વર્ષા, શીત ને ગ્રીષ્મ વેઠે, ઓઢવા તે અવની આભ,
શ્રવણે સુગ્રીવે માળા ઘાલ્યા, મસ્તક ઊગ્યા દાભ;
ક્ષુધા, તૃષા તજીને બેઠો, મહાતીવ્ર માંડ્યું તપ,
માળા તે ફેરવે મન તણી, જપે જોગેશ્વરનો જપ;
ઇંદ્રે મોકલી અપ્સરા, તપ તણો કરવા ભંગ,
બાણાસુર ચૂકે નહિ, પરભવે નહિ અનંગ;
યોગી વેષ વૃષભ ચડી,[4] આવિયા અતીત રૂપે,
તવ બાણાસુર બોલાવિયો, ભાવે તે ભોળે ભૂપે;[2]
[5]માગ માગ રે મહીપતિ, એમ બોલ્યા ઉમિયાનાથ;
બાણાસુર કહે, નાથજી મુને, સહસ્ર આપો હાથ.

વલણ

સહસ્ર આપો હાથ હરજી, ગણો ગણપતિ સમાન રે,
[6]વિપત્તિ-વેળા ધાઈ આવજો, હા, કહી હવા અંતર્ધાન રે.

---

૧. ह. વર વર્તાવું સંસાર  ૨. જુઓ પરિશિષ્ટ
૩. क. એમ સો વરસ વહી ગયાં. च. સો વરસ એક આસને
૪. व. વૃષભ ચડી મહાદેવ આવ્યા બૃ૦ કા ધરી અતિત કેરું રૂપ
૫ બૃ૦ કા૦ માં લીટી વધારે છેઃ—
નેત્ર ઉઘાડીને નિરિખીયું, ત્યારે દીઠા શંકર જાણ.
ધશી, ધશીને ગરણે લાગ્યો, સ્તુતિ કરી નિરવાણ.
૬. બૃ૦ કા૦ વિપત પડે તો આવજો, એમ કહી શિવ૦

## કડવું ૩ જુ

### રાગ આશાવરી

વર આપી વળ્યા વિષધારી રે, સહસ્ર ભુજ પામ્યો અહંકારી રે,
ખૂખારી ઘેર ચાલ્યો ખરો થાવડી રે, ગતિ તાપસની આવડી રે;
અભિમાની બોલતો મુખ રે, હું તો રાજ્ય કરું હવે સુખ રે,
હું તો અમર થયો એણી પેર રે, તપશ્ચર્યા કરી આવ્યો ઘેર રે.

### ઢાળ

પાયે લાગે પ્રજા પુરની, આવી મળ્યો પરધાન,
સહસ્ર ભુજ પામ્યો, અનુજ ફાલ્યાં સરોવર-સમાન,[૧]
જાણે જુગ્મ વડની ડાળ ફૂટી, હસ્ત એમ રાજા તણા,
પોંચે પોંચે ઝગમગે, જાણે શેષ નાગની ફણા,
એક હસ્તે સહસ્ર-હસ્તી-મગ વસુધાતલ વશ કીધુ,[૨]
નાગ વર્ગ ને સ્વર્ગ જીત્યુ, રાજ્ય એક છત્રે કીધુ;
ચોસઠ દેશ ને ચાર દિશા બાણે વર્તાવી આણુ,[૩]
પાયે પૃથ્વી ધ્રુજતી, જુદ્ધ વદે મુખ વાણુ,[૪]
મંત્રી સાથે વઢવુ માગે, થાબડી નિજ અંગ,[૫]
માતંગ મારે વળી પછાડે, પાડે પર્વતશૃંગ,[૬]
ભરાવે બાથ ને હાથ ઝાટકે, મુખે ભાખે મેઘને સ્વર,[૭]
વહનાર પાખે બાણુને શરીર, પ્રગટ્યો પરાક્રમ-જ્વર;

---

૧. व ફુલ્યો તરુવર સમાન  क તરુવર સમાન
૨ भ તેણે વસુધા વશ કીધી
૩. द એક બાણુની વરતી આણુ
૪ उ મુખે જુદ્ધ વાછતો વાણુ
૫. अ બાથોબાથ નિજ અંગ
૬. उ પાડે પશુના શૃંગ  अ પાડે પૃથ્વી સંગ
૭ अ મુખે ભાગે મદગલ સ્વર

ગણ-ગાંધર્વ ને અપ્સરા સાથે, કૈલાસ ગયો રાજન,
જઈ બાણાસુરે શંકરને દ્વારે, નૃત્ય માંડયું રાખી મન;[૧]
થૈથૈકાર ધમકાર ઘુઘરડાં, અબળા પાગ માંડે ઠમઠમતા,
મંદિરથી મહાદેવ નીસર્યા, રામાની પેરે રમતા;[૨]
અસુર-ઈશ્વર અબળા નાચે,[૩] અમર ઇંદ્રાદિક જોય,
ચંગ, મૃંદગ, ઉપંગ ને વીણા, શબ્દ એકઠા હોય;[૪]
મહાદેવ રસમગ્ન થયા, રાજાને થયા તુષ્ટમાન,
બાણાસુરને કહે ઉમિયાવર, માગ માગ વરદાન;[૫]
રાય કહે, સ્વામી પ્રથમ તમે, મુને સહસ્ર આપ્યા હસ્ત,
તે ભુજબળ મારું કોણે ન ભાગ્યું, મેં જીત્યા લોક સમસ્ત;
સ્વામી, બળ આપ્યું તો જોદ્ધો આપો, એ માગવું છે મારે,
તમો વઢો કાં વઢનાર આપો, જે મારા મદને ઉતારે.[૬]
ત્યારે રીસ ચઢી ઈશ્વરને, માગતાં ચૂકયો મૂર્ખ,
જા, ભુજબળ તારું ભાગશે, ત્રિલોક-પૂજનિક પુરુષ;
પુત્રી તારીનો વડસસરો તે, તારા મદને હણશે,[૭]
થડ થકી તે કર તારાના, કડકે કડકા કરશે.[૮]
ત્યારે બાણાસુરને શુદ્ધ આવી, મેં માગ્યો શરાપ,
કડકા કરી કર કાપશે તે, કેમ ખમાશે અદાપ?

---

૧. अ માંડયું સંગીત ગાન.
૨. फ રંભા પેરે રમતા.
૩. अ અસુર ઈશ્વર અપ્સરા નાચે.
૪. फ ત્રણે એકઠાં હોય.
૫ अ માગ વરદાન આણી મન.
 ख માગ માગ કંઇ મહીપતિ, આપું તુંને વરદાન.
૬. अ જે ભુજનો ભાર ઉતારે.
 फ મારું ઉતારો અભિમાન.
૭. अ તારા ભુજને હણશે; કાપશે નિશ્ચે હાથ.
૮. फ થડ થકી છેદીને તારા, કરના કટકા કરશે.

ભૂપ કહે સાંભળાએ સ્વામી, તમ વચન હશે પ્રમાણ,
એટલું માગું, શત્રુ આવતાં, આગળથી થાયે જાણ;[૧]
શિવ કહે, તારી ધર્મધજા, આફણિયે ભાગી પડશે,
ત્યારે જાણજે થોડા દિવસે,[૨] શત્રુ તુજ ગડગડશે.

**વલણ**

ગડગડશે શત્રુ મેઘની પેરે,[૩] નગર વળાવ્યો સોય રે,
બાણાસુર પછી અહર્નિશ તે[૪] ધર્મધજા સામું જોય રે.[૫]

## કડવું ૪ થું

**રાગ દેશાખ[૬]**

ઋષિ કહે, રાય, સુણો અનુભવી, એ કથા મધ્યે થઇ બીજી નવી,
બાણાસુર વર પામી વળ્યો, આપ એકલો મૃગયાને વળ્યો;
ગંગા નહાવા ગયાં ઉમિયા માત, ઓખા ચિત્રલેખાએ જાણી વાત,
સંગે લીધી સહસ્ર સખી, બાની આયુધ અમળા અંગરખી;
મદન-ઘેલડી બંને જતી, થઈ છે ભાગ્ય ઉદયની રતી,
જઈ નમિયાં પાર્વતીને પાય, મસ્તક કર મેલ્યો ઉમિયામાય;
લીધું ચરણામૃત અંજલિ ભરી, ષોડશ પ્રકારે પૂજા કરી,
કુસુમહાર કંઠે ધરતી, અગર-ધૂપે આરતી કરતી;
પૂજી કરીને લાગ્યાં પાય,[૭] વદે દેવી, કન્યા, વર માગ્ય,

---

૧. ક એટલું તે માગું તમ કને, શત્ર આવતા થાય જાણ
૨. અ તે વારે તું નિશ્ચે જાણજે.
૩. ઘ ગાજશે શત્રુ મેઘની પેરે
૪. અ બાણાસુર આસને બેસી, (દા'ડી ૦
બ્ દા. આસન બેસી દહાડી બાણાસુર
૫. આ પછી બીજાં પાંચ કડવાં બૃ કા. દોહનમાં છે જુઓ પરિશિષ્ટ.
૬. બ૦ કા૦ રાગ લલિત
૭ બ. પૂજી અર્ચીને લાગ્યા પાય મસ્તક કર મૂક્યો ઉમિયાય

કન્યા કહે કંદર્પ કોડ, એવા વરની માગું જોડ.[1]
ઉમિયા કહે, માગ બીજી વાર; તોયે એનો એ માગ્યો ભરથાર.[2]
ત્રીજી વાર કહ્યું, માગ ફરી, આપો સુંદરવર એમ ઓચરી;
દેવી કહે, વરદાન હશે ખરાં, જા કન્યા, પરણુજે ત્રણ વરાં.[3]
ઓખા કહે, હો મારી માત! ત્રણ નાથ એ મહા ઉત્પાત,
મેં પૂજ્યાનું શું સારથ? લોકમાં થાયે હસારથ.[4]
વદે દેવી, ટાળું સંદેહ, ત્રણ વાર પરણીશ તેનો તેહ,
શુભ સ્વામી તું પામીશ તરત, જો તું કરું અલૂણું વ્રત.
કુંવરી કહે, કંથનું કેમ જાણું, વ્રત કીધાનું શું એંધાણ?
દેવી કહે, એની ચિન્તા કશી; જોજે ચૈત્રસુદિ દ્વાદશી.[5]
ભોગવીશ અંગ તું સ્વામી તણું,[6] તુંને મધરાતે આવશે સમણું;
તુંને ખેદ ઘણો વ્યાપશે, ચિત્રલેખા નાથ આણી આપશે.
ગયાં ઉમિયા એવું કહી,[7] ઓખા પધાર્યાં મંદિર મહીં.
મૃગયા રમીને આવ્યો તાત, પુત્રી વર પામ્યાની જાણી વાત,
ચિંતા ચિત્તમાં થઈ છે ઉદે, ભય-દાવાનળ પ્રગટ્યો હદે,[8]
વિચાર કીધો અંતરમાં ઘણો,[9] વડસસરો જે તનયા તણો,
તે સગાઈ કોઇ નવ ગણે, નિશ્ચે મારા ભુજને હણે;

---

૧. ય. એવા રૂપની માગું જોડ.
૨. ઈ. તોયે ફરી માગ્યો ભરથાર.
૩. ક. જા કન્યા પરણીશ ત્રણ વરાં.
૪. અ. થાશે લોકમાંહ્ય હસારથ.
૫. અ. બૃ૦ કા૦ જોજે વૈશાખ સુદી દ્વાદશી.
૬ ય. ભોગવશે અંગ સ્વામી તુજતણું; બૃ૦ કા૦ મધ્યરાત્રે આવશે સ્વપ્નું
૭ અ. ગયાં ઉમિયા અતિ કરુણા કરી.
૮ ઈ. બે દાનવને થયો રૂદે.
૯. અ. બૃ૦ કા૦ વિચાર ઉપજ્યો અંગમાં ઘણો, વડસસરો તો પુત્રીતણો.

પુત્રી વૃદ્ધપણુ પાળે શુય, માટે ઓખાને મારુ હુંય,[1]
જ્યારે નાશ પામે ઓખાબાઈ, ત્યારે નહિ આવે વહેવાઇ જમાઇ,
વહેવાઇ હોય તો છદે પાણુ માટે ઓખાને મારુ નિર્વાણુ,
[2]જેવો પુત્રીને હણવા જાય, એવે આ યા નારદ ઋષિરાય
નારદ કહે, રાય ખડ્ગને ધરી, કયા ચાલ્યા તમે ક્રોધ કરી ?

બાણાસુરે કહી માંડી વાત, જાઉં છુ પુત્રીનો કરવા ઘાત,
એનો વરસસરો થાશે જેહ, મારા ભુજને હણશે તેહ,
તે માટે મારુ એહને, પછી વહેવાઇ વર કયાં તેહને ?
ઋષિ કહે, સાભળો ભૂપાળ, શુ કરે કુવરી, નાનુ બાળ ?
તુજને લાગશે બાળહત્યાય, તે માટે કરો એક ઉપાય,[3]

આપણુ પુત્રીને હણીએ કાય ? રાખ કુવારી પરણાવીશ માય,
નહિ આવે જમાઈ વહેવાઈ હોય, પછી તારે શી ચિન્તા હોય !
ગયા નારદ એવુ કહી, બાણે પુત્રી મારી નહિ,
નવા ઘરનો માંડયો આરભ ચણાવ્યા અવાસ જ એક જ સ્તભ,
ઢાળ્યુ સીસુ દૈત્યનરેશ, ન થાન પવન તણો પ્રવેશ,
દશ સહસ્ર મૂકયા રખવાળ, તે ઉપર ચડાવી બાળ,
પાસે મૂકી બાળસ્નેહા, વિધાત્રી નામે ચિત્રલેહા[4]
કન્યાને જોઇએ અન્ન વસ્ત્ર ને પાણી, તે લે દોરડીએ તાણી,
સંગે સખી, રહે મન મોદ,[5] ખાય, પીએ ને કરે વિનોદ,[6]
ઉપજે કામ, મન દઢ રાખતી, વણે દાહિને દિવસ નાખતી

---

૧ ब તે પહેલા ઓખાને મારૂ હુય
૨ મૂં૦ કા૦મા વધારાની લીટી —
ભૂપતિ ક્રોધાતુર જ થયો નગ્ન ખડ્ગ ખેંચીને ગયો
૩ श રાખ કુવારી પરણાવીશ નાય
૪ क વિધાત્રી નામે ચિત્રલેહા
૫ મનમોહન, ૬ अ ખાય પીએ કરે હાસ્યવિનોદ

### વળણ

[1]દિવસ નાખતી દોહિલે, સાંભળો પરીક્ષિત ભૂપ રે,
એમ કરતાં ઓખાને આવ્યું,[2] વર વરવાનું રૂપ રે.

## કડવું ૫ મું

### રાગ ગોડી

વર વરવાને યોગ્ય થઈ ને પ્રગટ્યાં સ્ત્રીનાં ચિહ્ન જી,
ઓખા કહે છે ચિત્રલેખાને, એક વાત સાંભળ બહેનજી;
સહિયર શું કીજે ?
[3]હાંહાંરે દહાડલા કેમ લીજે ?
એ તો દોષ કર્મને દીજે.
જ્યમ પેં ભૂંડું જોબનિયું રે, મદપૂરણ મુજ કાય જી,
પિતા તો પ્રીછે નહિ રે, બાઇ ! કુંવારો ભવ કેમ જાય ?
સહિયર શું કીજે૦– ૨
[4]સાસરે જાય ને આવે, સખીઓ મુજ સમાણી જી,
હું અપરાધણ હવે હણાઈ, આંખે ભરું નિત પાણી જી;
સહિયર શું કીજે૦ –૩
એ દુઃખે હું દૂબળી રે, મુને અન્ન ઉદક નવ ભાવે જી,
અવાસ-રૂપી શળીએ સૂતાં, નિદ્રા કેઇ પેર આવે જી;[5]
સહિયર શું કીજે૦ –૪

---

૧. ઙ દિવસ કામની દોહેલા.
૨. ઘ એમ કરતાં પછી આવીઉ, ઓખાને વરવાનું સ્વરૂપ રે.
જ દિવસ નાખતી દોહિલે, તમે સાંભળો રાજનરે. બૃ૦ નાખની દિવસ૦
એમ કરતાં પછે ઓખાને, આવીઉ જોબન રે.
૩. બૃ. કા. મારી બેન રે.
૪. બૃ. કા. સહુકો.
૫. ઈ કાંઇ સૂતાં નિદ્રા નવ આવે. બૃ કા. શળી રે સાહેલી, નિદ્રા૦

મરજાદા સહિત ભરથાર બોલાવે, કરે આંખ તણો અણસારો જી,
તેવાં સુખ નયણે નવ નીરખ્યાં, મારો વ્યર્થ ગયો જન્મારો જી;
સહિયર શું કીજે૦ –૫

સ્વામી કેરો સંગ નથી જે સ્રીને, તેથી શું હોય નરતું જી,
હવે આશા શી પરણ્યા કેરી, મારું જોબનિયું જાય ઝરતું જી;
સહિયર શું કીજે૦ –૬

બીજી વાત મુજને નવ રુચે, મારું મન ભરથારમાં મગન જી,[1]
આંહીં કોઈ પુરુષ આવે તો સદ્ય પરણું, ના પૂછું જોશીને લગ્ન જી;
સહિયર શું કીજે૦ –૭

વેણુ રસિક કહેતો કરુણાનર, આવે લટકતી ચાલે જી,
પ્રેમકટાક્ષે પિયુને બોલાવું, હૃદયા-ભીતર વહાલે જી;
સહિયર શું કીજે૦ –૮

મરકલડે મુખે, મધુર વચને, મરજાદા મન આણી જી,[2]
શાક પાક પિયુને નવ પીરસ્યાં, આપો પાલવ તાણી જી;
સહિયર શું કીજે૦ –૯

એવાં સુખ નયણે નવ નીરખ્યાં, દાખવું કર્મ કઠોર જી,[3]
મારો જન્મારો એળે ગયો, જેમ સૂકું વગડાનું બોર જી;[4]
સહિયર શું કીજે૦–૧૦

કીકી વિના જેવાં લોચનિયાં, દીપક વિના મંદિર જેવું જી,
સુણ સખી, શિર કંથ વિના, મારું જોબનિયું જાય તેવું જી;
સહિયર શું કીજે૦–૧૧

---

૧. अ. હું ભરથાર ભોગવવા મગન જી. બૃ૦ કા૦ ભરથાર ભાગમાં.
૨. अ. અતિમરજાદા આણી જી.
૩. घ. ન દીપી કર્મ કેરી જી.
   क. મેં દીઠું કર્મ નઠોર જી.
૪. अ. જેમ વગડા કેરે બોર.
   બૃ૦ કા૦ क. જેમ વગડા તણું ઢોર.

જળ વિના જેમ માનસરોવર,[1] ચંદ્ર વિના નિશ જેવી જી;
પિયુ વિના જોબન ગયું રે,[2] હું અભાગણી (પૂરી) તેવી જી;
સહિયર શું કીજે૦-૧૨
અઘોર વનમાં વેલ ફૂલી, ન મળે ભમરો ભોગી જી,
વપુવેલી જોબનિયું ફૂલ્યું,[3] ન મળ્યો નાથ સંજોગી જી;
સહિયર શું કીજે૦-૧૩
એ સુખ દુઃખ મિથ્યા ધરું, હું લેવાઇ મારા પાપે જી,
આ બંધેગીરી કરમે કીધી, બાઇ ' શૂળીએ ચડાવ્યાં બાપે જી;
સહિયર શું કીજે૦-૧૪
જળ વિના જેમ વેલડી રે, લવણ વિના જેમ અન્ન જી,
ભરથાર વિના તેમ ભામની રે, દોહિલે નાખે દિન જી;
સહિયર શું કીજે૦-૧૫
અકળ ગતિ છે ગોવિન્દની, શું નીપજશે બાઇની જી,
ગોપાળનું ગમતું થાશે, મનડું મારું રહે નહિ જી,[4]
સહિયર શું કીજે૦-૧૬

વલણ

મનડું મારું રહે નહિ, (વિરહ)વહ્નિ થયો ઉદે,[5]
વલવલતી ઓખાને દેખી, ચિત્રલેખા વાણી વદે.

---

૧. ક જળ વિના જેમ માછલી રે, ચંદ્ર વિના રેન જેવી જી,
૨. ગ, પિયુ વિના જોબનિયું વૃથા.
બૃ૦ કા૦ એમ કંથ વિના જ કામિની.
૩. ક તેમ વપુ વેલી જોબન કળી કને, ન મળ્યો ભોગી ભમર.
૪ ક માં કડી ૧૫ અને ૧૬ નથી
૫ ગ મન દઢ મારૂં રહે નહિ, નઢ વિપરીત થયો ઊદે.
ઘ વર વરવાને થઇ ઊદે.
ઙ કડવુ ૫-નો ઊથલો મૂક્યો છે.

## કડવું ૬ ઠ્ઠું

### રાગ મેવાડો

શીખામણ દે છે ચિત્રલેખા જો, તું તો સાંભળ બાળસ્નેહા જો,
એમ છોકરવાદ નવ કીજે જો, બાઈ બળિયા બાપથી બીહીજે જો;
એવું નીચ મન કાં તારુ જો, આપણુ મોટા બાપનાં છોરુ જો,
એમ લાંછન લાગે કુળમાં જો, પ્રતિષ્ટા જાય એક પળમાં જો,
કોઈએ કહ્યુ હોય જે તાતે જો, બાઇ, નવ જઇએ બીજી વાટે જો,
હું તો રહી છુ તુજ રક્ષણ સારુ જો, બાઇ 'તું માણસ નહિ વારુ જો.[1]
મેં તો ન થાય તારુ રક્ષણ જો,[2] બાઇ તુજમા મોટું અપલક્ષણ જો,[3]
તુજમા કામ કટક દલ પ્રગટયુ જો,[4] હવે મને રહેવુ નવ ઘટતુ જો,[5]
જો રાય બાણાસુર જાણે જો, તો અંત આપણો આણે જો,[6]
મ ત્રી દુ:ખદાયક વરતી જો[7] ભૂ ડી કહેવાઉં તુજ મળતી જો,[8]
મારા સમ, જો મન કરો વિગ્રહ જો, એમ સ્વામી ન મળે શીઘ્ર જો,
થાકયા ડગલાં ન ભરીએ લાગા જો,[9] ઉતાવળે કેમ પાકે આંબા જો?
હું તો ઓળી કામનું કારણ જો, અહેની રાખો હૈયે ધારણ જો,

૧ अ પણ તુ માણસ નહીં વારુ જો
૨. अ મેં તો નવ થયુ તારુ રક્ષણ જો
૩ ब બાઇ તમમા દિસે અપલક્ષણ જો
૪ ड તુમા કેમ કમળદળ પ્રગટયુ જો
૫ इ આહા રે'વુ મુને નથી ગમતુ જો
 अ હાવે મારે રે'વુ નથી ઘટતુ જો
૬ अ તો અંત બનેનો આણે જો
૭ अ બેની દુ:ખદાયક બળની જો
 अ બેની દુ ખદાયક બનની જો
૮ अ હું ભુ ડી કહાવુ તુજ મળતી જો
૯ क થાકીએ ડગલા ભરતા લાબા જો

પિયુને મળવું હશે સૌને ગમતું જો,[1] મૌને જોબનિયું હશે દમતું જો.[2]
મુજમાં જ્ઞાન શુદ્ધ નથી અંતે જો, કાગગૃહમાં કયાંથી હંસ જો ?
મારી ઓખાબાઈ મલપ્યાં જો, તમે વ્રત કરીને અલપ્યાં જો.
આવ્યો ચૈત્ર માસ એમ કરતાં જો, પછી ઓખાબાઈ વ્રત
આચરતાં જો;
અલવણ જમે, અવની સૂએ જો, દીપક બાળે ને દિન ખુએ જો,
[3]નિત ઉમિયાજીને આરાધે જો, દેહ દમન કરે મન રુએ જો,
થયું પૂરણ વ્રત એક માસે જો, કોઈ ના જાણે એક આવાસે જો.[4]

વલણ

આવાસે એક સ્તંભ વિશે [5]વ્રત કીધું ઓખાય રે,
[6]થયો સ્વપ્નસંજોગ સ્વામી તણો, તે ભટ પ્રેમાનંદ ગાય રે[7]

કડવું ૭ મું

રાગ-કેદારો

શુકદેવજી વાણી વદે, ઓખા ભરી છે પુરણ મદે,
વૈશાખ સુદિ દ્વાદશી હતી, સ્વામી સ્વામી કરતી સેજ સૂતી;
સુખે નિદ્રા કરે છે બાળા, તન તપે હૃદે મદનજ્વાળા,
સ્નેહની જ્વાળા તપી નવ સમે, ઘણું એક દુઃખી નિશા નિર્ગમે,[8]

---

૧. ક. પિયુને મળવું કેમ હોય અણગમતું જો.
૨. ઘ. સહુને દીઠે જોબનીયું દમતું જો.
૩. બૃં કા૦ માત૦. અહીં જુઓ પરિશિષ્ટ-વધારાનું કડવું.
૪. ઢ. કોઇ ન જાણે એક સ્તંભ અવાસે જો.
૫. જ. અવાસે એક સ્તંભ વિષે
૬. ક. થયો સ્વપ્નાંતર સંજોગ સ્વામીનો.
૭. ઢ આ કડી બીજી પ્રતોમાં નથી
૮. ક્ષેપક; જુઓ પરિશિષ્ટ.

[1]કાંઈ લિખિત વાત છે ભાવી, ઓખાબાઈને નિદ્રા આવી,[2]
*સૂતી સ્વામી સ્વામી કરતા, થવા લાગ્યા તે સમણાં સરતા,
શુભ શુકને ઓખા આનંદી,[3] મળ્યો છે વર વિરહ-નિકંદી,[4]
મંડપ મનુષ્યે ભરાયો ખચખચી, રૂડી નૌતમ ચોરી રચી,
મળ્યો સ્વામી રૂપ-રસાળો, તેની સાથે મળ્યો હાથેવાળો,
ચારે મંગળફેરા ફરિયા, કંસારનાં ભોજન કરિયાં,
દાસી ગીત ગાય છે વરણી ઓખા સ્વપ્નાંતરમાં પરણી,[5]
એક સ્તંભ પોતાની મેડી ચિત્રલેખા વરને લાવી તેડી,[6]
*બેઉ શય્યાએ સામાસામી નિદ્રામાં મિથ્યા વર પામી,[7]
*ત્રૂટે હાર, છૂટે મેખલા, ગમે રતિસુખ આસન-કળા,
નિશ્ચે નારીએ જાણ્યો નૃપ,[8] કન્યા સ્ખલિત થઇ કંદર્પ,
*સ્વપ્નામાં પરણીને જાગે[9] ઓખાજીને સારું લાગે,
*ઓખા મનવાંછિત વર પામી, ઉરશું ભીડ્યા તે અંતરજામી,
બીડી અડધી કરડી પાનની, નાથ કહે, આરોગો કામની શૃંગાર
ખાતાં મુખ મરડ્યું છે ભોગી, પિયુને રીસ ચઢી છે ભોગી,[10]
*તું તો થયો કામાતુર અંધ, પરસુતાશું શાનો સમંધ?[11]

---

૧ આ *નિશાનીવાળી લીટીને લગતા પરિશિષ્ટ જુઓ
૨ अ પછી અબળાને નિદ્રા આવી
૩ इ થયું સ્વપ્ન ને ઓખા આનંદી
૪ अ મળ્યો સ્વામી વિરહનો ફંદી
૫ अ ઓખા પિયુજીશું વિહ્યા પરણી
 ब એમ સ્વપ્નામાં વિહ્યા પરણી
૬ फ તાહાં લાવી પિયુજીને તેડી
૭ ह એવું સ્વપ્ને પ્રેમદા પામી ब का એવું સુખને પ્રેમદા પામી
૮ ह ब का સ્વપ્ને નારીને મળીઓ નૃપ
૯ च સમણામાં રજની જાગે બ્ કા સ્વપ્નમાં રજની જાગે, તે તો
  ठ° લાગે
૧૦ अ પિયુને રીસ ચઢી છે ભોગી ૧૧ इ અસુર સાથે શો સબંધ

*બીડી પાનની અર્ધી કરડી, ખાધી મન વિના મુખ મરડી,
ભરથારને ભ્રાંત જ આવી. સેજથી નાથ ગયો રિસાવી.[1]

વલણ

રિસાવી ગયો રમણ કરતાં, તે સ્વપ્નાંતરની વાત રે,
ઓચિંતી ઓખાબાઈ જાગી, સાથે માંડ્યો આંસુપાત રે.

## કડવું ૮ મું

### રાગ સામેરી

જાગી જાગી રે રામા રમભરી, તપાસે સેજ ફરી ફરી,
મુખે કરડતી આંગલડી[2], મેં તો વણસાડ્યું થોડાને કાજે રે,
મેં મૂઢએ મુખ મચકોડ્યું[3], બીડી ના ખાધી તે દાઝે રે;—જાગી૦ ૧
લડથડતી ચાલે, ને પાલવ ઝાલે રે, નયણે આંસુ ઢાળે રે,
કરે સાદ સ્વામીને સંભારે, ભ્રમર ભોગી ભાળે રે; —જાગી૦ ૨
[4]ધમ ધમ કરતી નારી તપાસે બારી, દીઠી તે ભોગળ બીડી રે,
જોઈ ચારે ખૂણે, ને મસ્તક ધૂણે, વિલપે વિજોગની પીડી રે;
—જાગી૦ ૩
કરે કાલાવાલા, મનોરથ હાલા, કહુંકહુંતી દે સમ રે,
તમારે તો હસવું, મારે રોઈ મરવું, ધીરજ રાખું કેમ રે?
—જાગી૦ ૪
આપી સંજોગસુખ, ને દેવું દુ:ખ, મારા કર્મની રેખા રે,
અતિશે ના તાણો, દયા મન આણો, તમને બાપના સમ, દો દેખા રે;
—જાગી૦ ૫

---

૧. અ સેજે કંથ ગયો રે રીસાવી.
૨. ઇ મુખે કરડી દશે આંગળી, અ એક મુખ કરડી આંગળી.
૩. ઇ મેં અભાગણીએ મુખ મચકોડ્યું. ક મેં ભૂંડીએ મચકોડ્યું.
૪. ફ સુધબુધ ગઇ નારી.

જુઓ પ્રીત તપાસી, હું છુ દાસી, દંડ દેવો તે શા સારુ રે?
કરો સ્નેહ, કે તજું છુ દેહ, વહાલા અતિશે નહિ વારુ રે;[1]
—જાગી૦ ૬

મીટ માંડો ને ખટપટ છાંડો, ન બોલો તો કંઠ નાખું વાઢી રે,
ખીડી માટે થયાં મન ખાટાં, કહો તો મુખનું તબોલ લઉં કાઢી રે;
—જાગી૦ ૭

અનેક ઉપાય કીધા કન્યાએ, ન બોલ્યો નાથ, આશા ભાગી રે,[2]
વદે વિપ્ર પ્રેમાનંદ, ગતિ થઇ મંદ, પછી ઓખા રોવા લાગી રે.
—જાગી૦ ૮

## કડવું ૯ મું

### રાગ વેરાડી[3]

આશાભંગ થઈ ભામિની, રોઇ સ્તુતિ કરે સ્વામીની,
ચિત્રલેખા ભણી ગઈ, ઊઠ બહેની, શું સૂઈ રહી?[4]
ઊઠી સહિયર બેબાકુળી, કન્યા, કાં રુએ થઇ વ્યાકુળી?[5]
આવડી ઓખા શાને કાંપી? શકે ઓથારે તુજને ચાંપી!

---

૧. અ વ્હાલા અતિ ઘણું નહિ કાય વારૂરે, ય અતિશે ઘણું તે નહિ-વારૂરે, ક અતિશે કરો તે નહિ વારૂરે, બૃ કા અતિ ઘણું તે વારૂરે.
૨ બૃ કા. અરે નાથજી ન જઇએ હાડે, રાડ તે ફોગટ ફાસુરે,
અમો પર ન આવે દયા, દેખી મારી આંખડીએ આસુરે.
૩. અ, ય. રાગ મારૂ. પછી ક મા એક લીટી વધારે છેઃ
—પરીક્ષિત પૂછે સ્વપ્નાતર, શુકજી વાળે છે ઉત્તર.
૪. ઙ માં એક વધારે છેઃ–આશા મારી સફળ થઇ, જે જાણ્યુ પિયુ ઘરમાહે; તે આશા નિષ્ફળ થઇ, પિયુ ના દીઠો તાહે
આ પછી જુઓ પરિશિષ્ટ.૧
૫ બૃ કા. છે ચતુર કૌશાડકુમારી, પૂછે વાત સકળ વિસ્તારી,
ચિત્રલેખા કહે સુણ બાળા, કેમ રુવે છે આંસુડા ઢાળી?

મારી મીઠી તું રહે છાની, તુંને રક્ષા કરે રે ભવાની,[1]
કહે પ્રેમદા શું તને હવું, સમણામાં શું દીઠું નવું?
ઓખા કહે, ગાલે દઈ હાથ, ઘોડા ગજામાં ડૂબાણા નાથ,
હસતાં રમતાં તે ચડિયો ક્રોધ, ફોકટ ફાંસુ પડયો રે વિરોધ;
કર દીવો ઘર નિહાળીએ, છે આટલામાં પિયુ ભાળિયે,
ચિત્રલેખા કહે, ઘેલી થઈ, આંહીં દેવે અવાય નહિ;
આવી ન શકે પ્રાણી પંખના, એવી સમણામાં ન હોય ઝંખના,[2]
પિયુ! પિયુ! કરતી તું સૂતી થતી, માટે સ્વપ્નામાં દીઠો પતિ;
સ્વપ્ને નિર્ધન પામે ધન, સ્વપ્ને વંધ્યા પ્રસવે તન,
જાગી દેખે તો હાલો ઉછંગ, સ્વપ્ન મૃગજળના રે તરંગ;
ઇન્દ્રજાળની જેવી વસ્ત, અહીંએ ને હાલો હસ્ત,[3]
ન થાય લાભ, દીઠે સ્વપ્ને,[4] દર્પણનું રૂપ ન આવે કને;
ગાંધર્વનગર ને ગગનકુસુમ, ભોગ અસ્થિર સ્વપ્નાના સમ,[5]
નિદ્રાવશ મન કહીંએ ભમે, સ્વપ્ન સાચું ન હોયે કયમે;[6]
ચિત્રલેખા દેતી દારણ,[7] સખી ઓખાને આપે ધારણ,
કુંવરીનું મનાવવા મન, દીપક પ્રકટાવી જોયું ભવન;[8]
તપાસ્યું ભાળિયું ચારે પાસ, પડી ઓખા થઈ નિરાશ,
વાધી વિજોગ તણી વેદના, મૂર્છાગત થઇ અચેતના.
ચિત્રલેખાએ બેઠી કરી, હૃદયે ચાંપી બે ભુજ ભરી,

---

૧. ई ખમા કરે આઇ ભવાની; બૃ. કા. બેની૦
૨. फ એ તો સ્વપ્નાની એવી ધંખના.
૩. ड જાગી દેખે તો ઠાલો હસ્ત.
૪. अ નાથનો લાભ ન થાય સ્વપ્ને.
૫. य નાસ્તિ ભોગ સ્વપ્નાના તેમ.
૬. क સ્વપ્નાનું સુખ સાચું હોય કેમે?
૭. બૃ. કા. દારણા.
૮. ई. દીપક પ્રકટીને જોયું ભુવન. દીવો પ્રકટ કીધોરે ભુવન.

કામવશ મન નથી લાજતું, મેહે તપે છે તન દાઝતું;[૧]
કાં વીસરી ગયું ઉગિયાનું વચન? સ્વપ્નામાં પરણ્યો સ્વામિન,
ઓખા કહે, વિસ્મરણ[૨] થઇ, લાવ સ્વામને તું અહીં;
વિધાત્રી કહે, શું તેનું નામ, સ્વપ્નાના સ્વામીનું કયું ગામ?
કોણ માત પિતા ને જાત, લઈ આવું, કહે[૩] મુને વાત;
* ઓખા કહે, હું ઘેલી થઇ, નામ ઠામ પુછાયું નહિ,
નાત, જાત ને માત પિતાય, હું પ્રીછી નહિ જે પ્રથમ પુછાય;[૪]
રૂપકળા મુને મન ગમી, તે રૂપ ચિત્તમાં રહ્યું છે રમી,
બાઇ! તે નાથે હું મિથ્યા દમી, મેજે સૂરજ ગયો આથમી;[૫]
નિશા નહિ જાયે નિર્ગમી, મળવા મનડું રહ્યું ટમટમી,
વિજોગદુઃખ ન રહેવાય ખમી, લાવ પ્રભુને, કહું ચરણે નમી;[૬]
[૭]ચિત્રલેખા કહે, કર્મે હાથ દઈ, જાણ્યા વિના કોને લાવું અહીં![૮]
કશો આશરો વદને વદ, તારા સ્વામીને લાવું સદ્ય;
ઓખા બોલે છે આળપંપાળ, આંહાં આવે તો ઓળખું તત્કાળ,[૯]

---

૧. અ મેહ અગ્નિએ તન દાઝતું; ચ વિરહ કરી મન લાજતું, ફ વિરહ
    તાપે તન દાઝતું
૨. બૃ. કા. સ્મરણું થઇ.
૩. બૃ કા. લેઇ આવું કહે મોંઢી વાત ડ લેઇ આવું કહે સાક્ષાત
૪. અ પ્રીછી નહિ જે પૂછી વાત. ચ પ્રીછયા વિના કેમ પ્રીછાય. ફ હું
    નહિ પ્રીછી જે પ્રથમ પૂછાય.
૫. અ સંજોગે સૂરજ ગયો આથમી.
    ચ સંયોગ સૂરજ ગયો આથમી.
૬. ઇ લાવ, પ્રભુને કહે ચરણે નમી. બૃ. કા. લાવ નાથને ચરણે નમી.
૭. બૃ. કા. સખી કહે કર્મે દેઈ હાથ, ડ માંડી કહેને બધી વાત.
        મિથ્યા વાત કહે છે મને, નામઠામ વિના લાવું કેને!
૮. ઢ નામઠામ વિના આવું લઈ.
૯. ફ લાવો તો કહું તત્કાળ, ચ શોધી લાવો તો કહું તત્કાળ.

કાંઇ રૂપ સઘળું છે સારું,[1] તેણે ચિતડું ચોર્યું છે મારું;
લાવ શોધે સખી ! તેહને, નહિ તો પાડું છું રે દેહને,[2]
સ્વામી વિના જીવવું વૃથા, માટે પિંડ પાડું સર્વથા.

વલણ

સર્વથા પિંડ પાડું મારો, આજ ન આવે સ્વામી રે.
ચિત્રલેખાએ રૂપ ચીતરિયું, કાગળમાં બહુકામી રે.[3]

## કડવું ૧૦ મું

### રાગ નટ[4]

કાગળ રંગ લીધો રે વિધાતા, ભાત ભાતનાં ચીતરે સ્વરૂપ,
સ્વર્ગના સુર, પાતાળના પન્નગ, લખિયા તે ભૂમિના ભૂપ;–કાગળ૦ ૧
વાયુ વરુણ ને પાવક લખિયા, જક્ષરાય ને જમ,
ઓખા કહે, તું લઘુને મૂકી, આ વૃદ્ધ દેખાડે કયમ?–કાગળ૦ ૨
ગણેશ, ઈશ ને અંબુજ[5] લખિયા, લખિયા સૈન્યના ઈશ,[6]
જુગ્મ તુરિના[7] તન જોવડાવ્યાં, તોએ ધુણાવે શીશ,–કાગળ૦ ૩
પ્રભાકર, સુધાકર લખિયા, ગિરિજાવર ગંભીર,
ઓખા કહે, ન હોયે એકે, મારા સ્વામીનું શરીર;–કાગળ૦ ૪
અષ્ટ વસુ અણુ ગાંધર્વ લખિયા, લખિયા બારે મેહ,
સપ્ત જળનિધિ, અષ્ટ ધાતુકર, લખિયા તેહની દેહ;– કાગળ૦ ૫

---

૧. ड તેનું કાંઇ કાંઇ રૂપ રસાળું. च કાંઇ સ્વરૂપ છે અતિ સારું.
૨. क નહિ તો પાડીશ મારી દેહને.
૩. બૃ. કા. વધારાની લીટીઓ—ઓખા કહે હમેં હેઇ ભુજ, વારેવારે શું પૂછે મૂઢ; મન મળવા રહ્યું ટમટમી, તેનું રૂપ અંતર રહ્યું રમી.
૪. બૃ. કા. च નટની દેશી; अ ટોડી.
૫. બૃ. કા. અંબુઇશ; क, ब, ગણેશને અંબુઇશ લખીઆ. अं ગુણઇશ ગુણ ગંધર્વ લખીઆ.
૬. બૃ. કા. લખીઆ તે સેનાના ધીશ. ड લખીઆ સેનાપતિ ઈશ.
૭. બૃ. કા. જુગ્મ તુરૈયા સહ જોવડાવ્યા. अ જુગ્મ તુરી નાચા વર લખીઆ.

[1]દેવ મુનિ ને જુગ્મ વીણાધર, લખિયા ચિત્ર વિચિત્ર,
મરુતગણ તે લખિયા વિદ્યાધર, સપ્તઋષિ પવિત્ર;–કાગળ૦ ૬

શત કૌરવ, પાંચ પાંડવ લખિયા, વળી દેશ દેશના રાય,
કન્યાને કોઇ ચિત્ત ન આવે, આકુળ વ્યાકુળ થાય;–કાગળ૦ ૭

ચિત્રલેખાએ મન વિચાર્યું, મેં લખિયા ઠામોઠામ,
વિષયી પુરુષ ભામનીના ભોગી, કૃષ્ણ તણું એ કામ;–કાગળ૦ ૮

ચતુર્ભુજ, પીતાંબરધારી, લખિયા શ્રીમહારાજ,
દીઠા કૃષ્ણ ને ઓખા ઊઠી, કરી કૃષ્ણની લાજ;[2]–કાગળ૦ ૯

અરે, સહિયર એના[3] કુળમાં, મારો છે ભરથાર,
પ્રદ્યુમ્નને પછી લખી દેખાડયો, લાજ કીધી બીજીવાર;–કાગળ૦ ૧૦

કન્યા કહે, એવો[4] પ્રભુજી, આ પુરુષ કોઇ વૃદ્ધ,
ચિત્રલેખાએ લખી દેખાડયો, કાગળમાં અનિરુદ્ધ;–કાગળ૦ ૧૧

મુકુટ ભ્રમર પરિ, વદન સુધાકર, નેત્ર બે અંબુજ,
ઘેલી ઓખા, ધાઇ ધાઇને ભેટે, ભરી ભરીને ભુજ;–કાગળ૦ ૧૨

ધન, ધન, નાથજી ! હાથ ગ્રહીને, ના મૂકીએ બીડી સારુ,
[6]અમો અબળાનાં હૃદય કોમળ, કોણ મર્જ અમારુ[1]–કાગળ૦ ૧૩

ના, ના, બોલો મારા સમ છે, લાજો છો શા માટે ?
- ચિત્રલેખા કહે, ન હોય સ્વામી, વળગ્યામાં કાગળ ફાટે.[7]–કાગળ.૧૪

---

૧. બૃ. કા. વેદ.

૨. क સસરાની કીધી લાજ; ख કરી શ્વશુરની લાજ; બ કા. કીધી વડસસરાની લાજ.

૩. બૃ. કા. અરે, સહિયર એ બિયાના કુળમાં.

૪. બૃ. કા. કન્યા કહે, અવયુવ પ્રભુના.

૫. क., सू. का. કાગળને ભરે ભુજ.

૬. બૃ. કા. હૃદય અબળાનું હોય કાચું   ૭. ई વળગમા કાગળ ફાટે.

### વળણ

ફાટે કાગળ કામિની, ન બોલે ચિત્રામણ વાણી રે,[1]
ઓખા કહે ચિત્રલેખાને, આપ પ્રભુને આણી રે.

## કડવું ૧૧ મું

### રાગ મારુ

ઓખા કહે, સુણ રે સાહેલી, લાવ નાથને વહેલી વહેલી,
બાઇ ! તું છે સુખની દાતા, લાવ સ્વામીને, થાય સુખ શાતા;
[2]ચતુરને કહે ચિત્રલેખા, બાઇ ! આપણાના ઉપાય કેવા ![3]
દૂર પંથ છે દ્વારામતી, કયમ જવાયે મારી વતી ?
ત્યાંહાં તો જઇ ન શકે રાય શક, રક્ષા કરે સુદર્શન ચક્ર,[4]
ત્યાંથી જીવતાં કયમ અવાય ![5] ત્યાંતો નિશ્ચે મસ્તક છેદાય;
જાવું જોજન શત અગિયાર, ત્યારે આવે તારો ભરથાર;
નયણે નીરની ધારા વહે છે, કર જોડીને કન્યા કહે છે;
બાઈ ! તારી મતિ છે મોટી, તુંને કોઇ ન કરી શકે ખોટી,
સહિયરને સહિયર હોય વહાલી, બાઈ ! તેં મુને હાથે ઝાલી.
આપણુ બે જણ બાળસંઘાતી, પ્રાણદાતા છું, રે વિધાત્રી,[6] ૧

---

૧ બૃ. કા. ચિત્રલેહા બોલે વાણીરે. ड. ई. આ ચિત્ર ના બોલે વાણી રે.
क. ચિત્રામણ કેમ બોલે વાણી રે.
૨ બૃ. કા. ઓખા ! તેને પડયા એ હેવા. સખી !......
૩. ई. બાઇ ! આપણાના ઉપાય કોહે ! ૪. બૃ કા. રક્ષા કારણ ફરે છે ચક્ર.
अ ફરતું રક્ષા કરે છે ચક્ર. क રક્ષા કરવા ફરે સુદર્શન.
૫ બૃ. કા. જીવતાં તો ફરી ન અવાય.
ड. જાઉ તો ફરીને ન અવાય, નિશ્ચે શિરછેદન થાય.
क. જીવતાં ફરી ન અવાય વેદ, નિશ્ચે ત્યાં શિરચ્છેદ.
૬. अ. પણ તુ દાતા છે વિધાત્રી च. તું તો પ્રાણદાતા વિધાત્રી.

માતાપિતા વેરી છે મારાં, મેં તો ચરણ સેવ્યાં છે તમારાં,[1],
વિધાત્રી, તું છે દીનદયાળ, એમ કહીને પગે લાગી બાળ.
ચિત્રલેખાએ ધારણા કીધી, પછી દેહ તે પક્ષણી કીધી;
[2]આપ્યું વાયક એક પ્રમાણી, ક્ષણું એમાં તે આપું આણી.
ઓખા કહે છે જે રહેજે રૂડે આચરણે,[3] રખે અનિરુદ્ધને તું પરણે;
[4]જતન કરજે સ્વામીનું સબળ, જેમ આંખને રાખે પળ.[5]
પછી વળાવી રે વિધાત્રી[6], પંખિણી પવનવેગે જાતી;
દ્વારકા જઇ પોતી કામિની, છેલ્લી દોઢ પહોર રહી જામિની,
[7]જેવું દુર્ગમાં પેસે સ્ત્રીજન, તેવું ધાયું તે સુદર્શન;[8]

---

૧. ઇ. બાઇ ! મેં પદબંધ સેવ્યાં છે તારાં; બૂ. કા. જ. મેં તો ચરણ સેવ્યા છે તારા.

૨. વ. આપી વાયક પ્રાણ પ્રમાણી; અ. આપ્યું વાયક વચન પ્રમાણી. બૂ. કા. માં એક વધારાની લીટી છેઃ—તે શું પરણાવું રૂડી રીત, તો હું જાણુજે મારી પ્રીત.

૩. વ. ઓખા કહે રહેજે રૂડે આચરણે.

૪. બૂ. કા. આ પહેલાં છ કડીમાં ઓખાની ચિત્રલેખાને શિખામણ છે અને રૂડા આચરણે રહેવાનો તથા પરણવાના વિધિનો વિસ્તાર છે. ક્ષેપક ન લાગવાથી અહીં મૂક્યો છે.

સખી સુંદર વરને જાણી, રખે થાતી હું પટરાણી,
એનો અતિશે હાથ રૂપાળો, રખે મેળવે હું હાથેવાળો.
બાંઇ ! જાદવવર છે રૂડો, રખે પહેરી બેસતી ચુડો,
બાઇ ! જઈને આવજે તર્તં, રખે તે સાથે મંગળ વર્તે;
સખી ! આવજે વહેલી વહેલી, વહાલું વાતાં વહેલી વહેલી.
બાંઇ ! તારો છે વિશ્વાસ, રખે કરતી મને નિરાશ.

૫. ઙ. કરજે સ્વામીનું સઘળું જતન, જેમ અંબને રાખે પોપણ;' બૂ. કા. હું તો કરજે સ્વામીનું જતન. મુજ રાંકને હાથ રતન. અ જેમ આંખને રાખે કાજળ.    ૬. અ. એમ કહી વોળાવી છે વિધાત્રી.

૭. બૂ. કા. જવા કીધુ નગરમાં મન.

૮. અ, ધાઇ આવ્યું સુદર્શન; વ એસ ધાયું સુદર્શન,

જેવું મસ્તક છેદે પળમાં, કન્યા પેઠી ગોમતી–જળમાં.
એવે નારદજી તાંહાં આવી,[1] કન્યા ચક્ર થકી રે મુકાવી;[2]
નારદ કહે, રે સુદર્શન ! એને લઈ જવા દેજે તન,
એ તો કામ છે કૃષ્ણને ગમતું, માટે તું એને નખે[3] દમતું.

ગયું ચક્ર તે પશ્ચિમ દિશ, ઋષિ નારદ ગયા આકાશ,
[4]હવે અલ્પ રહી છે રાત્રિ, ચાલી ગામ જોતી વિધાત્રી;
ચાલી પક્ષણી જોતી ગામ, સામાસામી દીસે છે ધામ,
સપ્ત ભૂમિ તણા આવાસ,[5] જોતાં ક્ષુધાતૃષા થાય નાશ;

બહુ કળશ ધજા રે વિરાજે, જોતાં અમરાપુરી તે લાજે,[6]
શોભે છજાં ઝરૂખા ને માળ, સ્તંભ મણિમય ઝાકઝમાળ;
વાંકી બારી ને ગોખે જાળી, નીલા કાચ મૂક્યા છે ઢાળી,
ઝળકે મંડપ હેમની થાળી,[7] પટમાંહે જડી પરવાળી;

ભલાં ચૌટાં ને શેરી પોળ, સામાસામી હારોની ઓળ,
ભીંતે લીધી કનકની ગાર, ચળકે કાચ ને મીનાકાર;[8]
ઘેર ઘેર વાટિકા રે કુંજ,[9] કરે ભમરા તે ગુંજાગુંજ,
થાય આનઘોષ તે કાળે,[10] રસ જામ્યો વાજિંત્રને તાળે,

---

૧. બ. એવે નારદ રહ્યા તાં આવી ૨. બૃ. કા. કન્યા ચક્રભય થકી મૂકાવી.
૩. બૃ. કા. રખે.
૪. બૃ. કા. પછી હદકની અંજલિ લીધી, મંત્રી વિધાત્રી નિસંધ કીધી.
૫. બૃ. કા. ઘ, જ. ભવન ભારે.
૬. બ. ચોફેર રત્નાગર ગાજે.
૭. બ. જુએ મંડપ હેમની થાળી. ઘ ઝુલે હેમમંડપની જાળી. બૃ. કા. માં આ લીટી નથી.
૮. ક. ચળકે જાણે મીનાકાર. બ ચળકે કામ મીનાકારે. ઘ. ઝળકે.
૯. બ, ક. ઘેર ઘેર સુગંધ વૃખકુંજ; ઘ ઘેર ઘેર સ્ફાટિકના કુંજ; બૃ. કા. માં આ સ્થળે કેટલીક લીટી ઊલટાસૂલટી છે.
૧૦. ક. થાય જગન અહોનિશ કાળે; બ. થાય જ્ઞાનગોષ્ઠી તે કાળે.

મોટા મદગળ ઘૂમે ને ડોલે, ગુણ ગાંધર્વ બંદીજન બોલે,
દ્વારકા તે વૈકુંઠ સરખી, ચિત્રલેખાએ નગરી નીરખી;
દુર્ગ કોસીસાં રૂડાં બિરાજે, ચોફેર રત્નાગર ગાજે,
[1]ત્યાં તો ગોમતીનો રે સંગમ, ઉદરે સ્થાવર ને જંગમ;
ઘેર ઘેર હરિગુણ ગાય, ચિત્રલેખા તે જોતી જાય,
વસુદેવનાં ઘર નિહાળી, ત્યાંથી <u>વિધાત્રી</u> આઘેરી ચાલી;
સોળમહસ્ર કૃષ્ણની નારી,[2] સઘળે દીઠા દેવ મોરારી,
હરિના સાઠ લાખ છે તન, જોયાં તેહ તણાં ભવન;
જોયુ ધામ કામ-ઝાતકાર, દીઠો મેડીએ રાજકુમાર,
અનિરુદ્ધ સૂતો છે <u>હિંદોળે,</u> દાસી ચાર ને વાયુ ઢોળે;
શોભે દીપક ચારે પાસ, કોઇ ચરણ તળાંસે દાસ,
તાંહાં બાવનાચંદન મહેકે, હિંડોળે ફુમતડાં લહેકે;[3]
કામકુંવર કામના જેવો, ચિત્રલેખાને ચોરી લેવો,
કુંવર હરવાનું કારણ;[4] સમર્યું નિદ્રાનું ધારણ;
રાતે જે કોઇ જાગતું હતુ,[5] પછી જે જેમ તેમ તે સુતું,
ધારણ ભારણ ભરી છે કાયા, વપુમાંહે વસી જોગમાયા.[6]
અનિરુદ્ધ તણી કિંકરી, તે તો સૂતી છે નિદ્રાએ ભરી,
ચિત્રલેખા તે ઘરમાં ગઇ, પણ કુંઅરે તે જાણી નહિ;[7]
<u>વિચાર અંતરમાં કીધો, આંકડેથી હિંદોળો લીધો,</u>[8]

---

૧. આ લીટી પછી બૃ. કા-મા-રાકે અવાસ અડકે વ્યોમ જાણે વૈકુંઠ આવ્યું ભોમ.
૨. બૃ. કા. સોળ સહસ્ર નારી વિહારી.
૩. घ. દોરીએ ફુમતડા લહેકે;
૪. द કુંવર લેવાનું છે કારણ,
૫. ब, ड. રાતે કોઇ કોઇ જાગતુ હતુ.
૬. व. વપુ પ્રાણ થઈ જોગમાયા; ज. વ્યાપી થઇ જોગમાયા.
૭. બૃ. કા. પણ કુંઅર તેહ જાગ્યો નહી, ૮. બૃ. કા. કડા કાઢી હિંડોળો લીધો; इ, ब આંકડા કાઢી હીંડોળો લીધો.

જેવું મસ્તક છેદે પળમાં, કન્યા પેઠી ગોમતી-જળમાં.
એવે નારદજી તાંહાં આવી,[1] કન્યા ચક્ર થકી રે મુકાવી;[2]
નારદ કહે, રે સુદર્શન ! એને લઈ જવા દેજે તન,
એ તો કામ છે કૃષ્ણને ગમતું, માટે તું એને નખે[3] દમતું.

ગયું ચક્ર તે પશ્ચિમ દિશ, ઋષિ નારદ ગયા આકાશ,
[4]હવે અલ્પ રહી છે રાત્રિ, ચાલી ગામ જોતી વિધાત્રી;
ચાલી પક્ષણી જોતી ગામ, સામાસામી દીસે છે ધામ,
સપ્ત ભૂમિ તણા આવાસ,[5] જોતાં ક્ષુધાતૃષા થાય નાશ;

બહુ કળશ ધજા રે વિરાજે, જોતાં અમરાપુરી તે લાજે,[6]
શોભે છજાં ઝરૂખા ને માળ, સ્તંભ મણિમય ઝાકઝમાળ;
વાંકી બારી ને ગોખે જાળી, નીલા કાચ મૂક્યા છે ઢાળી,
ઝળકે મંડપ હેમની થાળી,[7] પટમાહે જડી પરવાળી;

ભલાં ચૌટાં ને શેરી પોળ, સામાસામી હારોની ઓળ,
ભીંતે લીધી કનકની ગાર, ચળકે કાચ ને મીનાકાર;[8]
ઘેર ઘેર વાટિકા રે કુંજ,[9] કરે ભમરા તે ગુંજાગુંજ,
થાય આનઘોષ તે કાળે,[10] રસ ઝામ્યો વાજિંત્રને તાળે,

---

૧. ख. એવે નારદ રહ્યા તા આવી ૨. બૃ. કા. કન્યા ચક્રભય થકી મૂકાવી.
૩. બૃ. કા. રખે.
૪. બૃ. કા. પછી ઉદકની અંજલિ લીધી, મંત્રી વિધાત્રી નિર્ભય કીધી.
૫. બૃ. કા. घ, ज. ભવન ભાસે.
૬. ख. ચોફેર રત્નાગર ગાજે.
૭. ख, જુએ મંડપ હેમની થાળી. घ ઝુવે હેમમંડપની જાળી. બૃ. કા. માં આ લીટી નથી.
૮. छ. ચળકે જાણે મીનાકાર. ख ચળકે કામ મીનાકારે. घ. ઝળકે.
૯. ख, क. ઘેર ઘેર સુગંધ વૃખકુંજ; घ ઘેર ઘેર સ્ફાટિકના કુંજ; બૃ. કા. માં આ સ્થળે કેટલીક લીટી ઊલટાસૂલટી છે.
૧૦. छ. થાય જગન અહોનિશ કાળે; ख. થાય જ્ઞાનગોષ્ઠી તે કાળે.

મોટા મદગળ ઘૂમે ને ડોલે, ગુણ ગાંધર્વ બંદીજન બોલે,
દ્વારકા તે વૈકુંઠ સરખી, ચિત્રલેખાએ નગરી નીરખી;
દુર્ગ કોસીસાં રૂડાં બિરાજે, ચોફેર રત્નાગર ગાજે,
ત્યાં તો ગોમતીનો રે સંગમ, ઉદરે સ્થાવર ને જંગમ;[1]
ઘેર ઘેર હરિગુણ ગાય, ચિત્રલેખા તે જોતી જાય,
વસુદેવનાં ઘર નિહાળી, ત્યાંથી વિધાત્રી આઘેરી ચાલી;
સોળસહસ્ર કૃષ્ણની નારી,[2] સઘળે દીઠા દેવ મોરારી,
હરિના સાઠ લાખ છે તન, જોયાં તેહ તણાં ભવન;
જોયું ધામ કામ-ઝાતકાર, દીઠો મેડીએ રાજકુમાર,
અનિરુદ્ધ સૂતો છે હિંદોળે, દાસી ચાર ને વાયુ ઢોળે;
શોભે દીપક ચારે પાસ, કોઇ ચરણ તળાંસે દાસ,
તાંહાં બાવનાચંદન મહેકે, હિંડોળે ફુમતડાં લહેકે;[3]
કામકુંવર કામના જેવો, ચિત્રલેખાને ચોરી લેવો,
કુંવર હરવાનું કારણ;[4] સ્મર્યું નિદ્રાનું ધારણ;
રાતે જે કોઇ જાગતું હતું,[5] પછી જે જેમ તેમ તે સૂતું,
ધારણ બારણ ભરી છે કાયા, વપુમાંહે વસી જોગમાયા.[6]
અનિરુદ્ધ તણી કિંકરી, તે તો સૂતી છે નિદ્રાએ ભરી,
ચિત્રલેખા તે ઘરમાં ગઇ, પણ કુંઅરે તે જાણી નહિ;[7]
વિચાર અંતરમાં કીધો, આંકડેથી હિંદોળો લીધો,[8]

---

૧. આ લીટી પછી બૂ. કા-માં-શકે અવાસ અડશે વ્યોમ જાણે વૈકુંઠ આવ્યું ભોમ.
૨. બૂ. કા. સોળ સહસ્ર નારી વિહારી.
૩. ब. દોરીએ ફુમતડાં લહેકે;
૪. ड કુંવર લેવાનું છે કારણ,
૫. ब, ड. રાતે કોઇ કોઇ જાગતું હતું.
૬. च. વપુ પ્રાણ થઈ જોગમાયા; ज. વ્યાપી થઇ જોગમાયા.
૭. બૂ. કા. પણ કુંઅર તો જાગ્યો નહી; ૮. બૂ. કા. કડાં કાઢી હિંડોળો લીધો; ड, ब આંકડા કાઢી હીંડોળો લીધો.

બેઉ સાંકળ કરમાં ઝાલી, ખેચરી-મત ચતુરા ચાલી;[1]
ગોઠવણ ગોવિંદે કીધી,[2] જાણી જોઈને જવા દીધી.
ઘેર ઓખા જુએ છે વાટ, નાવ્યો નાથ ને થાય ઉચાટ;[3]
એવે સાંભળી પાંખ જ વાગી, ઓખા નિદ્રામાંથી જાગી,[4]
લાવી ચિત્રલેખા કહેવા લાગી, આપ વધામણી મુખમાગી;
આ નાથ તારો હિંડોળે, તમે તારુણી મળોની ટોળે.[5]

વલણ

ટોળે મળો તારુણી, આ તારો ભરથાર રે.[6]
પછી ઓખાએ ચિત્રલેખાને, આપ્યા સોળ શણગાર રે.

## કડવું ૧૨ મું

રાગ મારુ[7]

ઓખા કહે ચિત્રલેખાને, તેં આપ્યું પ્રાણનું દાન જી,
સખી કહે, તુંને કેમ બોલાવું? તું તો દેવી-સમાન જી.
દીપક જાગતો કરીને કન્યા, હિંડોળા[8] પાસે આવી જી,
સૂતા છે નિદ્રાવશ સ્વામી, હિંડોળો શોભાવી જી;

૧. બૃ. કા. ખેચર રીતે.
૨. બૃ. કા. આ લીટી પહેલાં-કરે યત્ન, અંતરમાં વહાલ, એવી ઉડી જે આવે ન આળ.
૩. व. ના આવ્યો કંથને થયા ઉચાટ.
૪. બૃ. કા. ત્યારે ઓખાની આરત ભાગી.
૫. બૃ. કા. તમે નરનારી મળો ટોળે.
૬. ड. પછી ઓખાએ ચિત્રલેખાને, આપ્યો નવસાર હાર રે.
ड. પછે વિધાત્રાને ઓખાએ, આપ્યા નવશત શણગાર રે.
૭. ब. રાગ દેશાખ.
૮. क આવી પારણા પાસેજી.

કામકુવરને આ શી નિંદ્રા[1] સૂતા સારુ લાગે જી,
દૂર પંથથી પ્રભુજી પધાર્યા, તે સૂતા નવ જાગે જી,[1]
અલ્પ રેણી રહી, રાણીજી,[2] ઊંઘ તમને આ શી જી?
શકે સખી, આ બિયા દીસે છે, કુંભકર્ણના ઉપાસી જી,
ઊંચે સ્વરે જઈને બોલાવે,[3] ચરણ આભૂષણ વજાડે જી,
[4]મસે મસે હિંડોળો હલાવે, તોયે આંખ ન ઉઘાડે જી,
સાદ સરવે ગાન કરે પણ, તોયે સૂતા નવ જાગે જી,
વાયુ ઢોળે ને ચરણ તળાસે, કરતી મુખે સુખન જી,
એવામાં અનિરુદ્ધને નિદ્રામાં,[5] આવિયું છે સ્વપ્ન જી.
કોયક કન્યા મુજને લાવી છે, હિંડોળો કરી હરણ જી,
એકાંત માળિયે રાજકન્યાનું,[6] કીધું છે પાણિગ્રહણ જી,
તેનો પિતા મુજને બાંધે છે, હાક ચોદિશ વાગી જી,
લાવ બોગળ, હણું સૈન્યોને, સાચે ઊઠ્યો જાગી જી,[7]
હસી ખસી ઓખા અળગી રહી, હાકીને ઊઠ્યો સુર જી[8]
અનિરુદ્ધ ગાભરો થઈ બેઠો,[9] હું આવ્યો છુ કયાંય જી?
આ હિંડોળો નિશ્ચે મારો,[10] પણ મેડી ન હોય મારી જી,

---

૧ ब હજી સૂતા નવ જાગેજી,
૨. ज અલ્પ હવે તો રહી છે રાત્રિ
૩ अ ઉંચે સ્વરે જાય બોલાવા, ब ઉંચે સ્વરે જાય ને આવે, क ચરણ નેપૂર વજાડેજી
૪ બૃ કા હરેયા મિષે
૫ इ એવે સમે ત્યાં અનિરૂદ્ધને
૬ इ એકાંત વાસમાં રાજકન્યાનું ब એકાંત મહેલમાં રાજકન્યાનું
૭. क સાચે ઊઠયો જાગીજી अ તત્ક્ષણ ઊઠયો જાગીજી
૮ ब હાકીને ઊઠો શુંયજી
૯ अ અનિરૂદ્ધ ગાભરો થઈ જુએ ब અનિરૂદ્ધ ગાભરો થઈને જોવા લાગ્યો
૧૦ ब હિંદોળો મારો એ બેરો अ પણ મેડી મારી ન્હોયજી

દાસી ચાર પાસે નથી,[1] ને કોઇ રાજકુમારી જી ''
તવ ચિત્રલેખા અનિરુદ્ધ પ્રત્યે, બોલી છે શીશ નામી જી,
હું તમને હરી લાવી છુ, ક્રોધ ન કરશો, સ્વામી જી;
આ કન્યા છે બાણાસુરની, ઓખા એનું નામ જી,
સ્વપ્નાંતરમાં પરણી ગયા છો, તમે આવ્યે થયો વિશ્રામ જી;
આ નારી છે પ્રભુ તમારી, એનો સમાવો તનનો તાપ જી.
સ્ત્રી ભરથાર રહો બે છાનાં, ના જાણે એનો બાપ જી.
વાયક સાંભળી વિધાત્રીનાં, ચડી અનિરુદ્ધને રીસ જી,
શુ કરુ જે ખડગ નથી, નહિ તો બેનાં છેદૂં શીશ જી;
ગામ મુકાવ્યું, ધામ મુકાવ્યું, મુકાવ્યાં સ્વજન જી,
કેમ વરુ અસુરની કન્યા? હું જાદવકુળનો તન જી.
તવ અવળું જોઇને[2] ઓખા બોલી, હાં જી, જાદવકુળ પવિત્ર જી!
વિચારીને બોલો, રાણાજી, જાણું પિતામહનાં ચરિત્ર જી;
રીંછસુતા ને કુબ્જા આણી, તે હું પ્રકટ નથી કરતી જી.[3]
અનિરુદ્ધને તવ હસવું આવ્યું, તવ રીસ ગઈ છે ઊતરી જી;
અવળે મુખે શું બોલો, મહિલા, તમો જુઓને સવળું ફરી જી.[4]
તેણે સમે ઋષિ નારદ આવ્યા,[5] ઇશ્વરી ઇચ્છાય જી;
ગાંધર્વવિવાહ તત્ક્ષણ કીધો, પરણાવ્યાં વુરકન્યાય જી.

---

૧. બ દાસી ચાર દીસે નહિ ને.

૨. બ પછી અવળે મુખે ઓખા કહે છે.

૩. બૃ૦ કા૦ રીંછસુતાને કુબ્જા દાસી નથી હું તેથી નરતી.
 તાત તમારો પરણી લાવ્યા, તે તો પ્રકટ નથી કરતી;

૪ ડ. શેં ન જુઓ સામું ફરીજી. બ જુઓને પાછાં ફરીજી.

૫ ષ. ઈશ્વર ઇચ્છાએ તેણે સમે.

**વળણ[1]**

વરકન્યા પરણાવી નારદ, હવા અંતર્ધાન રે,
નરનારી સુખ ભોગવે, ઇન્દ્ર ઇન્દ્રાણી સમાન રે.

## કડવું ૧૩ મું

**રાગ બિહાગડો**

સુખ ભોગવે સ્યામા ને સ્વામી, ચિત્રલેખા કહે શિર નામી,
અન્ન બેનું આપે છે રાય, ત્રીજું માણુસ તે કેમ સમાય?
તમો નરનારી ક્રીડા કીજે, હવે મુજને આજ્ઞા દીજે.
રોતી ઓખા વળતું ભાખે,[2] બાઇ! કેમ જીવું તુજ પાખે?
તમો તાતને ઘેર ન જવાય, જો જાઓ તો જાણ જ થાય;[3]
આપણ એકઠાં દહાડા નિર્ગમશું, આપણ ત્રણે વહેંચી જમશું,
દુઃખ થાશે તો દેશું થાવા, પણ નહિ દઉં તુજને જાવા.[4]
વિધાત્રી કહે, સુણો રાણી, તમે આંખે ન ભરશો પાણી,
પ્રધાનપુત્રી છું કહેવા માત્ર, હું છું બ્રહ્માણી માનવમાત્ર;

---

૧. બૃ. કા. માં વળણમાં છેવટે બીજી બે લીટીઓ છેઃ—
નરનારી આનંદ ઘણો, વધ્યો પ્રેમ અપાર રે,
વિધાત્રી તુજને નમું, મને મેળવ્યો ભરથાર રે.

કડવું ૨૨ મું–રાગ ચોપાઈ

શુકજી બોલ્યા પરમ વચન, સાંભળ પરીક્ષિત રાજન,
મળી બેઠા બેઉ સૈયારી, બોલી વચન કૌમાંડકુમારી;

૨. અ. રોતી હતી ઓખાજી બાળે.

૩. બૃ. કા. જો જાઓ તો વાતજ ચરચાય. આ પછી બૃ. કા. માં વધારાની લીટીઃ
બાઈ! રહીશ કદી હું ભૂખી, નહિ તુજને થવા દઉં દુઃખી,
તને આપીશ મારો ભાગ, હમણાં નથી જવાનો લાગ;

૪. અ. પણ તુજને ન દેઉં જવા. બૃ. કા. પણ નહિ દેઉં બેનડી! જવા.

તુજ અર્થ લીધો અવતાર, મેળવિયાં સ્ત્રી ભરથાર,
એમ કહી થઈ અદર્શન, ચિત્રલેખા ગઇ બ્રહ્મસદન.

ઓખાએ રોષ આંખો ભરી, કર્યે આસનાવાસના કરી,
સ્વામીએ સંભોગી નારી,[1] સુખે વિધાત્રી મૂકી વિસારી;

બેને વિસારી વિયોગની પીડા, નરનારી કરે કામક્રીડા,
વિલસિત વિષયમાં છે પૂરાં, નરનારી રતિયુદ્ધે શૂરાં;

છે ચડતે જોબન કાયા,[2] પ્રીત બંધાઇ વાધી માયા,[3]
સ્નેહઅર્ણવ ઓખા નારી,[4] ઝીલે અનિરુદ્ધ કુંજવિહારી;

જે જોઇએ તે ઉપર આવે, ભક્ષ્ય ભોજન કરે મન ભાવે,
પોહોચ્યો ઓખાનો અભિલાખ, પછી આવ્યો માસ વૈશાખ;[5]

જાળી બારીએ વાયુ આવે, સમ સમ મોહ ઉપજાવે,
આવ્યા વર્ષાકાળના દિન, ગાજે વરસે છે પરજન્ય;

વીજળી થાય છે આભે પુરી,[6] બોલે કોકિલા સૂર મધુરી,[7]
મહા તપસીનાં મન ડોલે, દાદુર મોર બપૈયા બોલે;

માળિયાં તળે રત્નાગર ગાજે, ઓખા નવ સાત આભરણ છાજે,[8]
નિત્ય મર્દન, મંજન અંગે,[9] ચર્ચે ચંદન કેસર સંગે;

---

૧. બૃ. કા. સંભોગીની નારી; બૃ. કા. આસન ભેદે બંનો છે પૂરાં.
૨. च. છે જોબન ચઢતી કાયા.
૩. બૃ. કા., इ. પ્રીત બંધનને બાંધી માયા. च. પ્રીત બંધનની વર માયા.
૪. अ. સ્નેહ હવો ઓખા નારી. क. સ્નેહ અતિ ઓખા નારી.
૫. વહી ગયો માસ વૈશાખ.
૬. च. વીજળી થાય આભે પૂરી. क, થાયે વીજલડી નૃત્ય પૂરી.
બૃ. કા. થાય આકાશે વીજળી પૂરી.
૭ इ. બોલે કોયલ શબ્દ મધુરા. બ. કા. બોલે કોયલવાણી.
૮. च. ઓખા અંગે નવસત છાજે. क. ઓખા નવસત અંગેરે છાજે.
બૃ કા. અંગે નવ સપ્ત શણગાર સાજે.
૯. अ. તેલમર્દન કરે અંગે; બૃ. કા. તેલ મર્દન, મંજન અંગે.

નેત્રે અંજન આભરણ હાર, મુખ તાંબૂલનો પિચકાર,
ઇંદુ માંહે ઉડગણ જેવો, સોહે નિલવટ ચાંદલો તેવો;[१]
શીશ રાખડી શોભા ઘણી, ચોટલો તે નાગની ફણી,
શીશફૂલ ને સેંથે સિંદૂર, દેખી મોહ્યો તે અનિરુદ્ધ શૂર;

કાને કુંડળ ઝગમગ જોય, કામકુંઅર રહ્યો છે મોહી,
નારી તારી નાસિકાનો મોર, નહિ ભૂષણ, ચિત્તનો ચોર.
રક્ત અધર હસે મંદ મંદ, ન હોય હાસ્ય, મોહના ફંદ,
પંકજ મધ્યે બિંદુ પડતાં,[२] મોર મોતી અધરે ઢળતાં;[३]

ચપળનેત્ર ઝીણું અંજન, જાણે જાળે પડયું ખંજન,[४]
મોહ્યો મોહ્યો તે મુખને મોડે,[५] મોહ્યો મોહ્યો ભ્રકુટિને જોડે;
મોહ્યો મોહ્યો હાર ગળુબંધ, મોહ્યો મોહ્યો બાજૂબંધ,
મોહ્યો મોહ્યો હસ્તકમળ, મોહ્યો મોહ્યો કુચ-કુંભસ્થળ;[६]

મોહ્યો મોહ્યો પ્રેમને પાસે,[७] મોહ્યો મોહ્યો ચંદનની વાસે,
મોહ્યો મોહ્યો અલકની લટે, મોહ્યો મોહ્યો કેસરી-કટે;
મોહ્યો મોહ્યો પહેરણ ફાળી, મોહ્યો મોહ્યો ક્ષુદ્રઘંટાળી,
મોહ્યો મોહ્યો નેત્રને નમણે,[८] મોહ્યો મોહ્યો હંસાગમને;
મોહ્યો મોહ્યો અરગજાને મહેકે, મોહ્યો મોહ્યો ચાલને લહેકે,

---

१. इ. લલાટે ચાંદલો તેવો. બૃ. કા. તપે નિલવટ ચાંદલો તેવો,
    ચંદ્ર શરદ પૂનમના જેવો.
२. अ. બૃ કા. પંકજમા મેઘબિન્દુ પડતા.
३. क. મોર મોતી અંબુજ અડતાં. બૃ. કા. મોતી મોરનાં અધરે અડતાં
४. अ, ब. સિવાયનીમાં 'જાણે ગાલે પડયું ખંજન.' પાઠ.
५. क. મોહ્યો મોહ્યો શીશ અંબોડે.
६. આ લીટી ઉપર બૃ. કા. મા-મોહ્યો મોહ્યો સ્નેહનેસંધે, મોહ્યો મોહ્યો
    હાર ગળબંધે;
७. इ અનિરુદ્ધ બંધાયો પ્રેમને પાસે.
८. ब. મોહ્યો. મોહ્યો. રહ્યે. નયણે.

મોહ્યો મોહ્યો ઝાંઝરને ઝમકે, મોહ્યો મોહ્યો અણુવટને ઠમકે;[1]
કામકુંવર રહ્યો છે મોહી, નારીની ચંચલતા જોઇ,
[2]અનિરુદ્ધ બાંધ્યો પ્રેમને પાશે, મોહ્યો કટિમેખલાને પ્રકાશે;
મોહ્યો મોહ્યો નેહને નમી, મોહ્યો મોહ્યો ચાર આંખે અમી,
મોહ્યો મોહ્યો નેપૂરને ઠમકે, મોહ્યો મોહ્યો ગોફણને રણકે;

એકસ્તંભ ઓખાનું[3] ધામ, ગયું વીસરી દ્વારકા ગામ,
ભક્ષ્ય ભોજને પોખ્યું આપ,[4] તેણે વીસર્યાં મા ને બાપ;
પામ્યો અધરામૃતનું પાન, તેથી વીસર્યો હરિનું ધ્યાન,
વિકળ[5] થયો વિષયના સ્વાદ, તેણે મૂકી કુળમરજાદ;
[6]વિષય ઓખા સ્નેહસાગર, તેથી વીસર્યો રત્નાગર,

અનિરુદ્ધની ચાલ છે ગમતી, નારી હીંડે અનિરુદ્ધને નમતી;
મહિલા! મહિલા! મુખે ઊચરતો, હીંડે નારીની પૂંઠે ફરતો,
કીધો ઘેલો તે મૃગનયણી, નવ જાણે દિવસ કે રયણી;
સ્ત્રીએ મોહમદિરા પાઈ, આલિંગન દે છે ધાઈ ધાઈ,
નિર્ભે નિરંકુશ કરે છે ભોગ, નિવર્ત્યો[7] મેહનો રોગ;
એક એકને ગ્રહી રાખે, અન્યોઅન્ય અધરામૃત ચાખે,[8]
અંગ ઉપર અંગજ નાખે, 'મેલો, મેલો' મુખથી એવું ભાખે;
અંગોઅંગે કામ રહ્યો રમી, ચાર આંખડીએ ઝરે અમી,
શુધ બૂધ ગઈ છે વીસરી, એમ ચોમાસું ગયું નીસરી.

---

૧. ह. મોહ્યો મોહ્યો ઘુઘરીને ઘમકે.
૨. બૃ. કા. મોહ્યો મોહ્યો૦ મોહ્યો મોહ્યો તે મંદ મંદ હાસે.
૩, બૃ. કા. દેખી એક સ્તંભનું ધામ.
૪. ब. ભક્ષ્ય ભોજન પોખ્યું આપ. क. ઘણું ભક્ષણ પોખ્યું આપ.
૫. બૃ. કા. નિરંકુશ વિષયના.
૬. બૃ. કા. બૃ. કા. વિષય (નથી) अ. ઝીલે ઓખા સ્નેહસાગર.
૭. च. નવ લહે મેહનો રોગ. ज. નવ રહે વિજોગનો રોગ.
૮ इ. અન્યોઅન્ય સુધારસ ચાખે.

**વળણ**

ગયું ચોમાસું વીસરી,[1] આવ્યો આશ્વિન માસ રે,
કન્યા ટળી નારી થઇ, પછી ઓખા પામી વિલાસ રે.

## કડવું ૧૪ મું

**રાગ—દેશાખ**

વર્ષાઋતુ વહી ગઇ રે, રમતાં આવ્યો આશ્વિન માસ,[2]
સુખ પામી ઘણું રે, રમતાં રમતાં રંગવિલાસ;
રક્ષક રાયનો રે, તેણે દીઠી રાજકુમાર,
કન્યારૂપ ક્યાં ગયું રે, ઓખા દીસે છે રે નાર!
ચિત્રલેખા છે નહિ રે, એકલડી દે દર્શન,[3]
રાતી રાતી આંખડી રે, પ્રફુલ્લિત દીસે તન;[4]
હીંડે ઉર ઢાંકતી રે, સ્નેહે થયો છે નખપાત,
અધર પર શ્યામતા રે, કોયક પુરુષ-દંતના ઘાત;
સેવક સંચર્યો રે, કોપે દેખીને ઉત્પાત,[5]
મંત્રી કૌભાંડને રે, જઇ કહી માંડી વાત;[6]

---

૧. બૃ. કા. ગયું ચોમાસું વિષય રમતાં, આવ્યો આશ્વિન માસ રે,
કન્યા ટળી નારી હવી, ઓખા પામી વિલાસ રે.

૨. અ રમતાં રમતાં રાસવિલાસ; જ રમતાં રંગવિલાસ, વ કાંઇ એક રમતાં-રંગ વિલાસ; ઈ કાંઈ એક કરતાં વિનોદ વિલાસ; બૃ કા. રમતાં રંગ વિલાસ.

પછી બ્ર. કા. માં ચાર લીટી વધુ છે—

એક સમે સહી રે શરદઋતુ સમે નર ને નાર,
માણેકઠારી પૂર્ણિમા રે, ઉત્તમ દિવસ આવ્યો સાર,
ચંદ્રકિરણ ચાંદની રે, બેઠાં હિંડોળે નર ને નાર,
હાસ્ય વિનોદશું રે, કરતા ક્રીડા વિવિધ પ્રકાર.

૩ બૃ. કા. એકલડી દીસે છે એ ૪. બૃ. કા પ્રફુલ્લિત દિસે છે એની દેહ

૫ બૃ. કા. કાંઇ એક દેખી મનોવિચાર ૬. બૃ. કા જઇને કહ્યા સમાચાર.

પ્રધાન પરવર્યો રે, જ્યાં છે અસુર કેરો નાથ,
રાયજી, સાંભળો રે, કહે છે મંત્રી જોડીને હાથ.
લૌકિક વારતા રે, એક આપણને લાંછન,[1]
જીભલડી છેદીએ રે, કે કેમ કહું વજ્ર વચન ?[2]
બાળકી તમ તણી રે, તે તો થઈ છે નારીરૂપ.
એવું સાંભળી રે,[3] આસનથી ડગિયો ભૂપ;
ધજા ભાગી પડી રે, અમથી [4]અકસ્માત,
બાણુ કંપ્યો ઘણું રે, મંત્રી, કહેને સાચી વાત;
શિવે કહ્યું તે થયું રે, તારી ધજા થાશે પતન,
ત્યારે જાણજે રે, શત્રુ થયો છે ઉત્પન્ન;
જાઓને મંત્રી તમો રે, જુઓ પુત્રી કેરી ચેર,
કોઈ જાણે નહિ રે, તેમ તેડીને લાવો ઘેર.
પ્રધાન પરવર્યો રે, સાથે ડાહ્યા ડાહ્યા જન,
ઓખાને માળિયે રે, હેઠા રહીને વદે વચન;
કોભાંડ ઊચરે રે, ઓખાજી, દો દર્શન,[5]
ચિત્રલેખા ક્યાં ગઈ રે, ચાલો, તેડે છે રાજન;
થરથર ધ્રૂજતી રે,[6] પડી પેટડિયામાં ફાળ,
શું થાશે, નાથજી રે? આવી લાગી છે જંજાળ !
તમો રખે બોલતા રે, નાથજી, દેશો મા દરશન,
મુખ ઊડી ગયું રે, થયાં સજળ બે લોચન;[7]

---

૧ क આપણને લાગ્યું લાંછન. च આપણને દિસે છે લાંછન.
૨ ड કેમ કહું પ્રગટ વચન.
૩ બૃ૦ કા૦ ड વારતા સાંભળી રે.
૪ બૃ. કા. ग. આફણીએ. ड અણછતી અકસ્માત
૫ ढ ઓખાબાઈ! દો દર્શન; च ઓખાજી દો દર્શન.
૬ ख થયાં ખાલી બે લોચન.

બાળા બેબાકળી રે, 'કંપે કદળી સરખા ચરણ,'[1]
કસણ કરયા વિના રે, કંચુકી અવળાં છે આભરણ;[2]
બારીએ બાળકી રે, ઊભી રહી છે આવી,
ઠોબાંડે કુંવરી રે, [3]ભયવચને બોલાવી;
ચિત્રલેખા કહાં ગઈ રે ? એકલડી દે દર્શન ![4]
કન્યારૂપ કહાં ગયું રે, જે તું થઈ છે નારી-તન ?[5]
શરીર સંકોચતી રે, પ્રેહે વ્યાકુળી રે બહેની '
ઘરમાં કોણ છે રે ? શીઘ્ર મુજને સાચું કહેની.
ઘૂંઘટડો તાણતી રે, બોલે આખી ભાગી વાત;
ડીલ વારુ નથી રે, ચિત્રલેખાએ કીધું શયન,
તેણે હું વ્યાકુળી રે, નયણે ભરું લોચન.
ઠોબાંડ ઉચર્યો રે, દાં બોલો આળપંપાળ ?
હેઠાં ઊતરો રે, નહિ તો ચડીને જોશું માળ.

વલણ

ચડીને જોશું માળ જ્યારે,[6] ભાગશે તમારો ભાર રે;
એવું જાણી હેઠાં ઊતરો, રાય કોપ્યો છે અપાર રે.

---

૧ ड કાપી કદળી સરખા બે ચરણ.

૨ व કાંચળી અવળી જે પાગરણ; फ કુંચકી છે રે અવળે બંધ.

૩ બૃ. કા. અભય.

૪ व જે તમો દો છો દેખા; ज જે તુ દે છે રે દર્શન બૃ. કા. તું એકલી સ્યમ દેખાય ?

૫ क કેમ થઈ તું નારીરૂપ; ब કેમ થયાં છો નારી વેષ; બૃ. કા. કેમ તું નારી વેષ જણાય ?

૬ બૃ. કા. માળ જોઈશું તમતણો રે.

## કડવું ૧૫ મું

### રાગ ગોડી[1]

કન્યાએ ક્રોધ ચડાવિયો, ઘણું હાકટ્યો પ્રધાન,
લંપટ બોલતાં લાજે નહિ, તારી વૃદ્ધપણે ગઇ સાન;[2]—કન્યાએ૦ ૧
પાપી પ્રાણ લેવાને આવિયો,[3] બોલે ક્ષુદ્ર વચન,[4]
એવા સારુ કીધી જોઇશું, તારી જીભડી છેદન; —કન્યાએ૦ ૨
તુંને ડાહ્યો દાનવ જાણતી, ભારેખમ, રે કોભાંડ,
ફુડાં નવ આળ ચડાવીએ, ભાગી પડે બ્રહ્માંડ; —કન્યાએ૦ ૩
કહેવા દે મારી વાતને, પછી તારી રે વાત,
હું તો હત્યા આપીશ[5] તુજને, કરું સાગર ઝંપાપાત; —કન્યાએ૦ ૪
ત્યારે પ્રધાન લાગ્યો કંપવા, પુત્રી, તમો પરમ પવિત્ર,
પછી કાલાવાલા માંડિયા, ન જાણ્યાં સ્ત્રીચરિત્ર; —કન્યાએ૦ ૫
બાઈ! રાજાએ મુને મોકલ્યો, લોકે પાડ્યો વિરોધ,
પુછ્યા સારુ શું આવડું ? મુજ રંક ઉપર શો ક્રોધ ? —કન્યાએ૦ ૬
એવું કહીને સેવક મોકલ્યો,[6] રાય બાણાસુરની પાસ,
રાજાએ મંત્રીને કહાવિયું, ચડીને જોજો આવાસ;[7] —કન્યાએ૦ ૭
કોભાંડ ક્રોધ કરીને ગાજિયો, વજડાવ્યાં નિશાણ,
માળિયેથી બંને ઊતરો,[8] તમને બાણાસુરની આણ; —કન્યાએ૦ ૮

---

૧. [श] રાગ રામકળી [घ] રાગ આશાવરી, [ज] રાગ રોહિણી.
૨. બૃ. કા. ઘડપણે ગઈ સાન.
૩. [ढ] પાપી પ્રાણ લેવા કેમ આવિયો; બૃ. કા. પાપી પ્રાણ લેવા ક્યાંથી આવીઓ.
૪. [घ] બોલતો કુવચન; [क] બોલતો દુષ્ટ વચન.
૫. [क] હું તો આપીશ હત્યા તુજને; બૃ. કા. હત્યા આપું હું તુજને
૬. [ह] મંત્રીએ સેવક મોકલ્યો; બૃ. કા. એવું કહેતાં સેવક મોકલ્યો.
૭. [घ] જુઓ કોણ છે અવાસ; [श] જુઓ બીજું કોણ છે પાસ.
૮. [घ], [क] માળમાંથી બેહુ નીસરો.

પછી દાસને આજ્ઞા આપી, એક સ્તંભ કરો છેદન,[1]
ઓખાએ આંસુ ઢાળિયાં, મારો ચંપાશે સ્વામિન; –કન્યાએ૦ ૯
હોંકારો અસુરનો સાંભળી,[2] ઊભો થયો અનિરુદ્ધ,
મેઘની પેરે ગાજિયો, કંપાવી નગરી બદ્ધ; –કન્યાએ૦ ૧૦
મંત્રી કહે, સુભટ સાંભળો, કોઇ જોદ્ધો અહીંહ;[3]
આપણે નાદ ગાજી ઊઠિયો, જેમ મેઘનાદે સિંહ;[4] –કન્યાએ૦ ૧૧
ઓખાએ નાથ બાથમાં ઘાલિયો, શું જાઓ છો વહીવહી ?[5]
મરડી મરડી શું જાઓ છો,[6] અરે, દૈવડા જાઉં કહીં;–કન્યાએ૦ ૧૨
આ શો ઊજમ લડવા તણો ? સામું નથી કામનું ધામ,
દાનવને માનવ જીતે નહિ, એ ન હોય રતિસંગ્રામ;[7] –કન્યાએ૦ ૧૩
નાથ કહે, સુણ સુંદરી, વાત તો સઘળે થઈ,
હવે ચોરી શાની ? આપણે ચાલો બેસીએ બારીએ જઈ;
–કન્યાએ૦ ૧૪

**વલણ**

નરનારી બેઠાં બારીએ,[8] વાત પ્રીત કીધી રે,
છજે બન્ને કામકુંવર ને, ઓખા ઉછંગે લીધી રે.

---

૧. બૃ. કા. સ્થંભ કરો છેદન.
૨. अ હાહાકાર અસુરનો સાભળી.
૩. अ કોઇ જોદ્ધો દિસે અહિં, च કોઇ જોદ્ધ હશે અહિં; क કોઇ બોલ્યો જોદ્ધો અહિં.
૪. फ જેમ મેઘ શબ્દ શું સિંહ.
૫. ड, च અરે જાઓ છો કહીં.
૬. ड મરડી મૂકી શું જાઓ છો.
૭. अ એનો અજીત સંગ્રામ, क એ શોભે નહિ સંગ્રામ, च શોભે નહિ એ સંગ્રામ
૮. બૃ. કા. જઇ બેઠા નર નારી બન્યો, વાત વિપરીત કીધી રે,
છજે ( ? (૯ જે !) કામકુઅર, ઓખા ઉછંગે લીધી રે.

### કડવું ૧૬ મું

**રાગ રામગ્રી**

જોડી જોવાને જોધ મળિયા છે ટોળે જી, ઓખા અનિરુદ્ધે રે લીધી ખોળે જી,
કંઠે બાહિલડી રે ઘાલી બાળા જી, દીઠી, કૌભાંડને ઊઠી જ્વાળા જી.

**ઢાળ**

જ્વાળા પ્રકટી તે ભાલ ભ્રકુટિ, સુભટ તેડયા જમલા,[૧]
મંત્રી કહે, ભાઇ સબળ શોભે, જેમ હરિઉછંગે કમળા !
લઘુરૂપ કોઇ લક્ષણવંતો,[૨] આવી સુતાસંગે કો બેઠો,
પ્રવેશ નહિ જ્યાં પવન કેરો, તો માળિયામાં કેમ પેઠો ?
નિઃશંક નિર્ભે થઇને બેઠાં;[૩] નિર્લજ્જ નર ને નારી,
હાસ્ય વિનોદ કરે મનગમતાં, લજ્જા ન આણે મારી[૪]
ઓખાએ ઉત્પાત માંડયો, ધાઇ ધાઇ દે છે સાંઇ.
[૫]મંત્રી કહે, ભાઇ પુરુષ મોટો,[૬] કારણ દીસે છે કાંઇ;
અંબુજવરણી આંખડી ને, ભ્રકુટિ મુગટે ચાંપી,
રોમાવળી વાંકી વળી છે, લડવા રહ્યો છે ટાંપી.
માળ ઘેર્યો સુભટ સર્વે,[૭] બોલતા અતંડ,[૮]
ઓ વ્યભિચારી ! ઊતર હેઠો, એમ કહે છે કૌભાંડ;
અલ્પ આયુષના ધણી ! જમપુરીના માર્ગે ગચ્છ,[૯]
અસુર સરખા રિપુ માથે, કેમ થઇ બેઠો છું સ્વસ્થ ?[૧૦]

---

૧. [ट] સુભટ બેઠા જમલા, [घ] સુભટ જોવા મળ્યા જમલા, [फ] સુભટ મળ્યા જમલા. ૨ [घ] બુદ્ધિવંત કોઇ લક્ષણવંતો, [अ] લઘુસ્વરૂપે ને લક્ષણવંતો.
૩. [घ] નિશંક થઈને નિર્ભે બેઠા.
૪. [घ] લાજ ન ધરે અમારી, [फ] નથી લાજ ધરતો મારી. આ બે લીટી [ढ] પ્રતમાં નથી. બૃ. કા. કુચગ્રહણ ચુંબન કરે; કાંઈ લજ્જા ન આણે હમારી.
૫. બૃ. કા. પ્રધાન. ૬ [छ] માળીઆ તળે સુભટ ઊભા, [फ] માળતળે સુભટ સર્વે. ૭ [छ] બોલતા હતાંડ, [अ] બોલતા અટાટ.
૮. [ट] જમપુરીનો માર્ગગ્રસ્ત. બૃ. કા. યમપુરી માર્ગસ્થ.
૯. [घ] અસુર સરખા રિપુ મસ્તક, શું બેઠો થઇને સ્વસ્થ.

બાણરાયની કિંકરીને, દેવે ન થાયે આળ,[૧]
તો તું રાજકુમારી સાથે,[૨] કયમ ચડીને બેઠો માળ ?
સાચું કહે જેમ શીશ રહે, તાત કુળ ને ગામ,[૩]
સત્યાર્થ હોય તે ભાખજે,[૪]. કયમ સેવ્યું ઓખા–ધામ ?
અનિરુદ્ધ વળતો બોલિયો, સાંભળો સુભટ માત્ર,[૫]
હું ક્ષત્રીનંદન ઇચ્છાએ આવ્યો, બાણનો જામાત્ર.[૬]
મંત્રી કહે, તું બોલ વિચારી, ઉતરશે અભિમાન,
જામાત્ર શેનો બાળકા ? કોણે આપ્યું કન્યાદાન ?
[૭]આ દાનવ તારા પ્રાણ જ લેશે; મરણ આવ્યું જાણ;[૮]
જીવ્યાનો ઉપાય મૂકી, પડી વરાંસે ચૂક,
હોય કેસરી તો હાકી ઉઠે, દીસે છે જંબૂક.
કોભાંડના આ બોલ સાંભળી,[૯] હાકી ઉઠ્યો છે બાળ,
બારીની ભોગળ લીધી કરમાં, ઇચ્છા દેવા ફાળ.

વલણ

ફાળ દઉં ને અંત લઉં, હોકારો જબરો કીધો રે,
ત્યારે ઓખાએ અનિરુદ્ધને[૧૦] માળિયામાં લીધો રે.

---

૧. જૂ. કા. અમો ન થાયે આળ.
૨. अ તો તું રાજકુંવરી કને, બેઠો ચઢી આજ માળ.
૩. इ કુણ માત તાત કુળ ગામ; જૂ૦ કા૦ કુણ ન્યાત કુળ અને ગામ.
૪. इ જથારથ સાચું બોલજે. જૂ૦ કા૦ જથારથ હોય તે બોલજે.
સાચું કહે——ઓખાધામં; આ બે લીટી પુનરુક્તિ દોષને લીધે ક્ષેપક હોવા સંભવ છે. ૫. अ સાસળો પ્રાણીમાત્ર.
૬. अ હું બાણાસુરનો જમાત્ર; क હું બાણાસુર જમાત્ર, व બાણાસુરનો જમાત્ર. . ૭. व આ દૈત્ય
૮. क ઊતારશે અભિમાન. જૂ. કા. મરણ આવ્યું તુજ જાણ
૯. જૂ. કા. બોલ વળતા સાંભળી, બળે બોલ્યો કામ બાળ; क બોલીઓ કોમળ બાળ, द ઊભો થયો અનિરુદ્ધ अ ઊભો થયો ત્યાં બાળ.
૧૦ જૂ. કા હાથકી ધરમાં લીધોરે.

### કડવું ૧૭ મું

રાગ મારુ[1]

મારા કંથજી, એમ ના કીજે, બળિયા–શું વઢતાં બીહીજે,
એ ઘણા ને તમો એક જાતે, સૈન્ય મોકલ્યું મારે તાતે;
દૈત્યને વાહન 'ને તમો પાળા, એ કઠણ ને તમે સુંવાળા;[2]
દૈત્યને ટોપ કવચ બખતર, તમારે અંગે પીતાંબર;
દૈત્યને સાંગ ને બહુ ભાલા, નાથ, તમે છો હાલામાલા;[3]
એ મદોન્મત્ત બહુ બળિયા, તમે સુકોમળ પાતળિયા;
સ્વામી, પછી અસુરને વેધો, પહેલું મસ્તક મારું છેદો,
[4]દેહડી નીરખી નીરખીને મોહું, [5]તગોને જુદ્ધ કરતાં કેમ જોઉં ?
ઇચ્છા અંતરની ગઇ રીઝી, દૈત્યે માળિયું લીધું વીંટી,
પ્રભુ, પ્રાણ કંપે છે મારા, મૂઆ દૈત્ય કરે છે હોકારા;
ઘણું ક્રોધી વિરોધી બાણ, હાકે ઇન્દ્રનું જાય ઓસાણ,
જગત ભય પામે પિતાની હાકે,[6] બાણે પૃથ્વી ચડાવી ચાકે;
જેના નાદે તે મેરુ હાલે, ચક્રધર સરખાનું નવ ચાલે,
ક્ષત્રી સાથ રહે સહુ બીહીતો, નાથ, તેને તમે કયમ જીતો ?[7]

---

૧. ब રાગ મારૂની; क રાગ દેશાખી મારૂ, फ રાગ મારૂ સોરઠી.
૨. બૃ. કા. નાથજી તમો હાલામાલા. ૩. બૃ. કા. એ કઠણ ને તમો સુંવાળા..
૪. બૃ. કા. તમને દેખી દેખીને રે મોહું. ૫ क. નેત્રે જદ્ધ કરતાં કેમ જોઉં.
૬. अ જગત કાંપે બાપજીની હાકે; फ જગત થંભે તાતની હાકે; घ જગ ભય પામે તાતની હાકે.
૭. फ તેને નાથજી તમે કેમ જીતો; બૃ. કા. નાથજી ! તમે કેઇ પેર જીતો. આ પછી બે લીટી ક્ષેપક લાગે છે. अ અને ब પ્રતમાં નથી. બૃ. કા. માં છે:
મંત્રી રહ્યો છે દાંત કરડી, શું જાઓ છો મરડી મરડી,
માટે પહેલાં મુજને મારો, પછી નાથજી રણમાં સધારો.
બૃ. કા. માં બીજી લીટીઓ પણ છે—
રાશી સૂર્યવંશી નૃપ જેહ, તેની થરથર ધ્રુજે દેહ,
પ્રધાન ક્રોધી પાવકની જ્વાળ, તેથી વિશેષ બાણ ભૂપાળ.
એમ કહી ભરતી લોચન, દેખી વારે છે સ્વામિન.

કંથ કહે, ન કરું સંગ્રામ, આંહાં નાહાનો કુણ ઠામ?
હાવે જીવતાં છૂટવું નહિ, કાં ન મરીએ સામા જઈ?[1]
નથી ઊગરવાનો ઉપાય, ત્યાં તો ભય પામ્યે શું થાય?
નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ઠા જાય એક પળમાં.[2]
મહુઅર વાગે ને મણિધર ડોલે, ના ડોલે તો સર્પને તોલે.[3]
વન ગાજે કેસરી દે ફાળ, ના ઊછળે તો જાણવો શિયાળ,
હાકયો વાઘ ન માંડે કાન, નહિ શાર્દૂલ, જાણવો શ્વાન,
ક્ષત્રી નાશે દેખીને દળ, નહિ પુરુષ, જાણવો વ્યંડળ;
ઘરમાં ગોઝારો રહે પેશી, જુદ્ધે ચરણ વિના રહે બેશી,[4]
એમ કહી ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી;
અસુર-દળમાં જઈ ખૂંપિયો,[5] છજેથી કપિની પેરે પડયો,
જેમ ગ્રાહ પેસે છે જળમાં, તેમ અનિરુદ્ધ પેઠો દળમાં;
જેમ ચંદ્ર પેસે વાદળમાં, તેમ વાણિકં થયો બળમાં,
ગજજૂથમાં લઘુ કેસરી, તેમ અનિરુદ્ધ મધ્યે-અરિ.[6]
દૈત્યને આવ્યો મૃત્યુનો દહાડો, ગાજે અનિરુદ્ધ મેઘ અખાડો,
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ-પ્રહારે ધરણી ઢાળ્યા;
કૌભાંડે તવ સૈન્યા પ્રેરી, જાદવ જોદ્ધને લીધો છે ઘેરી,
ચંદનને બાવળિયે ઝીંટી, અસુરે વાણિકં[7] લીધો વીંટી;
દાનવ કહે, માનવ કશ્યું, બહુ સિંહમાં મૃગલું જશ્યું.[8]

---

૧. ઘ કાં ન મરીએ સામા થઈ.
૨. ઈ ઉ શોભને લાંછન મૂળમાં.
૩. જ ન ડોલે વૃથા સાપ તોલે. ક મોર બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો વૃથા શીતને તોલે.
૪. ઈ ચરણ વિહોણો રહે બેસી. ૫ જૂ હા. અસુર સેના ઉપર કોપિયો.
૬. જૂ હા બહુ વીંટી વળ્યા છે વેરી. જૂ. હા. માં પાંચ ૭ લીટી ઉલટી-સૂલટી છે. ૭ જૂ. હા. અનિરુદ્ધ.
૮. જૂ. હા. દાનવ ન કહે માનવ શુંય, અમે સિંહમાં મૃગબાળ હુંય.

મુગટ મંત્રીને ચરણે ધરે, તો તું મૃત્યુ થકી ઊગરે;
વૈરી-વાયક એવાં સાંભળી, અનિરુદ્ધ ધાયો હોકારો કરી,
નાખે દૈત્ય ભારી મુદ્દગળ, તેમ અનિરુદ્ધ ભુજ-ભોગળ;
વીસ સહસ્ર અસુર ત્યાં તૂટયા, એકીવારે તે બહુ શર છૂટયા,
આયુધધારા રહી છે વરસી, [1]ગદા ગુપ્તી ફરે છે ફરસી;
દાનવ ધાયા છે ટોળેટોળાં, વરસે ભીંડીમાળ ને ગોળા,
હાકયા હરતી દે હલકારા, થાય ખડગ તણા ચમકારા,
થાય અગ્નિ તણા ધુધવાટ, બોલે સાંગ તણા સુસવાટ;
રથચક્ર ગાજે ગડેડાટ, ગગને ધજા થાય ફડફડાટ,
હોય હય તણા હણહણાટ,[2] છૂટે બાણુ બહુ સણસણાટ;
દેખી દોહિલો નાથનો ઘાટ, ઓખાને થાય છે ઉચાટ,[3]
બહુ દાનવનો વાળ્યો દાટ, અનિરુદ્ધ મુકાવે વાટ;
કોઈ ઝીકયા ઝાલીને કેશ, કોઈ ઉરાડયા પગની ઠેશ,
કોઇને મારી ભોગળને ભડાકે, કોઈનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઈ અધમરતા, કોઈ પૂરા, એમ સૈન્ય કર્યું ચકચૂરા.[4]
તે તો રણ ભયાનક ભાસે, બળ દેખી ઓખા ઉલ્લાસે;
મેં તો આવડું નહોતું જાણ્યું, ચિત્રલેખાએ રત્ન જ આણ્યું,
શોણિતસ્વેદ થયો છે ડીલે,[5] નાથ રણ-રુધિરમાં ઝીલે;
ભડ ગાજયો ને પડયું ભંગાણ, નાઠો કોભાંડ લઇને પ્રાણ.
હવું બાણાસુરને જાણ, એક પુરુષે તે વાળ્યો ઘાણ,
અસુર સૈન્ય ચડયું સર્વ કોપે, સજ્યાં કવચ, આયુધ ને ટોપે,

---

૧. બૃ. કા. વ પડે પરિઘ પટ્ટી ને ફરસી.
૨. બૃ. કા. આ બે લીટીમાં પાદો ઊલટાસૂલટા છે.
૩. ક થાય ઓખાને મન ઉચાટ.
૪. વ એમ સૈન્ય કીધું ચુર.
૫ ક બૃ. કા. શોણિતરૂપરાં થયો છે ડીલે, વ પરસ્વેદ વળ્યો છે ડીલે.

સર્વ સૈન્ય તે તત્પર કીધું, વઢવાને દુંદુભિ[૧] દીધું;
વાગી હાક જે ચડિયો બાણ, તે તો ઓખાને થયું જાણ.[૨]

### વલણ

વાગી હાક જે તાત ચડિયો. કયમ જીતશે સહસ્ર-હાથને ?
આંસુ ભરતી, શોક કરતી, સાદ કરતી નાથને.

## કડવું ૧૮ મું

### રાગ મારુની દેશી

મારા સ્વામી ચતુરસુજાણ, બાણદળ આવે રે,—જાદવજી[૩]
દીસે સૈન્યા ચારે પાસે, થાશે શું હાવે રે ?—જાદવજી;
એ બળિયા સાથે બાથ, નાથ કેમ બીડો રે ?—જાદવજી,
હું તો કહું છું તમારી દાસી, નાશી હીંડો રે,—જાદવજી;
ઓ, દળ બળવંત દીસે,[૪] રીસે રાતા રે,—જાદવજી,
બળિયા અસુરને મુખે, રખે તમે જાતા રે,—જાદવજી;
ઓ, ગજ આવ્યા બળવંત, દંત કેમ સાહાશો રે,—જાદવજી,
ઓ, અસુર-અર્ણવ વાધ્યા, તણાયા જાશો રે,—જાદવજી;
એવું જાણીને ઓસરીજે, ના કીજે ક્રોધ રે,—જાદવજી,
તમે એકલાને આશરો શાનો ? માનો પ્રતિબોધ રે;—જાદવજી;
હાં, હાં,[૫] ધીરા થાઓ, ધાઓ તે ફાંસુ રે,—જાવદજી.
મારી જમણી આંખડી ફરકે, વરસે આંસુ રે;—જાદવજી.

---

૧. દદાસું જૂ. કા. માં એ પછી વધારાની લીટીઓ—
પ્રલય અગ્નિ જેવો જાજ્વલ્ય, બાણરૂપ થયું માદહુલ્ય,
ચઢયો રાય ક્રોધે ગડગડીઓ, જાણ્યું ઓખાએ રણ તાત ચઢીઓ;
સૈન્યના લોક આગળ ચાલ્યા, કરમાં બહુ ભાલા ઝાલ્યા.

૨ અ તવ થયુ ઓખાને જાણ  ૩. ૫ બાણ આવ્યોરે જાદવજી.

૪. ક ઓ દળ આવ્યું બળવંત દીસે.

૫. જૂ. કા. ધીરા થાઓ ને ધાઓ, વઢો તો ફાંસુરે.

મને દિવસ લાગે ઝાંખો, નાખોને ભોગળ રે,—જાદવજી.
એ તો ના સમજે સમજાવ્યો, આવ્યું એ દળ રે;—જાદવજી.
તમો હું-દેહડીના હંસ,[1] સ્વંસ છે[2] જુદે રે;—જાદવજી.
વેશ પાલટી પાછા વળો,[3] માનો મારી બુદ્ધિ રે;—જાદવજી.
તમે ઘેલાં દીસો છો ધરુણી, તરુણી મૂકો ટેવ રે;—રાણીજી.
અમે બાણ થકી કેમ[4] ઓસરશું? કરશું સેવ રે?—રાણીજી.
[5]જો અનિરુદ્ધ નાશે રણ થકી, લાજે શ્રીગોપાળ રે,—રાણીજી.
નાહે અર્થ નવ કોઈ સીજે,[6] કીજે શી ચાલ રે[7]—રાણીજી.

**વલણ**

ચાલ ન કીજે અતિ ઘણી, અંતે રાખશે મોરાર રે,
ધાયો નાથ; નિરાશ થઈ,[8] પછી રોવા લાગી નાર રે.

**કડવું ૧૯ મું**

**રાગ મેવાડો[9]**

ઓખા કરતી સાદ,[10] હો રે હઠીલા રાણા.
આ શા સારુ ઉધમાદ,[11] હો રે હઠીલા રાણા.
હું તો લાગું તમારે પાય, " "
આવી બેસો માળિયા માંહ્ય, " "

૧. વ તમો હું દુઃખણીના હંસ.
૨. અ સ્વંસ કેમ સહેશોરે; ક ધસો કેમ જુદ્ધ રે.
૩. બૃ. કા. પાછા વળોજી લાગું પાય.
૪. બૃ. કા. નહિ; વ કરશું મશ્કરની રોવરે, અ કઠું કેડી સેવરે.
૫. બૃ. કા. અનિરુદ્ધ જો રણથી ભાગે.
૬. બૃ. કા નાહે અર્થ ન એક સીઝે, શી કીજે૦
૭ ઇ રોયે ન હોય કાજ, એ તો કુળની ચાલરે.
૮. બૃ. કા. ધસ્યો નાથ ને હાથ ઘસીઆ. ૯. વ રાગ મેવાડો ટુકડો.
૧૦. બૃ કા. ઓખા કરતી તે કંથને સાદ. ૧૧. બૃ. કા. ક ઉન્માદ.

હું બાણુને કરું પ્રણામ, હો રે હઠીલા રાણા.
એ છે કાલાવાલાનું કામ, ,, ,,
એ બળિયા સાથે બાથ, ,, ,,
જોઇને ભરીએ નાથ, ,, ,,
તરવું છે સાગર તીર, ,, ,,
બળે ન પામીએ પેલે પાર, ,, ,,
અનેકમાં એક કૃષ્ણ માત્ર, ,, ,,
સામા દૈત્ય દીસે કુપાત્ર, ,, ,,
મુને થાય છે માન શુકન,[1] ,, ,,
મારું જમણું ફરકે લોચન, ,, ,,
રુએ શ્વાન વાયસ ને ગાય, ,, ,,
એવાં શુકન માઠાં થાય, ,, ,,
આજે ઝાંખો દીસે ભાણ,[2] ,, ,,
દીસે નગર બધું વેરાન,[3] ,, ,,
આ ધ્રૂજતી દેખું ધરણ, ,, ,,
દીસે સાગર શોણિતવરણ, ,, ,,
ઓ આવ્યું દળવાદળ, ,, ,,
ઓ ચળકે ભાલાનાં ફળ, ,, ,,
આ આવ્યા અગણિત અસવાર, ,, ,,
થાયે હોકારા હોકાર,[4] ,, ,,
આ દુંદુભિ વાગે ઘાય,[5] ,, ,,
ઓ તમ પર સેના ધાય, ,, ,,

---

૧. क વગેરેમાં આની પુર્વે બે લીટીઓ છે તે બૃ. કા. માં નથી. ક્ષેપક લાગે છે.
૨. क આઢાં ઝાંખો ગગને ભાણ; ख તથા બૃ. કા. માં વધારાની લીટીઓ.
મારો ત્રુટયો મોતીનો હાર. ૦ ડાબે નેત્રે વહે જળધાર.
૩. क દિસે નગરી ઉજડ વેરાન. ख દિસે નગર વસમું રાન.
૪. બૃ કા. અહીં થાય છે હોહોકાર. ૫. ख ઓ વાગે દુંદુભિના ઘાય

ઓ ધજા ફરકે વ્યોમ,[1] હો રે હઠીલા રાણા.
સૈન્ય ભારે કંપે ભોમ, ,, ,,
ઓ વાગે ઘૂઘરમાળ, ,, ,,
અશ્વ આવે દેતા ફાળ, ,, ,,
એ અસુર મહા વિકરાળ,[2] ,, ,,
હવે થાશે શો હેવાલ,[3] ,, ,,
આવ્યો બાણાસુર પ્રલયકાળ, ,, ,,
[4]ધર્યું મેઘાડંબર છત્રસાર, ,, ,,

**વલણ**

મેઘાડંબર છત્ર ધરિયું, ઊલટી નગરી બદ્ધ રે,
અગણિત અસવાર આવિયા, [5]ઘેરી લીધો અનિરુદ્ધ રે.[6]

---

૧. બૃ. કા. માં નથી. એને બદલે—

પાખર બખ્તર પે'ર્યાં ટોપ — ૦
દૈત્ય ભરાયા આવે કોપ — ૦

૨-૩. બંને લીટીઓ બીજી પ્રતોમાં નથી. બૃ. કા. માં છે, પણ નીચે પ્રમાણે છે—

એ તો શૂરવીર મહાકાળ — ૦, પડે પેટડીઆમાં ફાળ — ૦.
નાથ જુઓ વિચારી મન, હો રે૦
જુદ્ધ રહેવા દો રાજન; હો રે૦
જો લોપો મારી વાણ, હો રે૦
તો તમને પિતામહની આણ; હો રે૦

૪. બ મેઘાડંબર છત્રવિશાલ. ૫. અ ટોળે મળી.

૬. અ કરવા જૂદ્ધરે.

## કડવું ૨૦ મું

### રાગ સામેરી[1]

આવી તે સૈન્યા અસુર તણી, અનિરુદ્ધ રે લીધો ઘેરી,[2]
કામકુંવરને મધ્યે લીધો, વીંટી વળ્યા ચોફેરી;
અમર કહે, શું નીપજશે, ઇચ્છા તે પરમેશ્વરી,
રિપુ ગજના જૂથમાં, હે અનિરુદ્ધ કેસરી;
બાણાસુરને શું કરે ? બોગળ લીધી ફોગટ,
વેરી વાયસ કોટી મળ્યા[3], કેમ જીવશે પોપટ ?
બાણાસુરે સુભટ વાર્યો, કોય કરશો નહિ ઘાત,
છે વીર થોડી વય તણો, હું પૂછું માંડી વાત;
માળિયેથી ઓખા નીરખે, રુદન મૂક્યું છોડી,
ઓ જીવન પૂંડે યોદ્ધા ઊભા, રહ્યા બાથા જોડી;[4]
બળવંત સાથે જોદ્ધ ઘણા,[5] છે સૈન્યા બિહામણી,
ભડે બાથા (ભલા) ભીડિયા, હીંડિયા સ્વામી ભણી,[6]
ખડગ, ખાંડાં ઝળકતાં[7], ચળકતી ભાલાઅણી;
આ દળવાદળ કેમ સહેશો ? (ઓ) સ્વામી સુકોમળ !
પ્રાણનાથને પીડશે એ,[8] પ્રગટ્યાં તે કર્મનાં ફળ;
દૈવના ખાધા દૈત્ય બળિયા,[9] દયા નહિ લવલેશ,

---

૧. क રાગ સોરઠી, ल રાગ રામગ્રી.
૨. क જાદવ જોદ્ધ લીધો ઘેરી. ૩. व વેરી વાય સામટા મળીઆ.
૪. ह બૂ. કા. રહ્યા બેઠ્ઠુ કર જોડી.
૫. क બૂ. કા. બળવંત બેહેકે અતિઘણું, व બળજુંત દિસે બહેકે અતિ ઘણો.
૬. ह व રહ્યા છે હણુહણી; क, ઓ આવે, છે હણુહણી.
૭. क ખડગ ખેડાં નાખતાં. व, બૂ. કા. ખડગ ખેડાં ઝળકંતાં.
૮. इ પ્રાણનાથને પાપી પીડશે.
૯. व દૈવના લીધા દૈત્ય બળીઆ, क દૈવના લીધા દૈત્ય એ .

કુંવર-વય કંથ છે માહરો, નથી ઊગ્યા મુખના કેશ;[1]
ચાર દિવસનું ચાંદરણું, ગયું સુખ, કર્મંડા ' વહી,
પાપી પીડશે પ્રભુને, દૈવડા! જાઉં કહીં ?
અર્ભક[2] તમારો એકલો, વીંટી વળ્યા અસુર,
એવું જાણી સહાય કરજો, શામળિયા શ્વશુર!
દુઃખનિવારણ કૃષ્ણજી, હું થઇ તમારી વધૂ,
[3]એ આશા અમારી ભાગશે તો, લાજશે જાદવકુળ બધું;
પ્રજા પરિવારે છો પનોતા, આપે શ્રીમોરારિ,[4]
સંભાવના તો સર્વની લીજે, ના મૂકીએ વિસારી.
અમને આશા તમારી છે, અમે તમારાં છોરુ,
લાજ લાગે વૃદ્ધને, કોઇ કહે કાળું ગોરું;
એવું જાણી સહાય કરજો, દામોદરજી દક્ષ,
પક્ષી પલાણી પ્રભુજી,[5] પુત્રની કરજો પક્ષ.
ભગવંત ભજતી ભામની, બરથાર રિપુદળ-મધ્ય.
કોણ[6] કહે પિતા આણુને,[7] એ બાળક છે અશુદ્ધ.
ગદ્દગદ કંઠે ગોરડી, મતિભંગ જાણે ગેહેલી,
[8]મન જાણે આણ જ કાઢું, તમારા સંગ્રામ પહેલી;
મુખ વિકરાળ, નેત્ર બિહામણું,[9] છે મૂછ મોટી મોટી,
એવા અસુર આવી મળ્યા, સંખ્યા તે સપ્ત કોટી;

૧. ग, घ, फ, નથી આવ્યા મુછે કેશ.
૨. फ આ તન તમારો એકલો, બૃ૦ કા૦ કંથજી મારો એકલો.
 क આ ભક્ત તમારો એકલો.
૩. બૃ. કા. જો.
૪. બૃ. કા. પ્રજા પ્રતિપાલન કરો છો, પનોતા શ્રીમોરારિ.
૫. બૃ. કા. પક્ષી પલાણો પ્રભુજી, પુત્રની કરવા પક્ષ; ब ગરૂડ પલાણી.
૬. બૃ. કા. કોઇ કહે પિતા બાણુને, એ બાળક ને હું વૃદ્ધ.
૭. फ કો કહે પિતાંબર ધસે ૮. બૃ. કા. એવું ઇચ્છું છું જે પ્રાણ જ કાઢું, મરું તે
૯. द. घ મુખ વક્ર, નેત્ર બિહામણાં

દળવાદળ સૈન્યા ઊલટી, મધ્યે લીધો અનિરુદ્ધ,
વીર વીંટયો વેરીએ, જેમ મક્ષિકાએ મધ;
[1]ધનુષ ધરિયાં પાંચસેં, બાણે ચડાવ્યાં બાણ,
રામ મારુ ગાય ગુણીજન, [2]એમ ગગડિયાં નિશાણ;
અનંગ-અર્ભક ઢાંકિયો, શોભતો જેમ ઇન્દ્ર,[3]
ઉપમા દઇએ ઉડુ તણી તો, તારામાં જેમ ચંદ્ર;
મધુકુંજની સૂંઢ સરખા, શોભીતા બે ભુજ,
શરાસન સરખી ભ્રકુટિ,[4] નેત્ર બે અંબુજ;
તૃણમાત્ર ત્રેવડતો નથી, બાણના જે બાહુ,[5]
અસુર અનિરુદ્ધ શોભતા, જેમ ચંદ્રમા ને રાહુ.
પાપીએ જોયું વક્રદૃષ્ટિ,[6] કીધાં તીવ્ર તાણી ચક્ષ,
વપુશોભા વૃક્ષ તણી, જાણે[7] અરણીનું વૃક્ષ;

---

૧. ધનુષ બાણ વાંસે ધર્યાં. આ લીટીની ઉપર ज પ્રતમાં કડવું પૂરું થાય છે, વળણ છે—
(જેમ) મક્ષિકાએ મધ રે, એમ લીધો અનિરુદ્ધ ઘેરી રે,
અમર કહે, શું નિપજશે, જેમ ઇચ્છા પરમેશ્વરી રે.
૨. બૃ. કા. 'એમ' નથી.
૩. ख અનંત અભ્રે ઢાંકીઓ, શોભીઓ જાણે ઇંદુ; ગગને આભજ ઢાંકીઓ, શોભીઓ જેમ ઇંદુ. બૃ. કા. ઉપમા તે ઉડુગણતણી, લલાટે સ્વેદનાં બિંદુ, क એણે બાણે આભ ઢાંકીઓ તેમાં અનિરુદ્ધ ઇંદુ.
૪. इ, ग, રસાળ સરખી ભ્રગુટિ; घ, ङ ધનુષ સરખી ભ્રગુટિ, च સરખા સરખી ભ્રગુટિ, क શરાસન સરખી ભ્રગુટિ.
૫. ख બાણાસુર મહાબાહુ, क જેમ ચંદ્રમા ને રાહુ.
૬. अ વાણિકે જોયું વિકટ દંષ્ટે, તેમ રાતડાં ચક્ષ, ब રાતાં તરડાં ચક્ષ; क ભ્રમર ચઢાવ્યાં ચક્ષ. फ પાપીએ જોયું વક્ર દષ્ટિ, તીવ્ર તાણી ચક્ષ. બૃ. કા. જાદવે જોયું વક્ર દષ્ટે, રાતાં કીધાં ચક્ષ.
૭ મ. કા. વપુ શોભે ભુજ કૂડસું, જેમ અરણ્યનું વૃક્ષ.

અનિરુદ્ધ કહે, આ સમે હોય કુહાડો,[૧] ભોગળને વળી ધાર,
આંચો ટાળું અસુર કેરો,[૨] ઉતારું ભુજનો ભાર;
શું વપુ બાણનું ખોડ[૩] છે, માંહિ વસે સર્પનો સાથ!
કે પેટમાંથી પૂર્વજો,[૪] પિંડ લેવા કાઢે હાથ!
કાષ્ઠના કે લાખના, એણે ચોટાડ્યા કર,
અથવા કોઈ પક્ષી દીસે છે, મરવા વીખર્યાં છે પર![૫]

તવ હસવું આવ્યું રાયને, બાળક છે અજ્ઞાન,[૬]
શું કરું જે લાંછન લાગે, નહિ તો દઉં કન્યાદાન;
કોભાંડ કહે, અજ્ઞાની નથી, રાય! તમને દે છે ગાળ.
બલિસુત અંતરમાં બળ્યો,[૭] બ્રહ્માંડ લાગી જ્વાળ;
સુભટ નિકટ રાય આવ્યો, બોલાવ્યો અતિ ગર્વ,[૮]
નિર્લજ, લંપટ, નથી લહેતો, વીંટી વળ્યા છે સર્વ;[૧૦]

કુળ-લજ્જામણો કોણ છે, તસ્કર ને નિર્લજ?
અપરાધ કરી કેમ ઊગરે, સિંહના મુખથી અજ?

---

૧. બૃ. કા. આ સમે જો હોત કુહાડો, અથવા ભોગળે ધાર.
૨. [क] આ સમે જો હોત ખાંડુ અસુરને હળવો કરત, ઊતારત ભૂજનો ભાર.
૩. બૃ. કા. શું વસ્યું બાણનું દિલ છે, તેમાં વસે સર્વનો સાથ;
૪. (ક્ષેપક?) પંડમાં પૂર્વજ રહ્યા, પિંડ લેવા કાઢે હાથ. [अ] શું વાધ્યું બાણનું દિલ છે. [व] શું પેટમાં પૂર્વજો રહે, [क], [ख] શું પેટમાંથી પૂર્વજો. [ड] કે પિંડમાંહે પૂર્વજ વસે, ધરીને ચોઢ્યા હસ્ત.
૫. બૃ. કા. વિફરાવ્યા છે પર.
૬. બૃ. કા. લીટીઓ ઊથલાવતી છે. [क] તવ બોલીઓ બળવાન.
૭. [ड] બળીસુત અંતર બોહ્યો.
૮. બૃ. કા. સુભટ નિકટ રાય સર્વે, બોલિયા બહુ ગર્વ,
નિપંટ લંપટ નથી બ્હીતો, ધાયા હણવા સર્વ.
૯. [ड] બોલીઓ બહુ ગર્વ, [ख] બોલીઓ મુખ ગર્વ.
૧૦. [क] વાધો હણવા સર્વ, [ख] બાંધો હણવા સર્વ.

ગમન નહિ આંહાં અમર કેરું, તો તેં કેમ આગમાયું,[1]
અજાણે આવી ચડયો કે ભૂતે મન ભમાવ્યું ?
-શકે સ્વર્ગથી કેઈએ નાખ્યો, કારણ સરખું ભાસે;
સાચું કહે તો મારું નહિ,[2] રહે, બાળક ! વિશ્વાસે;
કુણ કુળમાં અવતર્યો, કુણ માત, તાત ને ગામ ?
જથારથ હોય તે ભાખજે, કયમ સેવ્યું ઓખા-ધામ ?[3]
અનિરુદ્ધ કહે, વિહિવા મળ્યો, હવે ન્યાત, કુળનું શું કામ ?
પિતુ પિતામહ માહરા તે, પ્રસિદ્ધ છે સંસાર,
છોડી છત્રપતિની વર્યો, તુ ચતુર, હવે વિચાર;[4]
વાર્ષ્ણિક કુળ છે માહરું,[5] નામ અનિરુદ્ધ,
જો ખેડશો તો સમુદ્ર મહિ, નાખીશ નગરી બદ્ધ;
બાણાસુર સામું જોઈને, કૌભાંડ વળતું ભાખે,
ચોરી કરી કન્યા વરે, કુળ તે વાર્ષ્ણિક પાખે ?
પૌત્ર જાણી કૃષ્ણનો, બાણે તે ધસિયા કર,
નીચ વર કન્યા વર્યો, દૈવડા, ખેહું ઘર;
શીશ રીસે ડૌક ધુણાવી, ધનુષ ધરિયાં ધીર,[6]
કૌભાંડ કહે છે રાયને, એ જોદ્ધો છે મહાવીર;

---

૧. ચ તો તું ત્યાં કેમ આગમીઓ. બૃ. કા. ગમ નહિ અમરને, તો કેમ આવતાં ફાવ્યું ? અજ્ઞાને આવી ચડયો કે ભૂતડે મનડું ભમાવ્યું ?
૨. ક સાચું કહે તુને નહિ હણું; ચ સાચું કહે તો ન હણું, ખ સાચું કહે નિશ્ચે ન હણું.
૩. આ લીટી બૃ. કા. માં નથી.
૪. ચ તું ચતુર છે વિચાર. બૃ. કા. ચોરી છત્રપતિની કરી, તું ચતુર હોય તો વિચાર.
૫. ક વાષ્ણિક વંશ છે મુજતણો. બૃ. કા. જાદવકુળ છે મુજતણું.
૬. ચ રીસે ધડહડી પછી ધનુષ્ય, લીધાં હાથમાં બાણ, ક રીસે ધડહડીને ધનુષ્ય લીધાં બાણ; મંત્રીને મહારાજ કહે છે; એ પુરુષ મોટો જાણ; બૃ. કા. રીસે તે અંતર પરજળ્યો, ધનુષ્ય ધરિયાં બાણ.

હકારી વાણિયુક વકાર્યો, થયો શોરાશોર,
ઓખા નયણે નીરખતાં,[1] નાથને પહોંચે જોર;
પરિઘ પટી ને ગુર્જ ગદા, ત્રિશુળ ને તોમર,
મુદ્દગળ મુશળ સાંગ તણે, ઢાંક્યો અનિરુદ્ધ શૂર;[2]
અઘોર માયા આસુરી,[3] વરસે શિલા ને શિખર,
પાગ હસ્ત ને અસ્થિ ચર્મ, પડે માંસ ને રુધિર;
હય ગજ રથ બાથોબાથે અડકે, બડકે બહુ વાહન,
દુંદુભિ વાજે, ખાંડાં ગાજે, રણ પડે બહુ જન;
સાંગ ખળકે, ખડગ ચળકે, ઝળકે ભાલાની અણી,
રિપુ-લાખના જૂથમાંહે, અનિરુદ્ધ જડિયો મણિ;
ફેરવી ભોગળ બળ ધરી, રિપુદળ દળ્યું જાદવજોદ્ધ,[4]
તાડે, પાડે, આડા પછાડે, કરે કામકુંવર બહુ ક્રોધ;
હાર્યાં પૂરણ, રથ ચૂરણ,[5] ગજ હય પાછા વળિયા,
અંગ રાતાં, શીશ ફાટચાં, ધીર ધરણી ઢળિયા;

---

૧. બૃ. કા. ઓખા નેત્રે નીર ભરે ભરે જે, કંથને પહોંચે જોર.
ક્ષેપક લાગે છે. { અસુર બળીઆ પ્રાક્રમી, ઊછળતા દે ફાળ;
દશે દિશાથી વછુટચા, કહે ન જાય જીવતો બાળ;
૨. ઢાંકીઓ નરવર; क ઢાંકીઓ અનિરુદ્ધ; ह ઢાંકી લીધો શૂર.
૩. अ અંધકાર માયા આસુરી. फ અંધાર રેણી આસુરી, થઇ રહ્યો અંધાર, બૃ. કા. અંધકાર માયા આસુરી, વરસે શલ્યા ને શિખર, क અશ્વહસ્તીનાં ચર્મ વરસે પડે હય, હસ્તીને ચંમર, વહે માસ ને રુધિર.
૪. अ મળ્યા બહુ દલ જોદ્ધ.
૫. अ પાલ પૂરણ રથ ચુરણ; व પ્રહાર પૂરણ રથ ચુરણ. ગજ અનેક પાછા વળીઆ. બૃ. કા. વધારાની લીટીઓ—
પલવટ વાળી પ્રાક્રમી બહુ જોદ્ધાને નસાડચા,
ભુજ વિષે ભોગળ ધરી દેતો અનિરુદ્ધ માર;
હય, ગજ, રથ, પાછા સર્વ નાઠા, હવો તે હાહાકાર.

ભડ યુદ્ધ કરતો, જાય રોળતો, અનિરુદ્ધ ઇન્દ્ર સમાન,[1]
અસુર રણથી[2] નાસતા, શાર્દૂલથી જેમ શ્વાન;
હૈડું તે હરખે નારનું, સુણી નાથના હોકાર,
ઓખા દેખતાં અનિરુદ્ધે, સૈન્ય કીધું તારોતાર;
દશ સહસ્ર જોદ્ધા બાણના, મારી કીધા ચકચૂર.
સમુદ્ર માંહે સંગમ હવો, બહુ શોણિતનું પૂર;[3]
[4]ભંગાણ પડિયું પુર વિષે, અસુર નાસાનાસ,
તે દેખીને બાણ ધસિયો, સજીને નાગપાશ,[5]
ભોગળ છેદી ભુજ તણી, પછી કર્યા સહસ્ર સર્પ,
કામકુંવરને બાંધી લીધો, પછી આવિયો નૃપ.

**વલણ**

નૃપ ગાજ્યો મેઘની પેરે, ઉતરાવી ઓખાય રે,
વરકન્યાને બંધન કરી, બાણાસુર મંદિર જાય રે.

## કડવું ૨૧ સું

**રાગ રામગ્રી[6]**

બાણે બંન્યો જણને બાંધિયાં, નૌતમ નર ને નાર,
અનિરુદ્ધ રાખ્યો[7] આગળ કરી, ગુપ્ત રાખી કુમાર;[8]—બાણે૦ ૧

---

૧. બૃ. કા. રણમાં તે રોળા મૂકતો અનિરુદ્ધ ઇન્દ્ર સમાન. ફ અનિરુદ્ધ પ્રાક્રમી જોદ્ધ.
૨. ફ અસુર ઘણાએક નાસતા, બૃ. કા. અસુર સુરથી નાસતા.
૩. ફ વહ્યું શોણિત પૂર, બૃ. કા. વહ્યું તે શોણિતપૂર.
૪. બૃ. કા. ભુંભાણ.
૫. ઇ બાણે સજ્યું નાગપાશ.
૬. ઘ રાગ દેશાખ.
૭. બૃ. કા. અનિરુદ્ધ રાખ્યો મુખ આગળે.
૮. અ ગુપ્ત રાખી કન્યાય.

ચૌટામાં ચોર જણાવિયો, ઢાંકયો વ્યભિચાર,
છાની ઓખા મંદિર મોકલી, રાખ્યો કુળનો ભાર;[1]–આણે૦ ૨
લક્ષણવંતો ચાલે લહેકતો, મહેકતો બહુ વાસ,[2]
દૈત્યદળ પૂઠે પળે, દોરી દોડે છે દાસ;–આણે૦ ૩
પેચ છૂટો પાઘડી તણો, આવ્યો પામ પ્રમાણ,
ચોરે તે મોર જ મારિયો, લોક કરે વખાણ;–આણે૦ ૪
કો કહે, એનામાં દૈવત ઘણું, રૂપવંત રસાળ,[3]
એના કટાક્ષમાં કામિની, જોતામાં પડે તત્કાળ;[4]–આણે૦ ૫
એવી ભુલવણી ભ્રકુટિ તણી, જોઇ ભલી ભૂલે નાર,[5]
કુંવારી કન્યાને કામણ કરે, મોહે બાંધે કુમાર;–આણે૦ ૬
પૂરું પરાક્રમ પુરુષ તણું, માટે મંતાડો કન્યાય,[7]
આકૃણિયે કેમ આવશે, એકલો નહિ અન્યાય;–આણે૦ ૭
સખી પ્રત્યે સખી કહે, દેખી અંગ અવેવ,
બાંધ્યો તોયે જુએ આપણ ભણી,[8] એવી એની શી ટેવ?–આણે૦ ૮

---

૧. ब રાખ્યો લોકાચાર. ड રાખ્યો ઘરનો ભાર. छ જોયામાં વિચાર. ई રાખ્યો કામકુમાર.
૨. ब, अ લેહકતો બરાસ.
૩. બૃ. કા. માં આ લીટી ઉપર એક કડી વધારાની છે—
ઓખા જો પુનરપિ પરણશે, હરો અન્ય ભરથાર,
તે સ્વામીશું સુખ પામશે, લીધો એણે સાર.
અને તે ૯ કડી સાથે સરખાવો. બૃ. કા अ, દિસે રૂપ રસાળ
૪. क દીઠી મોહની જાળ; બૃ. કા. જોવામાં મ્રોહ જાળ.
૫. अ જોઇ દૃષ્ટ ભૂલે નાર.
૬. अ, क, એવા એ કુમાર; फ સંતોષી સર્વ કુમાર; ज મોહે બાંધે નિર્ધાર. બૃ. કા. એવો કામકુમાર. આ લીટી પછી બૃ. કા. માં—
ચિહ્ન કંઠે કાંકણતણાં, પડયાં ભામિની ભુજ દંડ,
ઓખાએ અમૃત ચાખીઉં, કીધો અધર તે ખંડ
૭. બૃ. કા. માં ૭ મી કડી નથી.
૮. ड બાંધ્યો જુએ આપણ ભણી.

હવે ઓખા જે વર પરણશે, મળશે ભવ્ય ભરથાર,[1]
તે સ્વામીશું સુખ પામશે. લીધો એણે સાર;–બાણે૦ ૯
ચાર દિવસનું ચાંદરણું, લીધો એણે સ્નેહનો સ્વાદ,
હવે ભ્રમ ભાગ્યો ધણો, લાગ્યો લોકાપવાદ.–બાણે૦ ૧૦

વલણ

લાગ્યો લોકાપવાદ પણ, પામ્યો દેવકન્યાય રે.
પછી બાણાસુરે ઓખા અનિરુદ્ધ, રાખ્યાં કારાગૃહ માંહ્ય રે.

## કડવું ૨૨ મું

### રાગ આશાવરી[2]

શ્રીશુકદેવ વાણી ઉચરે, સાંભળો, પરીક્ષિત રાય,
કૃષ્ણકુંવર ને કન્યા રાખ્યાં, કારાગૃહની માંહ્ય;
નાનાવિધનાં બંધન બાંધ્યાં, કાઢી ન શકે શ્વાસ,
એકએકનાં મુખ દામણાં, દેખી થાય છે ઉદાસ;[3]
બીક બાણાસુર તણી, રાણી ભરે છે ચક્ષ,
પુત્રી જમાઇ ભૂખ્યાં જાણી, છાનું મોકલે ભક્ષ;
બંધન દેખી નાથનું,[4] ઓખા ભરતી નયણે નીર;
અનિરુદ્ધ આપ-બળે કરી, અબળાને આપે ધીર;
જો આદરું તો અસુરકુળને, ત્રેવડું તૃણ માત્ર,
શોભા રાખવા શ્વશુરકુળની, અમે બંધાવ્યું છે ગાત્ર;[5]

---

૧. કડી બૃ. કા. માં નથી—૧. સરખાવો. ख પ્રતમાં—ચતુરકંઠે કંકણ, ભામિની ભુજ દંડ, ઓખાએ અમૃત ચાખીઉં, કીધો અધરને ખંડ.
૨. ख રાગ સામેરી. ૩ क દેખી થાય નિરાશ.
૪. क કઇ દેખી નાથનું; બૃ. કા. બંધન દેખી કંથનું.
૫. क બંધાવ્યું મેં ગાત્ર.

હાકી ઊઠું તો સદ્ય છૂટું,[1] હણું દાનવ-જૂથ,[2]
શું કરું જે શ્વશુરકુળને,[3] રાખવું છે શુદ્ધ;[4]
શેં રડો છો સુંદરી ?[5] સસરો શ્રીગોપાળ,[6]
આકાશ અવની એક થાશે, આણુશે સહુનો કાળ;
અગ્નયસ્ત્ર કેરી જ્વાળા ઘૂમશે,[7] અસુર થાશે અંધ,
સહાય કરશે શ્યામ રામ ત્યારે, બાળા ! છૂટશે બંધ;
મારા સમ જો, સુંદરી, ઝાંખો કરો મુખચંદ,
આ બંધનથી અતિ લાગે,[8] તમારાં નેત્રનાં બુંદ;
એમ કરી આસનાવાસના, હરિ આવ્યાનું હારદ,
કોઇ જાણે નહિ એમ કારાગૃહમાં, આવ્યા ઋષિ નારદ;
લજ્જા તે પામ્યો પરાક્રમી,[9] ને નીચી કીધી દષ્ટ,
વપુ સૂજે ને કાંઇ ન સૂઝે,[10] બોલી ન શકે સ્પષ્ટ;
શેં લાજે છે, પરાક્રમી ? તું બોલ મુજ સંગાત;
છોડી છત્રપતિની વચી,[11] થઇ પૃથ્વીમાં ખ્યાત;

---

૧. બૂ. કા. મરડીને ઊઠું તો સદ્ય છૂટું. फ આગમું તો સદ્ય છૂટું.
૨. બૂ. કા. હણું દાનવ દઇ દુઃખ क હણું દાનવ-રાજ.
૩. બૂ. કા શું કરું જે શ્વશુરપક્ષમાં રાખવું છે સુખ
૪. બૂ. કા. શા માટે ચિન્તા કરો છો. अ, प, क શાને દુઃખ ધરો સુંદરી ! ह શું આંસુ ઢાળો સુંદરી ! ज સહાય કરશે સુંદરી.
૫. બૂ. કા. ગોવિંદ છેદશે બંધ.
૬. બૂ. કા. અગન્યાસ્ત્રની ધૂમ ચાલશે.
૭. બૂ. કા. प, આ બંધન પેં દુઃખ અધિક છે. क આ બંધન પેં અધિક લાગે.
૮. બૂ. કા. લજ્જા પામ્યો કામકુંવર ને,
૯ ह શરીર સૂજે કાય ન સૂઝે; બૂ. કા. શરીર સૂજે અતિ ઘણું.
૧૦. બૂ. કા. બાણુની બાળકી પરણ્યો, તારી પૃથ્વીમાં થઇ ખ્યાત.

જાદવમાં તેં આમ ધાર્યો, કામકુંવર શેં નવ ફૂલે ?[1]
ઘોડે ચડે તે પડે પૃથ્વી,[2] ભણે તે નર ભૂલે;
જાદવકુળ તેં દિપાવિયું, બંધાયે લાંછન શુંય ?
કાલે માધવને મોકલું, દ્વારકા જાઉં હુંય,[3]

વલણ[4]

હવે હું જાઉં છું દ્વારકા, ઋષિ ગયા એવું કહી,
શુકદેવ કહે પરીક્ષિતને, દ્વારકામાં શી ગત થઇ ![5]

કડવું ૨૩ મું

રાગ વેરાડી[6]

શુકદેવ કહે પરીક્ષિતને, બાંધિયો જાદવ જોદ્ધ,
હવે દ્વારકાની કહું કથા, જાદવ કરે પરિશોધ;[7]
હિંદોળા સહિત પુરુષ હરિયો, હાહાકાર પુર મધ્ય,[8]
અનિરુદ્ધની ચોરી હવી ને, હરી ગયું કોઇ સદ્ય;

---

૧. દ, ધ, અંતર શેં ના ફૂલે, બ કુંવર શેં ન ફૂલે.
૨. ઘોડે ચડે તે પડે હેઠો.
૩. જૂ. કા. માં આ બે લીટીઓ એની પહેલાંની બે લીટીઓની ઉપર છે, તે યોગ્ય નથી, માટે આ પ્રતની ગોઠવણી કાયમ રાખી છે. આ પ્રતનું વલણ પછીના કડવા સાથે ઘણું બંધબેસતું આવે છે, એ સરખાવી જોવાથી સમજાશે.
૪. જૂ. કા. મા જે છેલ્લી બે લીટી છે તેને યોગ્ય વલણ એમાં છે. જે પછીના કડવા જોડે બંધબેસતું નથી તે વલણ—અંતર શેં ન ફૂલે જુદ્ધ, પ્રભાવશે ભગવાનરે. દ માં આ વલણ છે—અનિરુદ્ધની આજ્ઞા લઈ, ઋષિ હવા અંતરધ્યાનરે.
૫. જૂ. કા. માં આ પછી ૩૩મું કડવું વધુ; જુઓ પરિશિષ્ટ-૧, પૃ. ૯૨.
૬. ધ રાગ મલ્હાર; જૂ. કા. વેરાડીની ચાલ. ૭. જૂ. સ. શોધાશોધ.
૮. જૂ. કા. હાહાકાર હવો પુર વિષે, અનિરુદ્ધની થઇ ચોરી.
હિંડોળા સહિત કુંવર હરિયો, રુવે છે હિંદરી.

અતિ આદરશું માન આપ્યું,[1] પ્રેમે પૂજન કીધું,[2]
સમાચાર પૂછે શ્રીકૃષ્ણજી, નારદ વળતું ભાખે,
ઉત્પાત-વાત જ એક છે,[3] બાણ કુંવરને બાંધી રાખે;
ઈશ્વરી ઇચ્છાએ ઓખા પરણ્યો, સંબંધ એવો સાધ્યો,
એવા અપરાધને માટે,[4] (એને) બાણાસુરે બાંધ્યો;
વાત સાંભળી વધામણીની, વજડાવ્યાં નિશાણ,
શ્યામ રામ તત્પર થયા,[5] હવે જીતવો છે બાણ;
સ્વજન સુખ અતિશેં પામ્યાં, છે કુંવરને કુશળ,
ગરુડ લીધો ગોવિંદજીએ,[6] પૂછે સૈન્ય સકળ;
સંકર્ષણ ને સાત્યકિ જાદવ,[7] ત્રીજો પ્રદ્યુમન,
એ[8] ત્રણે પાસે બેસાડી, કૃષ્ણે ખેડ્યો ખગજન;
એક પહોરમાં પંખી પોહત્યો, સુણી અસુરે પંખ,[9]
રિપુ-હૃદયને વિદારવાને, શ્યામે પૂર્યો શંખ.

**વલણ**

શંખ પૂર્યો શ્યામ રામે, ઉધ્કયો સહસ્ર-પાણ રે,
ત્રાસેં નાસે લોક પુરના, પડિયું છે ભંગાણ રે.

---

1 બૃ. કા. આદરશું આસન આપીને અર્ઘ્યપૂજન કીધું.

૨. ज પ્રીતે પૂજન કીધું; क બહુવિધ પૂજન કીધું. फ અતિથિ પૂજન કીધું.

૩ બૃ કા. ઉત્પાત વાત જે તમારા કુંવરને બાણ બાંધીને રાખે.

૪. બૃ. કા આપદા અનિરુદ્ધ વેઠે,

૫. ड શ્યામ રામ બેઉ તત્પર થયા બૃ કા. શ્યામ, રામ, કામ થયા તત્પર, જીતવા રામબાણ.

૬. બૃ. કા. ગરુડ ખેડ્યો ગોવિંદજીએ, લીધી સેના...अ પછી ગરૂડ ખેડયો શ્રીકૃષ્ણજી.

૭. બૃ. કા. સંકર્ષણ ને સાત્યકી સંગાથે

૮. બૃ કા ત્રણ જોદ્ધા સાથે બેસાડી, ૯. ब શ્રવણે સાંભળી પંખ.

આ કડી પછી રા રાવળે મોકલેલાં પાઠાંતરમાં નીચેની કડી છે—

ગરૂડ ગત જાણી ખરી, સર્પ સર્વે જાય,
બંધન છૂટયા બે બાળનાં આવ્યા જદુપતિ રાય.

રતિ અતિ આક્રંદ કરે, મળ્યું વિનતાનું વૃંદ,
રુક્મિણી, રોહિણી, રેવતી,[1] તે સર્વ કરે આક્રંદ;
જાદવ-જોદ્ધા કહે માધવને,[2] શું બેઠા છો, સ્વામી?
એ વહારનો વિલંબ ન કીજે,[3] કુળને લાગે ખામી,
વસુદેવ કહે શ્યામ રામને, શું બેઠા છો ભૂપ?
કુંવરની કેડે, કૃષ્ણજી, શે ન કરો ધાધૂપ?[4]
ઉગ્રસેન કહે, આશ્ચર્ય મોટું, કેમ હરાયો હિંદોળો?
દેવી દૈત્ય રાક્ષસનું કારણ,[5] ખેપ કરીને ખોળો,
[6]સાત્યકિ ને શિરોમણિ પૂછે, હવે શી કરવી પેર?
પુત્ર વિના પરિવાર સૂનો, શું બેઠા છો ઘેર?
સાથને જદુનાથ કહે છે, શાને કરીએ શ્રમ?
ગોત્રદેવીને ગમતું હશે,[7] કુંવર હર્યાનું કર્મ.
અગિયાર વરસ અમે ગોકુળ સેવ્યું, મામાજીને ત્રાસે,
પ્રદ્યુમ્નને શંબરે હાર્યો તે, આવ્યો સોળમે વર્ષે;
તેમ અનિરુદ્ધ આવશે, તે સાચવશે કુળદેવી,
કૃષ્ણે કુટુંબને રોતું રાખ્યું, આશા દીધી એવી,[8]
પાંચ માસ એમ વહી ગયા, જાદવ થયા અતિ દુઃખી,
શોણિતપુરથી કૃષ્ણસભામાં, આવ્યા નારદ ઋષિ,
હરિ-આદે જાદવ થયા ઊભા, માન મુનિને દીધું,

---

૧ ખૂ કા દેવકી
૨ ખૂ કા જાદવ સર્વે કહ્યું માધવને
૩ ખૂ કા વાર વિલંબ ન કીજિયે, ફ વિચાર વારિધિમાં શું બૂડયા?
૪ ખૂ કા શોધ કરો અનિરૂદ્ધની, ક્યાં ગયો કુંવર અનૂપ?
૫ વ દેવ દૈત્ય દાનવનું કારણ
૬ ખૂ કા મા અહીંથી બે લીટી નથી, બીજી પ્રતોમાં પણ નથી
૭ ખૂ કા ગોત્રદેવીને એમજ ગમતું, ખ ગોત્રદેવીને ગમતું હશે
૮ દ શોકની વાત છે એવી.

અતિ આદરશું માન આપ્યું,[૧] પ્રેમે પૂજન કીધું;[૨]
સમાચાર પૂછે શ્રીકૃષ્ણુજી, નારદ વળતું ભાખે,
ઉત્પાત-વાત જ[૪] એક છે,[૩] બાણુ કુંવરને બાંધી રાખે;
ઇશ્વરી ઇચ્છાએ ઓખા પરણ્યો, સંબંધ એવો સાધ્યો,
એવા અપરાધને માટે,[૪] (એને) બાણાસુરે બાંધ્યો;
વાત સાંભળી વધામણીની, વજડાવ્યાં નિશાણ,
સ્યામ રામ તત્પર થયા,[૫] હવે જીતવો છે બાણ;
સ્વજન સુખ અતિશે પામ્યાં, છે કુંવરને કુશળ,
ગરુડ લીધો ગોવિંદજીએ,[૬] પૂછે સૈન્ય સકળ;
સંકર્ષણ ને સાત્યકિ જાદવ,[૭] ત્રીજો પ્રદ્યુમન,
એ[૮] ત્રણે પાસે બેસાડી, કૃષ્ણે ખેડ્યો ખગજન;
એક પહોરમાં પંખી પોત્યો, સુણી અસુરે પંખ,[૯]
રિપુ-હૃદયને વિદારવાને, સ્યામે પૂર્યો શંખ.

**વલણ**

શંખ પૂર્યો સ્યામ રામે, ઉધ્રક્યો સહસ્ર-પાણ રે,
ત્રાસેં નાસે લોક પુરના, પડિયું છે ભંગાણ રે.

---

૧ બૃ. કા. આદરશું આસન આપીને અર્ધ્યપૂજન કીધું.
૨. ज પ્રીતે પૂજન કીધું; क બહુવિધ પૂજન કીધું. फ અતિથિ પૂજન કીધું.
૩. બૃ કા. ઉત્પાત વાત જે તમારા કુંવરને બાણ બાંધીને રાખે.
૪. બૃ. કા આપદા અનિરુદ્ધ વેઠે,
૫. ड સ્યામ રામ બેઉ તત્પર થયા બૃ. કા. સ્યામ, રામ, કામ થયા તત્પર, જીતવા રામબાણ.
૬. બૃ. કા. ગરુડ ખેડ્યો ગોવિંદજીએ, લીધી સેના...भ પછી ગરુડ ખેડ્યો શ્રીકૃષ્ણજી.
૭. બૃ. કા. સંકર્ષણ ને સાત્યકી સંગાથે.
૮. બૃ. કા. ત્રણ જોદ્ધા સાથે બેસાડી, ૯. च શ્રવણે સાંભળી પંખ.
આ કડી પછી ર૧ રાવળે મોકલેલાં પાઠાંતરમાં નીચેની કડી છે—
ગરુડ ગત જાણી ખરી, સર્પ સર્વે જાય,
બંધન છૂટ્યાં બે બાળનાં આવ્યા જદુપતિ રાય.

## કડવું ૨૪ મું

શંખ-શબ્દ તણું કારણ, રિપુ-દેહનું વિડારણ,
કૃષ્ણનું જાણ તે બાણને થયું, બાણ પ્રાક્રમ કંઇએ ગયું;
અનિરુદ્ધ કહે, સુણો[1] નારી, શંખ વાગ્યો, ને આવ્યા હાર,
છૂટચાં બંધન કારાગૃહ થકી,[2] ગાજે હળધર ને સાત્યકિ;
બોલે પ્રદ્યુમ્ન મોટે સ્વરે, બાણ-પાણ છેદાશે ખરે,
ગોવિંદ-ગતિ ન જાય કળી, જાદવસેના તે આવી મળી;
મંત્રી કહે, સુણો અસુરનરેશ,[3] જાદવસેનાએ ચાંપ્યો દેશ,
અનુચર આવ્યો લઈને વાત, દળ દીસે છે અસંખ્યાત;
મંત્રીને કીધી નેત્ર-સમસ્યાય, સૈન્યને આપી તે આજ્ઞાય,[4]
નાનાવિધ દુંદુભિ ગડગડે, શસ્ત્ર ધરી વીર વાહન ચડે;[5]
પાખર બખ્તર ઘૂઘરમાળ, ડચકારે ઘોડા દે ફાળ,
મોરડે મણિ ઝુમતણાં લટકે, પોતાના પડછાયા દેખી ભડકે;[6]
ભલા અસવાર ઉપર [7]ટકે, હસતા હય હીંડે છે લટકે,
[8]વાનરિયા વેગે આવે નાચંતા, છૂટા કચ્છી જે પાણીપંથા;

---

૧. બૃ. કા. સુણ સુંદરી.
૨. क, अ છૂટચાં બંધન જાદવ થકી.
૩. इ મંત્રી કહે, સુણો નરેશ. व દળ જાદવનું સંતાપે દેશ.
૪. ख સૈન્ય સજનને આપી આજ્ઞાય; બૃ. કા. સૈન્ય તત્પર આપી આજ્ઞાય.
૫. ह અસ્ત્રધારી વીર વાહન ચડે, घ અસ્ત્ર લઇ વીર વઢવા ચઢે.
૬. फ પોતાની છાયા દેખી ભડકે.

**નોંધ**—ઘોડાનું વર્ણન ક્ષેપક લાગે છે પણ anachronism માની અત્ર મૂળમાં દાખલ કર્યું છે. વળી તે બીજી પ્રતોમાં પણ છે, એટલે પ્રેમાનંદીય હોવું જોઇએ.

૭. બૃ. કા. લટકે, હીંસે હય હિંડે ને અટકે.   ૮. બૃ. કા. વાદળિયાં.

કાબરા, કાળા ને કલંગી,[૧] કુમુદ, નીલા ને પચરંગી,
પીળા, પોપટિયા, ચંપકવર્ણા, ઊજળા, અરબી ને હરણા;
તેલંગી, પવનવેગી ઘોડા, બહુ રથ અનુપમ જોડ્યા,[૨]
સજળ વાદળ જેવા હાથી,[૩] ઉપર બેઠા છે અકળ-હાથી;
અસવાર ને પાળા અનંત,[૪] ઘસે ધીર, ડસે બહુ દંત,[૫]
પુગ-પોળે તે સૈન્ય ન માય, હણો જાદવને, કહેતા જાય;
ટોળાં ઉપર ટોળાં ધાય, પગપ્રહારે તે ધરણી ધ્રુજાય,
રીસે અંતરમાં ધડધડિયો,[૬] રણુ ગય બાણાસુર ચડિયો;
દશ દિશાથી મારગ રૂંધાય,[૭] કોટિ શંખ તે સાથે પુરાય,
કર ઝાટક્યા બાણાસુર મલ્લ, પૃથ્વી થાય ઊથલપાથલ;
આવી ગર્જના કીધી ભૂપાળ, ખળભળિયાં સાતે પાતાળ,
બ્રહ્મલોક જઈ પહોંચ્યો નાદ, બાણે કીધો કૃષ્ણને સાદ;[૮]
આવ્યા ગરુડે ચડી ખેપ કરી,[૯] નહિ જાવા દઉં પાછા ફરી,
ઉન્મત્ત જાદવ ઉચ્છૃંખળ, તમે દમ્યો સંસાર સકળ;
ક્ષત્રીકુળમાં લગાડી ખોડ, નહિ જગતમાં તમારી જોડ,[૧૦]
કુંવારી કન્યાને કપટે વરો, ક્ષત્રી બળનાં કારજ[૧૧] કરો;

---

૧. इ કાબરા, કાળા ને કલંગી, પંખાળા ઉડણ રજબંગી, च પંખાળા ઉડણ પીળા ભંગી; બ. કા. પંખાળા ઊડે અબલંકી.
૨. अ, व બહુ રથને અશ્વ જોડ્યા, म ભલા અસ્વાર જુદ્ધે જોડ્યા.
૩. क દળ વાદળ સરખા હાથી, य જાયા દળવાદળ સરખા હાથી.
૪. इ રથ, પાળા, ને અશ્વ અનંત, फ બહુ પાળા અસ્વાર અનંત.
૫. व ઘસે ધીર કરડે મુખદંત, क ધીર ઘસે ડસે મુખદંત; બૃ. કા. ધીર ઘસે ને કરડે દંત.
૬. બૃ. કા. व હડહડિયો. આ લીટી क મા છે. બીજી પ્રતોમાં નથી.
૭. अ, य મારગ દશે દિશા પુરાય.
૮. બૃ. કા. શ્રીકૃષ્ણને બાણે કીધો સાદ.
૯. બૃ. કા. ખગારૂઢ આવ્યા છો ખપ કરી. ૧૦. બૃ. કા. મા આ લીટી નથી,
૧૧. બૃ. કા. લક્ષણ.

સઘળે વાંકા થઈને પરવરો, દરમાં સાપ થાય[1] પાધરો,
કુડું કર્મ કીધુ કુંવરે, લડવા આવ્યા છો ઉપરે;[2]
તવ હસીને બોલ્યા ભગવાન, અમો લઈ આવ્યા છું જાન,[3]
વિધાતાએ કીધો રે સંબંધ, વર કન્યાના છોડો બંધ;

બાણાસુરને ચડિયો કાળ, સંબંધ શાનો રે, ગોવાળ?
[4]સહુને આપુ રે પહેરામણી, હમણાં મોકલું જમપુર ભણી;
બાણાસુર એમ બોલ્યો વ્યંગ, કૃષ્ણે સજ્જ કીધુ સારંગ,
કડાઝૂડ કટક બેહુ થયાં, ઉઘાડાં તે આયુધ ગ્રહ્યાં;

[5]ખાંડાં કર ફેરવે તલવાર, કાઢે શર ભાથાથી બહાર,[6]
તોમર, ત્રિશુલ ધરિયાં મુશળ, ગાજે હળધર લઈને હળ;[7]
છપ્પન કોટિ જાદવ ગડગડયા, દાનવ ઉપર તૂટી પડયા,
દાનવ માનવ દળ દળાય, દેખી બાણાસુર અકળાય;

બોલ્યો બાણ ધરી અભિમાન, કૃષ્ણ, ઉતારું તારુ માન,
વાધ્યા જાદવ [8]સુર સમાન, બાણે ધરિયું તે શિવનું ધ્યાન;
અગિયાર કોટિ ગણ સેનાય, લઇ પધાર્યા શંકરરાય,
[9]વિઘ્નવિદારણ ગૌરી ગણેશ, આગળ આવે શ્રીમહેશ;

ભૂત, પ્રેત, ભૈરવ, વૈતાળ, સપ્ત જ્વર લીધા તત્કાળ,[10]
ચોસઠ શિકોતરી, બાવન વીર;[11] કાપી કોઇલા પાડે રીડ;
[12]ડાકિણી, શાકિણી સંહારી, એણી પેરે આવ્યા ત્રિપુરારિ,

---

૧. બૃ. કા. પેસે.
૨. ફ શું લઢવા આવ્યા તે ઉપરે. ૩. વ અમો લાવ્યા છુ જાન.
૪. બૃ. કા. એવી આપીશ પેરામણી. ૫. બૃ. કા. નેજા ફરકે ફેરે તરવાર.
૬. બૃ. કા. અ દંદ જુદ્ધ થયુ તેણી વાર.
૭. ઇ ગાજે રામ કરમાં લઇ હળ ૮. બૃ. કા. અસુર.
૯. આ લીટી બીજી પ્રતોમાં તેમજ બૃ. કા. માં નથી.
૧૦. બૃ. કા. ફ સપ્તજ્વર વ્યાધિ ને વ્યાળ, અ દશ જ્વર વિઘન કાળ.
૧૧. આ લીટી બીજી પ્રતોમાં નથી; બૃ. કા. મા નથી ૧૨. બૃ. કા. શીકોતરી.

પોઢિયા પર બેઠા શલપાણ, વ્યાઘ્રાંબર ઓઢયું પરિધાન,[૧]
વાગે શિંગ ડમરૂ ને ડાક, ગાજ્યા હરિહર દઈને હાક.

**વલણ**

હાક મારી શંકરે, ક્યાં ગયા કેશવ રામ રે?
ભટ પ્રેમાનંદ કહે કથા, હરિહર તણો સંગ્રામ રે.

## કડવું ૨૫ મું

**રાગ સામેરી[૨]**

આવ્યા જુદ્ધે તે શંકરરાય, સેવકની કરવા સહાય,
ભોળો ભોળાનો ભગવાન,[૩] દેખી રીઝયો દૈત્ય[૪] રાજાન.

**ઢાળ**

રાજન રીઝયો દૈત્યનો,[૫] તે શરણ શંકરને ગયો,
પાયે લાગી પંચવદનને, સમાચાર સઘળો કહ્યો;
પુત્ર જે પ્રદ્યુમન તણો, તેણે કુળ લગાડયું લાંછન,
જામાત્ર-પદવી ભોગવી, ચોરી[૫] સેવ્યું ઓખા-ભવન;
મેં બંધને અનિરુદ્ધને રાખ્યો, હણતાં દયા મુજને આવી,
એવા અપરાધ ઉપર આવ્યા, કૃષ્ણ કટક ચડાવી;
વાત વિરોધની સાંભરી, શિવે હકાર્યો જોદ્ધ,
જાઓ જાદવને સંહારો,[૬] શંકરને ચડિયો ક્રોધ;[૭]
જુદ્ધે તે આવ્યા ભૂત, ભૈરવ, પ્રેત બહુ પિશાચ,
શાકિણી શિકોતરી ખેચરી, ભક્ષ ભક્ષ કરતી વાચ;

---

૧. બૃ. કા. વૃષભે ચડી આવ્યા બાણનાથ, જાદવ સેનાનો કરવા ઘાત.
૨. ચ સોરઠી, ફ સામેરી. ૩. ઘ ટોળાં ભોળાનાં ભયાનક.
૪. બૃ. કા. અસુર. ૫. ક, બૃ. કા. છાનું.
૬. ઘ જાઓ જાદવ સેન્યા સંહારો. ૭. ક શંકરે દીધો પ્રતિબોધ.

પંચદૂત સાથે પરવર્યો, કાશી તણા કોટવાળ,
વીર વૈતાળ ને કોઇલા, આગળ કર્યો પશુપાળ;[1]
બાણાસુર બળિભદ્ર સામો, શંકર ને શ્રીકૃષ્ણ,
સાત્યકિ ને સ્વામી કાર્તિક, નંદી ને ચામુંડ;[2]
કૃતવર્મા કોભાંડ સામો, સાંબ ને ધૂમ્રલોચન;
શોણિતાક્ષ ને સોમકેતુ, ગણપતિ ને પ્રદ્યુમન;[3]
રથી સામા રથી આવ્યા, હસ્તી સામા હસ્તી,
જાદવને શ્રીહરિ હકારે, હર અસુરની વતી;[4]
ભોગળે ભોગળ પડે ને થાય ગદાના કટકા,[5]
ગગનમાં જેમ વીજ ચમકે, થાય ખડગના ઝટકા;
પટ્ટિ, ફરસી, પરિઘ, ભાલા, ભોગળ ને ભીંડીમાળ,
ઉખાંડાં, ખપુવા, ત્રિશૂળ, શક્તિ, વઢે વીર વિકરાળ;
ગિરિ તરુવર અસ્થિ ચર્મ, વરસે દાનવ દુષ્ટ,
સાંગ ભાલા મલ્લ બાઝે,[8] પડે પાટુ ને મુષ્ટ;

---

૧. બૃ. કા. માં આ કડી નથી, એને બદલે—
મહાસુભટ બળીઆ પ્રાક્રમી, દ્વંદ્વ જુદ્ધનું કરું શું વખાણ!
ગડગડિયા સાત્યકી અહંકારી, સન્મુખ મૂકે બાણ.

૨. બૃ. કા. નંદી ને ચારુદેષ્ણ.

૩. આ પછી એક કડી ક્ષ પ્રતમાં વધારે છે, પણ તે ક્ષેપક લાગે છે—
ઉગ્રસેન ને કુબેર આવ્યા, લક્ષ્મણ ને લક્ષ લાભ,
ગર્ગાચાર્ય ને શુક્રાચાર્ય, જે ક્ષણમાં તોડે આભ.

૪. ક્ષ અસુરને શિવ ઉપરતી; બૃ. કા. હણો શિવના ઉપરતી.

૫. બૃ. કા. ભોગળે ભોગળ પડે ફરસી, ગુરજના ચમકારા; क થાય ગદાના ભડાકટ.

૬. બૃ. કા. તેમ ખડગતણા ચમકારા; क થાય ખડગના ઝડાકા; ઘ તલવારના થાય ઝટકા.

૭. બૃ. કા. સાંગ લીધી પરિઘ ભાલા૦ શર ચક્રથી ચૂર થતા૦

૮. ई સાંગ ભાલા મલ્લ યુદ્ધ કરે, પડે મલ્લ કેરી પૃષ્ઠ,
ब સાંગ ભાલા ભલા વાગે, પડે પાટુ ને મુષ્ટ.

પ્રબળ માયા આસુરી, તેણે થઈ રહ્યો અંધકાર,
[1]બહુ વીર વાહન ચકચૂર થયાં, વહે શોણિતની ધાર;
અસ્થિ ચર્મ ને મેદ કર્દમ, જાદવ દૈત્ય દળાય,
ધર્મ ચૂકી, મામ મૂકી,[2] કાયર પુરુષ પળાય;
શોણિતની ત્યાં સરિતા વહે, ભયાનક દીસે ભોમ,
પગપ્રહારે રુધિર ઊડે, સજળ થયો છે વ્યોમ ![3]
કુતૂહળ દેખી દેવ કંપ્યા, હવો હાહાકાર,
બળિભદ્ર ને બાણાસુર વઢે,[4] કેમ સહે ભૂમિ ભાર !
નયણે દેખી નવ શકે, તે શ્યામ રુધિર પ્રવાહ,[5]
જોગણીનું ભક્ષ ચાલ્યું, સુખી શિયાળા થાય;
વ્યાઘ્ર વણિયર ભૂત ભૈરવ, શિવસેનાની વૃત્ય,
સંતોષ પામી શાકિણી, કલ્લોલ કરતી નૃત્ય;
[6]કોઈ કાયર થઇને નાઠા, આકણિયે ઓસરિયા,
શરા વઢિયા શર પ્રખ્યાતે, આવી અપ્સરાએ વરિયા;
ઓખા અનિરુદ્ધ કારણે, રોળાયા રાણા રાય;
[7] ઘર દારા સુત રહ્યાં અળગાં, સ્વર્ગે ચાલ્યા જાય;

---

૧. બૂ. કા. શર ચકે ચૂર થાતા. આ બે લીટીની પહેલાં બૂ. કા. માં બે લીટીઓ વધારાની છે—સરખા ને મહા સુભટ બળીઆ, થયો રણસંહાર,
હસ્ત ચરણ ને શ્રવણ નાસિકા, છેદે થાય હાહાકાર.

૨. વ રણ છાડી મામ મૂકી. ફ કર્મ છાડી મામ મૂકી.

૩. બૂ. કા. જ શું સાયર થાશે વ્યોમ ? ફ શું વ્યાકુળ થાશે વ્યોમ ! વ સૂરજ ઢંકાયો વ્યોમ. હ શું અશુદ્ધ થાશે વ્યોમ. ૪. બૂ. કા. બળમંગ ભુજંગ હવો, જ બળ ધરી ભુજ ઘાય મૂકે. ૫. ફ ચાલ્યો શોણિતનો પ્રવાહ. ૬. અહીંથી બે લીટીઓ બૂ. કા. માં તથા બે પ્રતોમાં નથી.

૭. આ લીટી બૂ કા. માં નથી. ફ માં—
કૃષ્ણ વકારે જોદ્ધને, શું વઢો છો ભય આણી !
તે દેખી દારુણ નદી, કોપે ચઢયા શૂલપાણી,
સરખાવો વળણ સાથે—ભટ પ્રેમાનંદ કહે કથા, રાડ લાગી હરિતણી.

કુસુમશય્યાએ પોઢતા તે, રુધિરમાં તણાય;
સાગરશું સંગમ હવો, શોણિત-સરિતા વહી,
અસ્થિ ચર્મની મેદની, બે પાળો બંધાઇ રહી;
માતંગ અંગ-મસ્તક વિહોણા, શું ગ્રાહ છે વિકરાળ!
કુંભસ્થળ શું કાચલાં, શીશ-કેશ શેવાળ!
નરકર શું ભુજંગ ભાસે, મુખકમળ શું કમળ!
નેત્ર મચ્છ, મુગટ બગલાં, નરનાભિ તે વમળ;
[1]દુંદુભિ તણાયાં, રથ ભાગ્યા, શોભીતાં વહાણ!
નીરખીને આ દારુણ નદી, કોપે ચડ્યા શૂલપાણ.

વલણ

શૂલપાણિજી સંઢિયા, વૃષભ હાંક્યો ભૂધર ભણી,
વિપ્ર[2] પ્રેમાનંદ કહે કથા, રાડ લાગી હરિ હર તણી.

## કડવું ૨૬ મું

### રાગ સોરઠી

ધાઇ[3] આવ્યા શંકર સંગ્રામે, ધર્યું ચક્ર [4]સુદર્શન શ્યામે,
આજે ગરુડે તે છેલ છબીલો, હાંક્યો પોઠિયો હરે હઠીલો;
હરિએ ચક્ર ચડાવ્યું ચાક, શિવે સામું કીધું પિનાક,[5]
આવી અડિયા બે ભગવાન, થયો સંસાર આંદોલમાન;
વાગી હરિહર તણી ત્યાં હાક, પુરમાં રાંધ્યા રહ્યા છે પાક,
[6]ભૂલી વિધાત્રી લખે તે લેખ, ધ્રૂજે ધરણી ને સળક્યો શેષ;

---

૧. જૂ. કા. પ્રવાહે તણાયા રથ જાતા.
૨. બૃ. કા. ભટ—હવે કહું રાડ હરિહરતણી. क વિપ્ર પ્રેમાનંદ એમ કહે, કહું રાડ હરિહરતણી; अ હવે રાડ જુઓ૦
૩. જૂ. કા. શંકર આવ્યા છે સંગ્રામે. ૪. જૂ. કા. ધર્યું ચાપ તે સુંદર શ્યામે.
૫. જૂ. કા. મૂક્યું શંકરે પિનાક. ૬. જૂ. કા. ચળ્યા વિધાત્રીના લેખ.

ફૂટયું આકાશ, તૂટયાં અભ્ર[1], પડયા ગર્ભવતીના ગર્ભ,
કરી ચાપ તે મંડલાકાર, શિવે બાણ મૂક્યાં છે બાર;
તે પૂઠે મૂક્યાં પંચવીશ, છેદ્યાં આવતાં શ્રીજગદીશ,
[2]સાત સહસ્ર, લક્ષ ને કોટ, વરસે બાણ તે કોટાકોટ;[3]
વાળ્યો જાદવનો સંહાર, પ્રગટયો દેવમાં હાહાકાર,[4]
કૃષ્ણે મૂક્યું મોહાસ્ત્ર બાણ, મૂર્છા પામ્યા તે પિનાકપાણ;[5]
કીધુ પોઢિયા ઉપર શયન, [6]ધાયો બાણાસુર ગર્જન.
આવ્યા શુક્રાચાર્ય જ સાર, ટાળવા શિવજીનો વિકાર,[7]
બાણે કીધી છે બહુ વાન, કીધી ગણપતિને સાન;
ધાયા દૈત્ય તે જમના દૂત, તૂટી પડયા તે ભૈરવ ભૂત,[8]
જુદ્ધ પ્રબળ કર્યું રણછોડ, આવી અસુરની કન્યા ક્રોડ;
આસુરી માયા કરતી નાર, કોઈ નમી છે ઉરજ-ભાર,[9]
કોઈની આંખ જ ઉગ્ર કપોલ, કોઇનું મુખ તે મોટી પોળ;
કોઇનાં મસ્તક ગિરિ સમાન, કોઇના ભૂમિએ ભરાએ કાન,

---

૧. ह ફાટયું આકાશ ને તૂટયાં અભ્ર ज શબ્દે તુટયા આકાશનાં અભ્ર.
૨. બૃ. કા. રાત. ૩. બૃ. કા. વરસે બાણ તે દોટાદોટ.

**નોંધઃ**—આ લીટી પછી બૃ. કા મા ડાકણી-શાકણીવાળી ૧૪ લીટી છે. એ પછી પાઠભેદથી "પ્રગટયો મહાદેવને વળી ખાર, વાળ્યો જાદવનો સંહાર" એમ આ પછીની લીટી અપાયા પછી બીજી ૯ લીટી વધુ છે.

૪. ह પ્રગટયો મહાદેવનો પરિવાર. ज પ્રગટયો શંભુજીનો ખાર
૫. घ, क મોહ પામ્યા પિનાકપાણ. ૬. બૃ. કા. સાભળ પરીક્ષિત રાજન.

**નોંધઃ**—આ પછીની ચાર લીટી બૃ. કા. માં નથી, પણ પછીની ડાકિણી-શાકિણીવાળી લીટીઓનાં કોઇક કોઈક ચરણ પાદટીપ ૩ માં જણાવેલી પેલી ૧૪ લીટીમા મળી આવે છે. અહીંથી બાકીનુ કાવ્ય બૃ. કા. માં પ્રાયઃ જુદું છે. જુઓ પરિશિષ્ટ ૧-પૃ ૯૪ થી ૧૧૮. બેશક કયાક ક્યાંક કોઇ કોઈ પંક્તિ કે કડી મળતી આવે છે

૭. च મૃતસંજીવનીએ ટાળ્યો વિકાર.
૮. अ સડ કોટિક ભૈરવ ભૂત.
૯. घ કોઇ ભામની પીડાય ઉરજ ભાર; क કેટલીક ભારતી ઉરજ ભાર.

[1]વાનતા વારુણીમાં થઇ મગન, વસ્ત્રવિહોણી ફરે નગ્ન;
ગ્રહી ભમાવે જોદ્ધ ગગન, જાદવ સૈન્યા કીધી ભગન,[2]
હરખી શાકિણી ડાકિણી સર્વ, આજ આવ્યું ઉજાણીનું પર્વ;
ભૂડી ભામા, વરુઓ વર્ણ, ચુડેલ ચાલે અવળે ચરણ,
વરસે શોણિત શિલા ને સર્પ, કોપ્યા શ્યામ રામ કંદર્પ;
કૃષ્ણે આંખ કીધી ઘણી વક્ર, મૂક્યું કોપ કરીને ચક્ર,[3]
છેદ્યાં ડાકિણી શાકિણીનાં શીશ, રંડા નાસે પાડે ચીસ;
છેદ્યાં શ્રવણ નાસિકા ને નેણ, ત્યાં તો ઊડી રુધિરની સેણ,
કોઈને ભાલા વાગ્યા ભચ, કોઇનાં નાક કપાયાં ટચ;
છેદ્યાં કવચ ને ભાલા છેક, નાઠા અસુર મૂકીને ટેક,[4]
ગાજ્યો બાણાસુર તે ઉન્મત્ત, ધનુષ ધરિયાં છે પંચશત;
વરસે બાણ તે દાનવ દક્ષ,[5] શત સહસ્ર આયુધ ને લક્ષ,
નાઠી સૈન્યા સહુ ભડભડાટ, હસ્તી પાડે છે ચુચુવાટ;
[6]પડયો જાદવ-જોધમાં ભંગ, આકર્ષ્યું શ્યામે સારંગ,
કૃષ્ણે છેદ્યાં ધજા ને દંડ, કીધો રથ તે શતખંડ;
છેદ્યું છત્ર એક અનોપ, કાપ્યાં કવચ આયુધ ને ટોપ,
બાણાસુર કહે કરી કોપ, હવે ન જાય જીવતા ગોપ,[7]
ચતુર્ભુજે કીધી ચોપ, માયા મૂકી થયા અલોપ,
સોંઢયા શ્યામ રામ સજ્જ થઇ, ગાજે બાણ તે કકડધજ,[8]
પ્રગટી માયા તેણીવાર,[9] મન્ત્રે નિવારી તે મોરાર,[10]
વરસે ગિરિ તરુવર ધાર, જાદવ સૈન્યા ખાધી હાર;

---

૧. આ વર્ણન બૃ. કા. મા સરખાવવા જેવું છે ૨ [ય] જાદવ સૈન્યા કીધી ભગ્ન.
૩. [ઘ] મૂક્યું પૂરણ ક્રોધે ચક્ર, [જ] ચતુર્ભુજે મૂક્યુ ચક્ર.
૪ [ય] અસ્વારે મૂક્યો ટેક ૫ [ક] દૈત્ય દારુણ વરસેરે દુ.ખ.
૬. અહીંથી ૪ લીટી બૃ કા મા પાઠાંતરથી છૂટી છપાઈ છે
૭ [ઈ] જીવતો ન જાય ગોપ. ૮ [ખ] સાંઢયો બાણ ખાડું કરી ધજ.
૯. [ફ] અસુરે માયા કીધી તિમિર. ૧૦ [હ] તત્ક્ષણ તે છેદી મોરાર

[1]કીધા વાહન વિહોણા વીર, ગતિભંગ તે સર્વ શરીર,
[2]હળધરે મૂકી હવે મામ,[3] દારુણ દેવ તણો સંગ્રામ;
જાદવનું દેખી કષ્ટ, કૃષ્ણે કીધી ક્રોધની દ્દષ્ટ,
દિવ્યાસ્ત્ર મૂક્યું છે બાણ, છેદી માયા પુરુષ પુરાણ;
કીધાં મુગટ વિહોણાં શીશ, લીધું ચક્ર તે શ્રીજગદીશ,
છેદવા માંડયા જ્યારે હાથ, આવી બાણાસુરની માત;
કાળી કોટરા એવું છે નામ, દેખી નગ્ન ને લાજ્યા શ્યામ,
નવ મૂક્યું તે સુદર્શન, નાશી છૂટયો તે બાણ રાજન;
ચક્ર ચડાવ્યું બીજીવાર,[4] હવો દૈત્યોમાં હાહાકાર,
નાઠી કોટરા પાડી ચીસ, હવે હાથ હણે જગદીશ;
અકળાવ્યો બાણ રાજંન, આવી પડિયું તે સુદર્શન,
જેમ છેદે કો વડની ડાળ, તેમ કર કાપ્યા તત્કાળ;
પછી રાખ્યા છે ભુજ ચાર, બાણ પૃથ્વી પડયો મોઝાર.

વલણ[5]

બાણાસુર પૃથ્વી પડયો, પીડા પામ્યો પંડ રે,
સદાશિવ કોપે ચડયા, [6]ત્યારે ખળભળ્યું બ્રહ્માંડ રે.

### કડવું ૨૭ મું

રાગ મારુ

ઘણું કોપ્યા દેવ રુંઢ-માલી, અકળાવ્યા શ્રીવનમાલી,
મૂક્યો પિત્તજ્વર મહાદેવ, હરિએ જ્વર પ્રગટયો તત્ખેવ;

---

૧. આ બે પંક્તિ બૃ. કા. માં છે પણ એ બેની વચ્ચે આ પછીની "કીધા મુગટ વિહોણા"–વગેરે ૪ લીટી બીજી લીટીઓ સાથે છે.
૨. [a] હરિ હળધરે મૂકયો મામ. ૩. [b] દારુણ દૈત્યતણો સંગ્રામ.
૪. [b] મૂકયું ચક્ર તે બીજીવાર, [a] ચક્ર ચલાવ્યુ બીજી વાર.
૫. આ વલણ સાથે આ કડવું બંધબેસતું આવે છે, જ્યારે બૃ કા ના કડવાના અંતભાગ સાથે આ જ વલણ છે, અને તે બંધબેસતુ નથી.
૬. બૃ. કા. ત્યારે કંપ્યા ચૌદ બ્રહ્માંડ, રે, [a] તેતો ગાજ્યું બ્રહ્માંડ રે. [c] હડાડ્યું બ્રહ્માંડ રે. નોંધ:—આ પછી બૃ. કા માં પ્રાય જુદું છે.

વાતજ્વર તેહનું નામ, પિત્તજ્વરશું કીધો સંગ્રામ,
તરિયો મૂકયો તે ત્રિપુરારિ, એકાંતરિયો મૂકયો દેવ મોરારિ;
શિવે ટાઢિયો તાવ હકાર્યો, કાળજ્વર શ્રીકૃષ્ણે વકાર્યો,
ભૂતજ્વર મૂકયો ઉમયાનાથ, એમ જ્વર પ્રગટયા છે સાત;
ઓખાહરણ સાભળે ધરી ભાવ,[1] તેના જીરણ જાયે તાવ,
શુકદેવ કહે, સુણો રાય, હરિ હર તણો મહિમાય;
મહાદેવ અગ્નિ ઉપજાવે, વિઠ્ઠલો વરસાદ વરસાવે,
થયો ક્રોધ તે રૂપ કપાળી, દામદામથી સૃષ્ટિ પ્રજાળી;
હરિ હર બંન્યો હઠે ભરાયા, ત્યાં તો બ્રહ્માજી વહારે[2] ધાયા,
આવી જોડ્યા બંન્યોને હાથ,[3] તમે જુદ્ધ મૂકો, દીનનાથ;
સ્તુતિ કરીને સામા રહી, કમળાકંથે વારતા કહી,[4]
નમુ ગંગાધર પશુપાળ, નમું ગિરિધર દેવ દયાળ;
નમુ જટાધર ભસ્મભાર, નમું મોરપિચ્છ ધરનાર,
નમુ દેવદુઃખ હરનાર,[5] નમુ જગત-જીવણહાર;
નમુ જટાધર ભસ્મભાર, નમું મસ્તક મુગટ ધરનાર,[6]
નમું નીલકંઠ રુંઢમાળ, નમું ગુંજાધર ગોવાળ;
નમું ઉમિયાવર જોગેશ,[7] . નમું શ્રીધર શ્રીહૃષીકેશ,
નમુ શંકર બ્રહ્મકપાલી, નમું શ્રીકૃષ્ણ શંખધારી;[8]
નમુ ત્રિવદન ત્રિપુરદામ, નમું ભક્તવત્સલ ભૂધર નામ,
નમુ સદાશિવ શિવ ઉપાસી, નમું વિઠ્ઠલવર વનવાસી;

---

૧. अ ઓખાહરણ સુણે કરી ભાવ.
૨. घ ज દેવ વિરંચી વારે ધાયા.
૩. इ બેહુ મધ્યે આવી જોડયા હાથ.
૪ अ બ્રહ્માએ વારતા કહી. च કમળાસને વારતા કહી.
૫. क નમું દુષ્ટને દીધો માર, अ નમું ગદાધર ગોપાળ.
૬. च નમું મસ્તક મુગટ ધરનાર. ૭. क નમું ડમરૂધર મહેશ.
૮. अ નમું શ્રીકૃષ્ણ શંખ કરુણાવળી.

નમું દાવાનલ પર્જન્ય, નમું દુંદુભિનાદ ગર્જન,
નમું પિનાક-ત્રિશૂલપાણિ, નમુ સારંગધર પુરુષપુરાણી;
નમું વૃષભ જેનું વાહન, નમું કૃષ્ણદેવ પાવન,
તમે જગતના પિતા કહાવો, કાં જીતવાને મૃત્યુ અપાવો;[1]
દીન વચન બ્રહ્માએ ભાખ્યાં, શિવ કૃષ્ણે આયુધ નાખ્યાં,
હેતે હરિ હર બંન્યો ભેટાડયા, પડયા જોદ્ધ સર્વે ઉઠાડયા;
બાણ શ્રીકૃષ્ણ-ચરણ નમિયો, સંતાપ તેનો સહુ શમિયો,[2]
પછી જ્વર પ્રગટયા જે સાત, બ્રહ્માને કહે છે વાત;[3]
હવે અમો તે કયાં જઇ રહું, તમ વિના કોને દુઃખ કહું ?[4]
ચતુર્મુખ બોલ્યા મુખ વાણી, તમે રહો પૃથ્વીને જાણી;[5]
અધર્મ કરે જે નરનાર, પશુ વનસ્પતિ તણો જે કાળ,
ત્યાં તમારો નિવાસ, એમ જ્વરની પૂરી આશ;[6]
ઓખાહરણ સાંભળે સંતોષ, જ્વર જનને ન પ્રગટે દોષ,
જે સાંભળે ધરીને ભાવ, તેના જાયે સાતે તાવ;[7]
એવું કહી હવા અંતર્ધાન, સંતોષ્યા શ્રીભગવાન,[8]
અનિરુદ્ધ શ્રીકૃષ્ણને મળિયો, છૂટયાં બંધન, વિજોગ ટળિયો;
નાણું મોકલે બાણાસુર રાય, વરકન્યાને પીઠી ચોળાય,
વર ઘોડે ચડયો, ગીત ગાય, અનિરુદ્ધ આવ્યો માહ્યરામાંય,
શુકજી કહે, પરીક્ષિત રાજાન, બાણાસુર આપે છે કન્યાદાન.

---

૧. ख સર્વ લોકને સુખ ઉપજાવો. क કાં પ્રજાને મૃત્યુ ઉપજાવો.
૨. ग [?] પ્રાણ છેદ્યાનો શોકજ શમીઓ.
૩. क જઇ વિધિને પૂછે વાત.
૪. ग [?] સ્વામી અમને સ્થાનક દીજે, આપો થાનક ત્યાં રહીજે.
૫. क ચતુરાનન કહે છે વાણી, તમો પૃથ્વીમાં રે'જો જાણી.
૬. ख, क—અર્ધાં મોટા ને અર્ધાં બાળ, અર્ધ પશુને અર્ધ પંખાળ,
માણસને મસ્તક ચડજો, હય હસ્તીની આગળ વડજો;
તહાં તાવ વસો જઈ વાસ, તવ જ્વરની પહોચી આશ.
૭. क ત્યાં તમો ના રહેશો તાવ. ૮. ग [?] કૃષ્ણને કોટિ દીધાં માન.

## કડવું ૨૮ મું

### રાગ દેશાખ

સમે વર્તે તે સાવધાન, અસુરપત્ની કરે છે ગાન,
ગર્ગાચાર્ય મોટા મુન, લાગી [1]વેદવિચક્ષણ ધૂન;
શુક્રાચાર્ય આચાર્ય ઋષિ, ઘૃત તલ જવ અગ્નિ મૂકી,
હાથ સરુઓ અને સ્વાહા થાય, પાસે બેઠો બાણાસુર રાય;
તાહાં આડું અંતરપટ તાણી, ઓખા માંહ્યરામાં આણી,
અનિરુદ્ધ આગળ બેસાડે, સુખ આગળ દુઃખ વિસારે;
હાથેવાળો સાહ્યો છે પાણ, વરકન્યા સુંદર સુજાણ,
આડાં અંતરપટ અળગાં લીધા, કન્યા છાંટણે તંબોલ કીધાં;
પહેલું મંગળ તે વરતાય, વરકન્યાને ફેરા ફરાય,
ભેરીના શબ્દ અનુપમ થાય, ગીત માનિની મંગળ ગાય;
ધેનુ આપી સહસ્ર દૃઝણી, સહસ્ર દાસી આપી વિચક્ષણી;
બીજું મંગળ તે વરતાય, ત્રણ સહસ્ર રથ શ્રીકાર,
ત્રીજું મંગળ તે વરતાય, આપ્યા ચૌદ સહસ્ર તોખાર;
આપ્યાં આયુધ સેવકજન, સોનું રૂપું સાત મણ ધાન,
ચોથું મંગળ તે વરતાય, આપી સાતસો અનુપમ ગાય;
પહેરામણી આપી કીધા નમસ્કાર, આપી દ્વિજને દક્ષણા સાર,[2]
એમ વર્ત્યાં મંગળ ચાર, શ્વશુર-પત્ની પીરસે છે કંસાર;
હસી હસી આરોગે ઓભરથાર, મન આનંદનો નહિ પાર,
તાંહાં દાસીજન ગીતો ગાય, જામાત્રને હસવું થાય,
જમો જમો કંસાર, જમાઇ, કીધી વડવા જેવી કમાઇ;
કાંહાંથી પેઠો ઘર ખંખોળી, તમે છેતરી ઓખાબાઇ ભોળી,
તારાં કુણ પિતા, કુણ માત? શું કરીએ? ભૂલી વિધાત;[2]
દાનવ માનવ જોતાં ખામી, નીચ ઊંચની કન્યા પામી.

---

૧. [ग] એમ બીજે ત્રીજે પ્રદક્ષિણા સાર, ૨ [क] શું કરીએ ભૂલી વિધાત.

### રાગ ફેર

છોરા ઘી પી રે ઘી પી, તારું શરીર[1] થાય કાંઈ માતું રે,
તારે ઘેર ક્યાંથી દુઝાણું રે, રખે સાસરિયાં વિના થાય વહાણું રે;
એમ ગીત ગાય છે વરણી રે, વરકન્યા ઊઠયાં પરણી રે,
ચાર સુવાસણ આવી વધાવે રે, એમ અખંડ એવાતણ ભાવે રે;
વળી વિપ્રને આપે દાન રે, ઋષિ સંતોષી દીધાં માન રે,
રાય બાણાસુર લાગ્યો પાય રે, વિઠ્ઠલને આપી વિદાય રે.

### વલણ

વિદાય આપી કૃષ્ણને, પ્રણિપત વિવિધ કરી,
માતા વળાવે ઓખાબાઈને, શિખામણ દે છે ફરી ફરી.[2]

## કડવું ૨૯ મું[3]

### રાગ ધનાશ્રી

પુત્રી પધારો રે, સૌભાગણી સાસરે રે,
ભાગ્ય તારાની તુલના કુણ કરે રે?
અમો અપરાધી અવગુણ-ભર્યા રે,
અમે તમને બહુ દુઃખિયાં કર્યા રે.

### ઢાળ

દુઃખિયાં કીધાં, દીકરી, મરણ લગી નહિ વીસરે રે,
માતાપિતા શત્રુ થયા, મનની ખટક કેમ વીસરે રે,
બાઇ, બાપે બંધન બાંધિયાં,[4] દોહિલાં વેઠયાં, દીકરી,
મોટું ઘર વર પામિયાં, તે તું તારે કર્મે કરી;
જાદવકુળ વસુદેવજી, દેવકી ને રોહિણી,
બળિભદ્ર, સાત્યકિ, પ્રદ્યુમ્ન, શ્રીકૃષ્ણ ત્રિભુવનધણી;

---

૧. ज તારું મુખ મનોહર થાતું રે. ૨ भ શીખામણ દેઉ સાંભળ દીકરી.
૩. નોંધ:—આ કડવું બૃ. કા. ના પંચમા કડવાથી થોડા પાઠભેદે ખૂબ મળતું છે.
૪. ब બાઇ! બાપે તુને બંધન રાખી.

રુકિમણી ને સત્યભામા, જાંબુવતી ને રેવતી,
એ દીકરી, આળસ કરતી, ચરણ તેના સેવતી;
ઉગ્ર પુણ્યે, ઓખાબાઇ પામી અનિરુદ્ધ નાથને,
એ સુખ આગળ દુ ખ વીસરશે, જે જોખમ બાણના હાથને.
શી શિખામણ દઉં, દીકરી, અમારી લાજ વધારજે,
પ્રીતે પતિ આજ્ઞા આપે તો,[1] પિયર ભણી પધારજે,
સસરા જેઠની લાજ કાઢજે, નવ બોલીએ ઊંચે સ્વરે,
આંચુ ઓઢીને હીંડીએ, દૃષ્ટિ રાખીએ ભોમ ઉપરે,
રૂડી ભૂંડી વાત વીસરી, સાંભળીને વિચારીએ,
ઉઘાડા કેશ ના મેલીએ, ઘણું ઝીણું વસ્ત્ર ના પહેરીએ,
ભાઇ વિના કો પુરુષ સાથે,[2] ગાન, ગોઠ ન કીજીએ,
સાસુ સસરો રીસ કરે તો, સામો ઉત્તર ન દીજીએ,[3]
પરાયે ઘેર જઇએ નહિ, નહિ જોઇએ અરુપરુ,
પૂછયા પછી ઉત્તર દીજે, જયારય બોલીએ ખરુ;
દાસી માણસનો સંગ ન કરીએ, પિયરને ન વખાણીએ,
અનત અવગુણ હોય સાસુતણા,[4] સ્વામી મુખ ન આણીએ,
મોટે સાદે હસીએ નહિ,[5] કોઇ સાથે તાલી ન દીજીએ,
ઊભાં રહી ઉઘાડે માથે, મારી પુત્રી, પાણી ન પીજીએ,
ભરથાર પહેલુ જમીએ નહિ, ઉચ્છિષ્ટ જમીએ નાથનું,
'તું'કારીએ નહિ સેવક સાદે, માન રાખીએ સહુ સાથનું,
દિવસે ના સૂઇએ, દીકરી, વચન પ્રભુજીના પાળીએ,
સાસુ સસરા સાદ કરે તો,[6] જી જી કહી ઉત્તર વાળીએ,

---

૧ क પ્રેમે પિયુ આજ્ઞા આપે તો ૨ ड ભાઈ સમાન કોઇ પુરુષ સાથે
૩ व પળતો ઉત્તર ન દીજિએ क પૂછયા પછી ઉત્તર દીજિએ.
अ ઉતાવળો ઉત્તર ન દીજિએ
૪ ई લાખ દુ ખ હોય શ્વશુર પક્ષનુ ૫ क મોટે સાદે બોલીએ નહિ
૬. ड સાદ કરે સાસુ જેઠાણી જયારે.

એમ ઓખાને વિદાય આપી, વર્ત્યો જયજયકાર,
શ્રીકૃષ્ણ પધાર્યા દ્વારકા, પરણાવી કુમાર;
ઓખાહરણ અતિ અનુપમ, તાપ ત્રણે જાય,[1]
શ્રોતા થઇને સાંભળે, તેને વૈકુંઠપ્રાપ્તિ થાય;
ગોવિંદચરણે ગ્રંથ સમર્પ્યો, ગુરુને નામ્યું શીશ,
ઓખાહરણ જે ભાવે સાંભળે, તેને કૃપા કરે જગદીશ;
ઓગણત્રીસ કડવાં એનાં છે, પદસંખ્યા કીધી નથી,
સુણે ભણે ને અનુભવે, તેની પીડા જાય સર્વથી;
વીરક્ષેત્ર મધ્યે વાસ વાડીમાં, વિપ્ર ચતુર્વેદી જાત,
પ્રેમાનંદ આનંદે કહે, જય જય વૈકુંઠનાથ.

---

૧. અ ઓખાહરણ જે સાંભળે તેના તાવ સાતે જાય,
ભટ પ્રેમાનંદ કહે કથા, સન્મુખ થી જદુરાય;
ઓખાહરણ તણી કથા, કવિતા કહે કરજોડ,
શ્રોતાજન શ્રવણે સુણી બોલો શ્રીરણછોડ.
ય હરિજન કહે હરિકથા, નિર્મળ થાય અંગ,
પ્રેમાનંદ કહે પરમેશ્વરને, કૃપા કરો સારંગ.

# પરિશિષ્ટ ૧

**નોંધ:**—મૂળ ૨૯ કડવાંના ઓખાહરણમાં ક્યાં ક્યાં ઉમેરા થઇ બૃહત્કાવ્યદોહનવાળું ૫૭ કડવાનું ઓખાહરણ થયું છે એ સરળતાથી પકડી શકાય એ માટે આ **પરિશિષ્ટમાં** એવા ઉમેરાની આગળ ઉપર–નીચે આંકડા મૂક્યા છે. ઉપરનો આંકડો ૨૯ કડવાંના આ પૂર્વે છપાયેલા કાવ્યનાં પાનાં બતાવે છે અને નીચેનો આંકડો કઈ લીટી પછી એ ઉમેરો આવે છે એ બતાવે છે.

**બૃહત્કાવ્યદોહનમાં છાપેલો પરન્તુ ઓગણત્રીસ કડવાંના ઓખાહરણમાં નહિ આપેલો ભાગ**

**મૂળના ૧ લા કડવાની ૧ લી કડીને સ્થાને બૃ. કા. માં નીચેની ૪ લીટી છે; બૃ. કા. માં રાગ "સામગ્રી" છે.**

શ્રી ગુરુ ગોવિંદને ચરણે લાગું જી, ગણપતિ શારદા વાણી માગું જી,
અંતર્ગતમાં ઇચ્છા છે ઘણી જી, ભાવે ભાખું કથા હરિ તણી જી;
જે સાંભળતાં સુખ થાયે જી, મનની તે ચિંતા જાયે જી;
ચતુર્દશ લોક જેને માને જી, તેના ગુણ શું લખીએ પાને જી.

---

કડવું ૨ જું

૬/૪ તેણે શુક્રાચાર્યને પૂછિયું, લાગી ગુરુને પાય,
કહો ગુરુજી, તપ ક્યાંનો, શુદ્ધ મને ઉપાય;
શુક્ર બોલ્યા હેત કરીને, સુણ, બાણાસુર રાજાન,
સર્વ થકી ઉત્તમ ઉપાસન, કહું પરમનિધાન;
ગંગાતટે જઇ તપ કરો, ઉપાસો મહાદેવ,
ભોળો શંભુ પ્રસન્ન થઇ, વર આપશે તતખેવ;
શુક્રનાં વાયક સાંભળી, થયો બાણ–મન ઉલ્લાસ,
તપ કરવાને ચાલિયો, મન ધરીને વિશ્વાસ;

---

૭/૬ નેત્ર ઉઘાડીને નીરખિયું, ત્યારે દીઠા શંકર જાણ,
ધશી હશીને ચરણે લાગ્યો, સ્તુતિ કરી નિરવાણ.

---

## ૬ કડવું ૩ જું (મૂળના કડવા ૨જા પછી)

**રાગ યમન-કલ્યાણ**

આંવ્યા આવ્યા ઉમયા સહિત મહાદેવ, દીઠી દીઠી અસુર તણી ઘણી સેવ;
નયણે નીરખ્યો અસુરનો દેહ, દીઠો સૂકાં કાષ્ઠવત તેહ. ૧
તેને લાગી શંભુજીશુ તાળી, બાણાસુર બેઠો આસન દૃઢ વાળી;
એવાં એવાં તપનો માંડ્યો અભ્યાસ, માથા ઉપર ફૂટી નીકળ્યાં ઘાસ. ૨
એના તપનો નહિ આવ્યો પાર, એમ વર્ષ ગયાં છે એક હજાર;
એવું તપ જોઇને બોલ્યા ત્રિપુરારિ, તમે સાંભળો, પાર્વતી નારી. ૩
એને તપે ત્રૈલોક બધુ ડોલે, બાણાસુર તો બોલાવ્યો નવ બોલે;
તમે કહો તો એને વર આપુ, ને હું સત્ય વચન કરી થાપુ. ૪
વળતાં બોલ્યા પાર્વતી રાણી, એવા દુષ્ટને નાપો, શૂલપાણિ;
દૂધ પાઇને ઉછેરો છો સાપ, તેથી તમે પામશો મહાસંતાપ. ૫
પહેલાં તમે ભગ્માંગદ વરદાન દીધુ, વરદાન પામ્યો કાગજ એવુ સીધ્યુ;
વરદાન રાવણાદિકને આપ્યાં, તેણે દુષ્ટે જાનકીનાથ સંતાપ્યા. ૬
તે માટે ઝાઝું શુ તમને કહીએ ? હાં રે એવા દુષ્ટથી વેગળા રહીએ;
પછે તમને શી શિખામણ દીજે ? ભોળા શંભુ, રૂડું જાણો તેમ કીજે. ૭
જુઓ નારી, પાનીએ બુદ્ધિ તમારી, વરદાન આપતાં ન રાખીએ વારી.
એવુ કહીને બોલ્યા તે ભોળાનાથ, દીધો બાણાસુરને શિર હાથ. ૮
ઊઠ, ઊઠ, પુત્ર ' તું વર માગ્ય, તું તો સમાધિ તજીને જાગ્ય.
વાણી શંભુની સુણીને જાગ્યો, તેણે શિવજી પાસે વર માગ્યોઃ ૯
સ્વામી, મને સહસ્ર હાથ જ આપો, મુજને પુત્ર કરીને થાપો;
એક એક હસ્ત એવો કીજે, હસ્તી સહસ્ર તણું બળ દીજે. ૧૦
અસ્તુ અસ્તુ કહીને શિવે વર આપ્યો, તેને તો પુત્ર કરીને થાપ્યો;
વરદાન લઇને દાનવ ઘેર આવ્યો, તેને બધા નગર-લોકે રે વધાવ્યો. ૧૧

**વલણ**

વધાવ્યો ત્યાં લોક સર્વે, આનંદ ઘણો મન થાય રે,
આવી રાજ બેઠો બાણાસુર, તેને ઉલટ અંગ ન માય રે. ૧૨

**(મૂળના કડવા ૩જાની પહેલી ૪ લીટીને બદલે પાઠાંતર)**

**કડવું ૪ થું**

**રાગ કેદારો**

વર આપી વળ્યા વિષધારી રે, સહસ્ર ભુજ પામ્યો અહંકારી રે;
બોખારીને કહે, પામ્યો હું જય રે, હું તો થયો છુ અક્ષય રે. ૧
અભિમાની બોલે એમ ગર્વવચન રે, પુર વિષે આવ્યો રાજન રે;
સહુને આનંદ વાધ્યો મન રે, .... .... . ..................... ૨

---

**મૂળના ચોથા કડવા પછી બૃ. કા. દો. માં ૭ કડવાં વધુ છે, તે ત્યાંનાં ૫ થી ૧૦ કડવાં.**

**કડવું ૫ મું**

**રાગ બિલાવલ**

વળી વળી પૂછ્યું પરીક્ષિત રાય જી, શુકદેવજી, કહોને કથાય જી;
દેવકન્યા પ્રગટી જેહ જી, દૈત્યપુત્રી તણો સંદેહ જી. ૧

**ઢાળ**

દૈત્યપુત્રી કેમ હવી, શુકદેવજી, કહોને સત્ય;
વિસ્તારીને વર્ણવો, ઓખા તણી ઉતપત્ય. ૨
શુકદેવ વળતું બોલિયા, તમે ભલી પૂછી વાત;
ઓખાની ઉત્પત્ય કયમ હવી, કહું તમને સાક્ષાત. ૩
એકવાર ગિરિ કૈલાસથી, શિવજી તે મધુવન જાય;
ઉમયાજી ઘેર એકલા, તેણે વિચાર્યું મનમાંય. ૪
શિવને દિવસ થાશે ઘણા, નદી ને ભૃગી સંગ;
સંતાન મારે કાંઈ નહિ, તે માટે લ્યોને સંગ ૫
શિવજી કહે, કરજો પ્રગટ, ઇચ્છા થકી સંતાન;
તપ કરવાને જાઉં છુ, ધરવાને હરિનું ધ્યાન. ૬
એમ કહીને શંકર ચાલ્યા, આવ્યા તે ગંગાતીર;
દૃઢ આસન વાળીને બેઠા, મનમાં રાખી ધીર. ૭

દિવસ કેટલા વહી ગયા, ને ચૈત્રમાસ તે આવ્યો;
પરમેવો ઉમયાને અંગે, થયો તે તો નવ ભાવ્યો. ૮
માર્જન કરવા ઇચ્છા કીધી, મલિન દીઠું અંગ;
સુગંધિ તેલ કકડાવિયાં, જલ ઉષ્ણ મૂક્યું પ્રસંગ. ૯
પાર્વતીએ મન વિચારિયુ, મંદિરમાં નથી કોય;
હું પુત્ર એક પ્રગટ કરું, જે દ્વાર આગળ જોય; ૧૦
પછે દક્ષિણ અંગથી મેલ ઉતારી, ઘડયુ પુત્રનું રૂપ;
તેના હાથ પગ ને ઘૂંટણ, પહાની, ટૂંકડું અંગસ્વરૂપ. ૧૧
ચતુર્ભુજ ને ફાંદ મોટી, મોટું તે મસ્તક સંગ;
કપોલ ગ્રીવા સુંદર શોભે, વિચિત્ર દીસે અંગ. ૧૨
તેના વામ કરમાં કમળ આપ્યું, બીજે બેરખો જાણ;
ત્રીજે હાથે જલકમંડલ, દક્ષિણ ફરસી પાણ. ૧૩
બાજૂબંધ ને બેરખા, કુંડળ ધાલ્યાં કર્ણ;
કટીએ શોભે મેખલા ને, ઘૂઘરા બાંધ્યા ચરણ. ૧૪
તેને સર્પનું ઉપવીત આપ્યું, મોદિક આપ્યો આહાર;
મૂષકનું વાહન આપ્યુ, ઉર સેવંત્રાંનો હાર. ૧૫
તેનું ઘૃત સિંદૂરે અંગ ચરચ્યું, કાયા કંચનની પરિધામ,
પ્રતિહાર કરીને થાપિયો, ગણપતિ ધરિયું નામ. ૧૬
મુખ વચન માતાજી બોલ્યાં, હું માર્જન કરું આ વાર;
કોઇ પુરુષ આવે આંગણે તો, ગખજે ઊભો દ્વાર. ૧૭
એકલો બાળક બારણે બીશે; વિચાર્યું મન માત;
એની પાસે જોડ હોય તો, બેઠાં કરે બેઉ વાત. ૧૮
વામ અંગથી મેલ ઉતારી, ઘડયું કન્યાસ્વરૂપ;
તેની શોભા શી વર્ણવું, શુકદેવ કહે, સુણ ભૂપ. ૧૯
તેનું વદન પૂનમચંદ્ર સરખું, નેન નિર્મળ જાણ;
નાસિકા શુકચંચ સરખી, દશન બીજ પ્રમાણ. ૨૦

તેના અધર અતિ ઓપે રાતા, કપોલ ગ્રીવ જેહ;
ભુજદંડ છે ગજસૂંઢ સરખા, કુચ બીજોરાં તેહ. ૨૧
તેની જંઘા જાણે કદલી સરખી, ઉર ઉજ્જ્વળ અંગ;
તેના ચરણ જાણે પદ્મના, કેસરી કટીનો લંક. ૨૨
કર કંકણ ને મુદ્રિકા, કંઠે પુષ્પનો હાર;
કરણે ઝાલ ઝબૂકે, પાયે નેપૂરનો ઝમકાર. ૨૩
મસ્તકે ગૂંથી રાખડી, કંઠે મુક્તાનો હાર;
અણુવટ પાગે વીછુવા, કટીમેખલા શણગાર. ૨૪
તેને ચણિયો ચોળા પહેરાવિયાં,શિર ઘાટડી પરિધાન;
શુકદેવ કહે પરીક્ષિતને, તેનું ઓખા ધરિયું નામ. ૨૫
તેને ઢીંગલાં ને રોડલી, કુંડલી કોયળી જેહ;
પાંચ કોડાં, દાબડી, વેલણ, રમવા આપ્યાં તેહ. ૨૬
કુંકુમ ચંદન ચાંદલો, કાજળ સિંદૂર સંગ;
તેલ તંબોલ ને નાડાછડી, કરી તેં પૂજા અંગ. ૨૭

વલણ

કરી પૂજા અંગ સોહીએ, કુંવરી કન્યા જેહ રે;
શુકદેવ કહે પરીક્ષિતને, એમ ઓખા પ્રગટી તેહ રે. ૨૮

## કડવું ૬ઠ્ઠું

### રાગ સામગ્રી

વળી વળી પૂછ્યું પરીક્ષિત રાય જી, શુકદેવજી, કહોને કથાય જી;
ઉમયા–અંગથી ઊપની જેહ જી, દૈત્યપુત્રી તણો સંદેહ જી. ૧

ઢાળ

સંદેહ મારા મન તણો, તે ટાળીએ, ઋષિરાય;
એ ભ્રાત ભગિની દ્વારે મૂકી, રચ્યો કુણ ઉપાય? ૨
ત્યાર પૂઠે શું થયું, મુને સંભળાવોને એહ;
વિસ્તારીને વર્ણવો, શુકદેવજી, સર્વે તેહ. ૩

શુકદેવ વળતું બોલિયા, તું સાંભળ રાજકુમાર;
ઉમયાએ ઓખાની પ્રત્યે, એમ કહ્યું તેણીવાર. ૪
હું મંદિરમાં માર્જન કરું છું, ત્યાં દીધી શિખામણ,
કોઇ પુરુષ આવે આંગણે તો, કરજે મુજને જાણ. ૫
એમ કહીને ગયાં ઘરમાં, ઉતાર્યું ઉષ્ણોદક સાર;
બાવનાં ચંદન ઘોળિયાં તે, કનકપાત્ર મોઝાર. ૬
વસ્ત્ર આભૂષણ તજીને, નહાય છે ઉમયા માત;
મોકળે કેશે નેત્ર મીંચી, બેઠાં છે સાક્ષાત. ૭

### રાગ મારુની દેશી

ઋષિ નારદજી તેણીવાર, હતા બ્રહ્મસભા મોઝાર;
ઋષિએ મન કર્યો વિચાર, હું તો જાઉં ત્યાં નિરધાર. ૮
શિવ ઉમિયાને વઢવાડ, માંહોમાંહીં કરાવું રાડ;
એવું વિચાર્યું ઋષિરાય, જ્યાં ઉમિયાજી બેઠાં નહાય. ૯
આવ્યા અંતરિક્ષથી ઋષિરાય, ત્યારે દીઠી પાર્વતીએ છાંય;
જાણે પહેરું તે વસ્ત્ર સુવેખે, રખે ઉઘાડું અંગ રે દેખે. ૧૦
તે માટે શિરના કેશ, તેણે ઢાંક્યું તે અંગ સુવેશ;
જોઇ ઋષિ નારદ સિધાવ્યા, શિવ પાસે ગંગાતટે આવ્યા. ૧૧
આવી બોલ્યા શિવશું વાણી, મારી વાત સુણો, શૂલપાણિ;
તમે ધરી બેઠા શું ધ્યાન, ઘેર પ્રગટ્યાં છે બે સંતાન. ૧૨
એવું સાંભળતાં તત્કાળ, ઊઠી અંગમાં મોટી જ્વાળ;
એવું કહીને ચાલ્યા છે સુન્ય, મહાદેવ હવા અતિ શત્ય. ૧૩
શિવ ઘરમાં પેસે જ્યારે, પેંશે જોદે વાર્યા ત્યારે;
આવ્યા ચોરટો છે કે ભિખારી, નાહવા બેઠાં છે માત અમારી. ૧૪
માંહોમાંહે થયો સંગ્રામ, બેમાં કોઈ ન છાંડે હામ;
જટા સાહીને નાંખ્યા છે ઈશ, મહાદેવને ચડી અતિ રીશ. ૧૫
ઢીકા પાટુ ને ગડદા સાથ, અન્યોઅન્ય ભીડી છે બાથ;
ધાયા ભૂત ભૈરવ વૈતાળ, રણે કોપ્યો ઉમિયાનો બાળ. ૧૬

ઘણું કોપ્યા શ્રીત્રિપુરારિ, ગાજ્યા ગણપતિ બહુ રીશ ધારી;
બેહુ સરખા છે બળવંત, ઘણું કોપ્યા તે ઉમિયાના કંથ. ૧૭
કોપ્યા ગણપતિ તે બહુ અંગ, સર્વ સેનાનો કીધો ભંગ;
નાઠી સેના દેખી બળધીશ, કોપ્યા ગણપતિ, કોપ્યા ઈશ. ૧૮
એનું રૂપ ભયંકર ભાસે, દેખી મુનિવર નાવે પાસે;
જટા સાહીને નાખ્યા ઈશ, ત્યારે શિવને ચડી અતિ રીશ. ૧૯

ઢાળ

જટિલ જોગી ને ભસ્મભોગી, દીસંતો અવધૂત;
આજ્ઞા વિના અધિકાર ન જાવા, જો હોય પૃથ્વીનો ભૂપ. ૨૦
વચન એવું સાંભળીને, કોપિયા શિવ રાય;
ત્રિશૂલ મારી શિર છેદિયું, જઇ પડયું ચંદ્રરથમાંય. ૨૧
ઓખા મનમાં ત્રાસ પામી, દેખીને દારુણ કર્મ;
માતાની પાસે કહેવા ન ગઈ, નવ લહ્યો આગળ મર્મ. ૨૨
મહાદેવ મંદિરમાં ગયા, ઝબકયાં તે ઉમિયા મન;
નેત્ર ઉઘાડીને નીરખિયા, શિર કેશે ઢાંકયું તન. ૨૩
વસ્ત્ર પહેરીને થયાં બેઠાં, પૂછિયું શિવરાય;
બે બાલક તો બારણે મૂકયાં, કેમ આવ્યા મંદિરમાંય. ૨૪
શિવ કહે, શિર છેદિયું, પેલો પુરુષ હતો જેહ;
સ્ત્રીહત્યા મેં નવ કરી, જીવતી તો મૂકી તેહ. ૨૫
એમ કહેતાં ઉમિયા પડયાં પૃથ્વી, એ શું કીધું શિવરાય?
અંગ થકી ઉત્પન્ન કરયાં, બેઉ બાલક તમારાં થાય. ૨૬
હમણાં તે મારા પ્રાણ કાઢું, કાં જિવાડો એહ;
શિવ કહે, શિર છેદિયું, જઇ પડયુ પર્વત તેહ. ૨૭
એક મૂરતમાંહીં મસ્તક આણી, મેલો તે એને અંગ;
નંદી ભૃંગીને મોકલ્યા, જઈ જોયા પર્વતશૃંગ. ૨૮
મસ્તક તો લાધ્યુ નહિ, એક હસ્તી દીઠો વન;
એકદંત ને મદાઉન્મત્ત, જઇ વિદારયું તન. ૨૯

મસ્તક લઇને આવિયા, શિવ ઉમિયા કેરી પાસ;
મહાદેવે મસ્તક ચોડિયું, વરદાન દીધુ હાથ. ૩૦
મારે હાથે દુઃખ જ પામ્યો, મુજ પહેલો પુજાય.
શુભ કામે સ્મરણ કરે, તેનું સિદ્ધ કારજ થાય. ૩૧

### વલણ

વરદાન એવું આપિયું, શિવે તેણે ઠામ રે;
પહેલી પૂજા કરી પોતે, ગજવદન ધરિયું નામ રે. ૩૨

## કડવું ૭ મું

### રાગ મારુ

ઉમિયા આવ્યાં તે મંદિર બહાર, નવ દીઠી તે ઓખા કુમાર;
મીઠાની કોઠડી હતી જ્યાંહે, કન્યા નાશીને પેઠી ત્યાંહે. ૧
ઉમિયાને ક્રોધ ચડયો અપાર, ઓખાને શાપ દીધો તેણી વાર.
ત્યાર પૂંઠે તે શું થાય, તેની કહું હવે કથાય. ૨

### ઢાળ

શાપ પુત્રીને હવો, તે સાંભળો કહું રાય;
વરસ એક લગણ પુત્રી, રહેજે લવણની માંય. ૩
વચન એવું સાંભળીને, દુઃખ પામી મન;
લવણ મધ્યે કોમળ કાયા, કેમ જાશે વરસ દન. ૪
ગદ્‌ગદ કંઠે ઓખા બોલી, દયા કરો મુજ માત;
અપરાધ કિંચિત્‌માત્ર છે, તેમાં આવડી શી ઘાત ? ૫
મેં શાપ તમારો શીશ ચડાવ્યો, અનુગ્રહ કેમ થાય ?
માતા કહે, મહિમા વાધશે, તારો મૃત્યુલોકની માંય. ૬
પછે પાર્વતીજીએ પ્રેમ આણી, કહ્યા માસ જ એક;
વરસ આદ્યે ઉત્તમ કહીએ, ચૈત્ર માસ વિશેક. ૭

તે માસે તે લવણ કેરા કરે સંગ્રહ જેહ;
પાર્વતીજી પુત્રીને કહે, તે દુઃખ પામે દેહ. ૮
ચૈત્ર માસે વ્રત અલૂણું, કરે જે સ્ત્રીજન,
સંસારનાં સુખ ભોગવે, પામે પુત્ર કલત્ર ને ધન. ૯
ચૈત્ર કેરા દિન ત્રીશે, અન્ન અલૂણું ખાય,
માતા કહે, સત્ય જાણજો, તે સ્વર્ગવાસી થાય ૧૦
માતા કહે, મહિમા કહું, એવો ચૈત્ર નિર્મળ જાણ;
એક માસ અલૂણ ન કરે, તેનું મિથ્યા જીવ્યું જાણ. ૧૧
વ્રત કરીને દાન કરવુ, લવણ કેરું જેહ,
આખ્યાન સાંભળે પાતક જાયે, નિર્મળ થાયે દેહ. ૧૨
પાંચ દહાડા પાછલા, વ્રત કરે સ્ત્રીજન,
કરે ભોજન લવણ પાખે, એક ઉજ્જવળ અન્ન. ૧૩
હું શાપમોચન તુજને કહું છુ, ઓખાને કહે છે માંય;
શ્રી ભગવાનકુળમાં વર થશે, તે ગ્રહશે તારી બાંય. ૧૪
સર્વે દોષ ટળશે તે થકી, સાંભળ ઓખાબાઇ;
સંતોષી એમ એ સર્વે કહી, આનંદ પામ્યાં સહી ૧૫
પછે ઓખા લવણમાં પેઠી, શાપ મટાડવા કાજ;
શુકદેવ કહે પરીક્ષિતને, કહું બાણાસુરનું કાજ. ૧૬

### વળણ

કથા કહું તે સાંભળો, ધરીને એક ધ્યાન રે;
તે પછી શું નીપજ્યું, વિસ્તારું, રાજાન રે. ૧૭

## કડવું ૮ મું

### રાગ વેરાડી

એક સમે ચડાળણી, ઊભી રાજદ્વાર;
વાસીદું વાળી કરી, કીધુ ઝાકઝમાળ. એક સમે૦

રાજા તે સૂતા ઊઠિયા, અતિ પ્રાતસકાળ;
સુખ આડી સંમાર્જની, રાખી રે ચંડાળ. એક સમે૦
તે જોઈ બાણાસુરે પૂછિયો, સઘળો વિસ્તાર;
સુખ આડી સંમાર્જની કેમ રાખી તેં, નાર? એક સમે૦
ચંડાળણી કહે, રાયજી, સાંભળો મહારાજ;
વહાણામાં મુખ કેમ દાખવું, જાણી કીધી મેં લાજ. એક સમે૦
રાજા કહે, સત્ય બોલ તું, નહિકર દેશું રે દંડ;
શા માટે આડી ધરી, સંમાર્જની, રંડ? એક સમે૦
વળતી ચંડાળણી એમ વદે, સાંભળો રે ભૂપાળ;
સાચું બોલું છું હું હવે, રખે દેતા રે ગાળ. એક સમે૦
પ્રાતસમે જોવું નહિ, વાંઝિયાનું વદન;
તમારે કાંઇ છોરુ નથી, સાંભળોને રાજન. એક સમે૦
તે માટે સંમાર્જની, આડી કીધી મેં રાય;
સાચું બોલી છું, જે ઘટે, તેવો કરજો રે ન્યાય. એક સમે૦
રાજાએ સત્ય માન્યું સહી, નવ કીધો રે ક્રોધ;
રાજ મૂકી કૈલાસે ગયો બાણાસુર જોધ. એક સમે૦
તપ કરવા વેગે ગયો, દઢ રાખી વિશ્વાસ;
ધ્યાન ધરયું મહાદેવનું, મુને પુત્રની આશ. એક સમે૦

## કડવું ૯ મું

### રાગ મારુ

તેણે સમે રાણી કહેવા રે લાગી, જોઈ રાજાનું રૂપ;
બાણમતી એમ બોલિયાં, રાય થયો વૃક્ષસ્વરૂપ. ૧
રાય, એ વરને શું લાવિયા, તમારી કોણ આવશે સંગ?
અપત્ય રેં નવ લાવિયા, હું કુલાવત ઉછરંગ. ૨

બાણુમતી દુ:ખ પામી કહે, બહુ બળ તણું શું કામ?
સંતાન મારે કાંઈ નથી, શિર વાંઝિયાનું નામ. ૩
રાયે રિધસિધ ત્યાગ કીધી, ચાલિયો વનમાંહે;
કૈલાસ ગિરિએ આવિયો, બેઠા છે શિવજી જ્યાંહે. ૪

તાતને ચરણે લાગિયો, તવ પૂછ્યું શિવરાય;
સંતાન મારે કાંઈ નથી, કાંઇ પુત્ર પુત્રી થાય. ૫
ત્યારે પાર્વતીજી બોલિયાં, મારો પુત્ર એક ગણેશ,
તે તો આપ્યો જાય નહિ, ત્રિલોકનો દેવેશ. ૬

અપત્ય કો આપે નહિ, જે પોતાનું સંતાન;
તેત્રીશ કોટીએ પૂજા કરી, મૃત્યુલોકમાં માન. ૭
દેવ દૈત્યમાં પ્રીત ન હોયે, પિતા પુત્ર ન થાય;
વચન એવું સાંભળી, મન ઝાંખો થયો એ રાય. ૮

પછે ઉમાએ શિવને કહ્યું, પુત્રી લવણમાં છે જેહ,
તેને ત્રીસ દહાડા થયા પૂરા, આપોને પુત્રી તેહ. ૯
ત્યારે પુત્રી કહેવા લાગી, સાંભળો, મુજ માત;
કૈલાસ હું કયારે આવું, સત્ય કહોને વાત. ૧૦

ફાગણ વદ તૃતીયાને દિવસ, તું આવજે મારી પાસ;
ગોર કરીશ જો પુત્રી મારી, તો પૂરીશ તારી આશ. ૧૧
તે ભરયું ભાજન લઇને ચાલ્યો, લવણ મધ્ય કુમાર;
માથે ચડાવી થયો મારગ, આવ્યો નગર મોઝાર. ૧૨

પછે ભાજન ભાગીને કન્યા કાઢી, દીઠું સુંદર રૂપ;
પંચામૃતે પખાળી કરી, શણગાર સજાવ્યા ભૂપ. ૧૩

ભાટ ચારણ ગણ ગાંધર્વને, ત્યાં આપિયાં બહુ દાન;
તરિયાં તોરણ બાંધિયાં, જાણે પુત્રી પુત્ર સમાન. ૧૪

ગજે બેસાડી નગર મધ્યે, ફેરવી લાવ્યો રાય;
વાજિત્ર વાજે અતિ ઘણાં, વળી બંદી જશ બહુ ગાય. ૧૫

શુકદેવ કહે, પરીક્ષિત સુણો, પહેલી દેવકન્યા રાય;
સંદેહ મનનો ટાળીએ, પછી દૈત્યપુત્રી થાય. ૧૬
નિત્ય રાજસભામાં બાણ બેસે, ધરે બહુ અભિમાન;
એવું જોઈને બોલિયો, કૌભાંડ જે પરધાન. ૧૭
ગર્વ ન કીજે રાયજી, કાંઇ મન વિચારી જોય;
પાંચ દહાડા પુરુષને, કાંઇ છાયા ફરતી હોય. ૧૮

વલણ

છાયા ફરતી પુરુષને, સરખી સદા ન હોય રે;
ગર્વ કદી નવ કીજીએ, માનો રાજા સોય રે. ૧૯

## કડવું ૧૦ મું

રાગ સામેરી

બાણાસુર નૃપ ઓચર્યો, દેશું તે કન્યાદાન;
તેને પુણ્યે પામશું, ફળ કોટિ યજ્ઞ સમાન. ૧
આકાશવાણી એમ હવી, સાંભળજે રાય નિરધાર;
પુત્રી ઇચ્છાવરે પરણશે, કારણરૂપ કુમાર. ૨
ત્યારે રાજા વિસ્મય પામ્યો, છે કાંઇ કારણવાત;
આકાશવાણી એમ હવી, કાંઈ વરતશે ઉત્પાત. ૩
શુક્રાચાર્યને તેડિયા, પ્રશ્ન પૂછ્યું રાય;
આકાશવાણી સુણીને, મને ચિંતા મન બહુ થાય. ૪
જન્મપત્રિકા કરો એહની, અશુભ ગ્રહ જે હોય,
તેને હું કરું પાધરા, કર મૂછ ઘાલ્યો સોય. ૫
શુક્રાચાર્યે જ બોલિયા, એ બળ તણું નહિ કામ;
વિચારીને જોને રાજા, મનમાં મોટી હામ. ૬
તે ભવિષ્ય ટાળ્યું નવ ટળે, સહુ જે આડે આંક;
નિમિત્ત કો છૂટે નહિ, ત્યાં ગ્રહ તણો શો વાંક ? ૭
જન્મપત્રિકા કરી એહની, સાંભળ, રાજકુમાર;
એ કન્યા જ્યારે પરણશે, ત્યારે વરતશે હાહાકાર. ૮

અન વિચારી રાજા બોલ્યો, શુક્ર પ્રત્યે એમ;
એ કન્યા નવ પરણાવું, એ વાતનો મારે નેમ. ૯

**વળણ**

નિયમ મારે એ વાતનો જે, પરણાવવાનો હું નહિ;
વિપ્ર પ્રેમાનંદ કહે, ઓખાને, માળિયે ચડાવીએ સહી. ૧૦

**સાખી**

એમ કહિને માળિયે, રાખી ઓખાબાઇ રે;
રખવાળો બહુ મૂકિયા, સુણો, પરીક્ષિત રાય રે. ૧૧

---

* મહાવનમાં ગયો રાય બાણ, સારંગને કર્યો સાવધાન;
મૃગિયાએ ગયો રે વનમાં તાત, ઓખા ચિત્રલેહાએ જાણી રે વાત.
ચિત્રલેહાને કહે ઓખાય, ચાલો સહિયર, પૂજીએ ઉમિયાય;
ચંદનપાત્ર, કુસુમના રે હાર, શ્રીફળ ફોફળ મૂક્યાં સાર;
નૈવેદ્ય બીજોરાં ને શર્કરા સાર, પૂજા થાળ ગ્રહી કર નાર;
ઉપહાર લઇને ચાલ્યાં સતી, મનમાં વિરહની થઈ ચટપટી.

---

## * કડવું ૧૪ મું (મૂળના કડવા ૭મા પહેલાં)

**રાગ કેદારો**

નાથ વિના હું એકલી, કેમ કરીને રહેવાય?
કામજ્વર પ્રગટ થયો, જવાળા કેમ સહેવાય? નાથ વિના૦ ટેક
માતપિતા વેરી થયાં, જેણે દુઃખમાં નાખી;
વાંક વિના વિપત ઘણી, આ શળીએ રાખી. નાથ વિના૦ ૧
મારો હરખ રહ્યો હૈડા વિષે, રંડાપો વળગ્યો;
કંથવિજોગ છે દોહ્યલો, પ્રાણજીવન અળગો. નાથ વિના૦ ૨
શણગાર સજીને હું શું કરું, દેખાડું કોને?
સેજ બિછાવી સ્વામી વિના, જોઉં કોના મોને? નાથ વિના૦ ૩
ઉજ્જડ વનમાં હું રહું, નહિ કોને જોઉં;
તરફરતી જેમ માછલી, કોડીમાં રોઉં. નાથ વિના૦ ૪

મારી દિન દિન કાયા નબળી, સૈયર શું કરીએ ?
કંથવિજોગ છે દોહલો, ફાટીને મરીએ. નાથ વિના૦ ૫
હોએ સુખ ઘણું પિયર વિષે, તોએ ઓછું આવે;
ભાઈ ભોજાઈ મેણાં દીએ, નઠારી કહાવે. નાથ વિના૦ ૬
કાને રે પિયુ મેં પરભવ્યો, પેલા ભવની રે માંહે;
તે દૈવે મુને દંડ દીધો, આવી આ ભવ માંહે. નાથ વિના૦ ૭
રાત વેરણ થઈ મારી, નહિ વહાણું વાએ;
પ્રેમાનંદ પ્રભુ જો મળે, તો સુખડું થાએ. નાથ વિના૦ ૮

---

## કડવું ૧૫ મું

### (મૂળનું કડવું ૭ મું, આ પુસ્તકનું)

રાગ સમય સંજોગ સૂર્યને અસ્તે, કુચમર્દન કરે છે સ્વહસ્તે;
અધર કરડે ચુંબન દે ઘેલી, બેઉ ચરણ હૃદે પર મેલી;
લડથડતી આવે હીંડી, ચિત્રલેહાને પાડે ભુજ ભીડી,
સુતા સજ્જાએ એકઠાં વળગી, સૈયરને ન કરે અળગી;
પર્યંકે પ્રેમદા રમે, એમ આળે નિશા નિરગમે;
રાગ ઓખા ઊંઘમાં ન જાણતી હતી, સખીની સેજે જઈને સૂતી,
તેને થાવા ન દે ઉપરાંટી, અન્યોઅન્ય ભરાવે આંટી;
રાગ પીળી પાઘ ને વાઘો લાલ, શિર તોરો છે ફૂલ ગુલાલ,
શોભે ભૂષણ તે નવરંગ, હાથે મોંઢળ શોભે અંગ.
રાગ વ્યાપ્યો વામાને પ્રેહનો રોગ, સ્વપ્ને પામી સુખ સંભોગ;
નાથ બોલાવે કરી આદર, પહોંતી શામાની સાદર.
રતિસંગ્રામ કરે છે નિઃશંક, ગ્રહી અધરે દેતી ડંખ.
રાગ ભાંગી નાખ્યો તે ભોગનો ભેદ, ઊપન્યો અમૃત પરસ્વેદ;
મધુરી બોલે જંતરણી, એમ બોલે વાત અંતરની;
રાગ મનમાંહિ તે મન ગયું પેશી, ખાધું, ખાધું તે એકઠાં બેશી,
બીડી અરધી કરડી નાથે, આપી ઓખાજીને હાથે.

૨૫૫ અનિરુદ્ધ વિમાસે મન, ચિત્ત ભાગ્યું વિચાર ઉત્પન,
કહે, મુજ કુલ ખોઇ લાજ, રખે જાણે શ્રીમહારાજ.
૨૫૬ એમ વિચારે બરયાગ, વિરહાતુર બાણકુમાર,
પતિને જોઇ મોહ જ પામી, પછે વિરહની વેદના વામી.

---

### કડવું ૨૬ મું ( મૂળનું કડવું ૮ )

#### રાગ સામેરીની સાખી

૨૫૭ સામેરી સજન વળાવિયો, તાતી વેળુ માંહે;
હું ન સરજી વાદળી, પિયુને પળ પળ કરતી છાંય રે. ૧
સાહેલી, સાગર ઊલટયો, રતન તણાયાં જાય;
કરમહીણો ભરે મૂઠડી, તેના શંખલે હાથ ભરાય રે. ૨
સેજે સૂતા સ્વપનો ભયો, પિયા ગૃહી મોરી બાંહે;
ઓચિંતાં ઝબકી ગઈ, પિયુ ન દેખું ત્યાંહે રે. ૩
સૂઉં ત્યારે પિયુ સાંભરે, જાગું તો પિયુ જાય;
રેન કે સ્વપ્નાંતરે, કહું જિઊં મોરી માય. ૪
સ્વપ્નમેં પિયુ આવિયો, ઊંધે લાગો ઘાય;
બલિહારી એ સ્વપ્નાકી રે, મત સ્વપ્ના હો જાય રે. ૫
સ્વપ્નાને તોરા કહા કિયા, મત જગાવે મોય;
જો મેરા પિયુ ના મિલે, તો મેં મરૂગી સોય રે. ૬

#### રાગ સામેરી

જાગી જાગીરે રામા રસભરી, તપાસે સેજલડી ફરી ફરી રે.—રામા. ટેક.

---

૨૫૮ ઊઠીને સજ્જા પર બેઠી, વિચાર વિષે પેઠી રે;
ચતુરાં ચક્ષુને ચોળીને જોતી, પછે નેત્રે નીર ભરી રોતી રે. રામા૦ ૧
ભુજ દઇને લલાટે રે બેઠી, વિરહભરી છે બાળી રે;
થરથર ધ્રૂજે ને કાંઇ નવ સૂઝે, રુએ છે આંસુડાં ઢાળી રે. રામા૦ ૨

---

### ૨૯ કડવું ૧૭ મું
#### રાગ રસિક મહલાર

મારો પિયુ પરદેશી થઇ રહ્યો, રિસાવ્યો ભરથાર;
રત્ન આવ્યું'તું હાથમાં, રાખી ન શકી આણીવાર રે. મારો૦
હવે દોષ દેવો શો કર્મને, હાસ્યમાં થયું કલ્પાંત,
મેં તો મરકલડે મુખ ફેરવ્યું, મારા નાથને પડી છે ભ્રાંત રે; મારો૦
હવે વહેલા પધારોને, નાથજી, મારું હૃદય ફાટી રે જાય;
સુખસાગર વહી ચાલિયો, જોબન તણાયું જાય રે. મારો૦
વ્યાકુળ મન કન્યા તણું, કેશ છૂટા છે ચારે દિશ;
હાથ ઘસે, કલ્પાંત કરે, હવે શું થાશે, જગદીશ? મારો૦
પેલે ભવે કર્મ શાં કર્યાં, પાપી પતિવિજોગની જ્વાળ;
ડંશ રહી હૈડા વિષે, રંગમાં ડશિયો રે વ્યાળ. મારો૦
ચો દિશા ભાળે ભામિની, ઓચિંતા દ્યો દરશન;
ઊઠે, બેસે, અવની પડે, જેમ જળ વિના તલપે મીન. મારો૦
એમ રદન કરે સુંદરી, જાગી ચિત્રલેખા તત્કાળ;
તેણે હૃદયા સાથે ચાંપીને, ચુંબન દીધું ગાલ. મારો૦
તાત તારો જો જાણશે, આપણ બેનો આણશે અંત;
સાચું કહે ને મારી, બહેનડી, તેં શું દીઠું સ્વપન. મારો૦

વલણ

ઓખા કહે, સુણ, બહેનડી ! મુને ભાવ ન લગાર રે;
ભટ પ્રેમાનંદ એમ કહે, પ્રાણ લાવતાં શી વાર રે.

---

### ૨૯ કડવું ૨૬ મું (મૂળના કડવા ૧૭મા પહેલાં)
#### રાગ સોરઠી

કામિનીએ જ્યારે કટક જ દીઠું, અને થઈ નિરાશ.
અરે દૈવ તેં એ શું કીધું, મને હૂતી મોટી આશ.
વહાલા, કેમ વદશો રે, મારા નેંધણિયા ભરથાર. વહાલા. ૧

બોલાવી બોલે નહિ, પડી થઇ આશાભંગ;
ઉઠાડી બેઠી કરી, તેનું વદન નિહાળે કંથ. વહાલા. ૨
સ્વામી, તું કેમ સાંપ્રિયો રે, રાંકને ઘેર રતન;
ધાડે કષ્ટે હું પામી, મારો મદનમનોહર કંથ. વહાલા. ૩
તીવ્ર બાણુ જ્યારે છૂટશે રે, કેમ સહેશો કોમળ શરીર;
એવું શ્રવણે સાંભળીને, હાકી ઊઠ્યો વીર. વહાલા. ૪
મારા પિતાને રે જાણુ થયું છે, કટક મોકલ્યું પ્રૌઢ;
બાણાસુર નથી જાણતો, એવો કેમ થયો છે તે મૂઢ? વહાલા. ૫
અરે સ્વામી, તમે ઠાલે હાથે, આયુધ નથી રે એક;
ચાર લાખ વીર પાઠવ્યા, સામા થતાં ધરો વિવેક. વહાલા. ૬
અબળા, તુંને શું કહું રે, તું તો થઇ રે અજાણુ;
બાર તણી ભોગળ કાઢીને, લઉં સર્વના પ્રાણુ. વહાલા. ૭
ઓખા, તુંને શું કહું રે, તું તો ઘેલી નાર;
તારા બાપે વીર મોકલ્યા, તે તો મારે લેખે ચાર. વહાલા. ૮
અજાતણાં તાંહાં જૂથ મળિયાં, પંચાનન મળિયો એક;
તેનું પ્રાક્રમ કેટલું, તમે કહોની, વિનતા વિશેક. વહાલા. ૯
એમ કરતાં નહિ છૂટીએ રે, કાલાવાલા તે ફોક;
જુઓની વહાલી, હું જુદ્ધ કરું, જેમ જુએ ગામનાં લોક. વહાલા. ૧૦
અનિરુદ્ધ મરડીને નીસર્યો રે, ઓખાએ સહાયો હાથ;
પ્રીતમ, વઢવા નહિ દઉં, મારા મદનમનોહર નાથ. વહાલા. ૧૧

---

## *કડવું ૩૩ મું (મૂળના કડવા ૨૩મા પહેલાં)

### રાગ બેહાગ

દયા ન આવી, ઓખા રડે રે, છે દૈત્યપતિ દુરમત; મારી સજની.
બાકરી બાંધી થિજ્વર સાથે, વેર વધાર્યું સત્ય. મારી૦ ૧
પાતળિયા પંકજ પિયુજીને, નાગપાસના બંધ; મારી૦
બાંધી લીધો બળ કરીને, કોમળરૂપ મદન. મારી૦ ૨

ધાજો રે ધરણીધર, શ્રીવર, આપદા પામે નાથ; મારી૦
પુત્ર તમારા ઉપર પ્રહાર જ, કરે છે દૈત્યનો સાથ. મારી૦ ૩
બારે દળ કૌભાડે મેલિયું, વકારચો બળી વીર; મારી૦
તોએ રણથી નવ ઓસરિયો, સાગરનું જેમ નીર. મારી૦ ૪

ભેદ કરીને બાંધી લીધો, શા નાગપાશના બંધ! મારી૦
શ્વાસ ન માયે, બહુ અકળાયે, અંગ આકર્ષ્યાં સંધ. મારી૦ ૫
તાપ સમાય નહિ સ્વામીને, હું કરું દેહની પાત; મારી૦
વાર લાગે લક્ષ્મીવર તમને, તો થાશે મહાઉત્પાત. મારી૦ ૬

કમળમુખ શ્રમથી સુકાયું, કન્યા કરે આક્રંદ; મારી૦
અનિરુદ્ધ સમરે શામળિયાને, કમળાવર ગોવિંદ. મારી૦ ૭
ત્રાહે ત્રાહે રે ત્રિકમજી, સુતની કરજો સહાય; મારી૦
વિપત-વેળા વહારે ચડીને, કરો ભગતની રક્ષાય. મારી૦ ૮

ગજ-ગ્રાહથી મુક્ત પમાડચો, કીધી હરિશ્ચંદ્ર-રક્ષાય; મારી૦
દાનવકુળ નિકંદન કીધાં, કીધી પ્રહ્‌લાદની સહાય. મારી૦ ૯
આજ આંખેથી આંસુડાં ચાલે, જાશે મારા પ્રાણ; મારી૦
સુખ શરીર શાતા નહિ અંગે, લાગ્યો દવ નિર્માણ. મારી૦ ૧૦

મનસા વાચા એ વર વરિયો, અવર તે મિથ્યા જાણ; મારી૦
રૂપ અને ગુણવંતો સ્વામી, સત્ય કહું છુ, પ્રાણ. મારી૦ ૧૧
તાત કઠોર, દયા નહિ હૃદયે, કોમળ મારો કંથ; મારી૦
પ્રહાર કરીને બાંધી રે લીધો, શ્રીહરિ વેગળે પંથ. મારી૦ ૧૨

કોણ સહોદર આવે અવસર, શોધ કરવાને જાય; મારી૦
નાત ભ્રાતને જાણું નહિ તો કુણ ઊઠીને ધાય. મારી૦ ૧૩
પિતા પિયુજીને વેરી રે દેખે, પરભવે બહુ પેર; મારી૦
નાગ તણા ફુત્કાર હળાહળ, ફેરવી નાખે લહેર, મારી૦ ૧૪

ટળવળે અંગ, અગ્નિ રે ઊઠયો, કંઠે પડિયો શોષ; મારી૦
પૂર્વ તણાં કર્મ આવી નડિયાં, કોને દીજે દોષ. મારી૦ ૧૫

તાત કહે તો કાયા રે પાડું, વિષ ખાઉં આ વાર; મારી૦
સ્નેહ ન જાણે કોઈ રે મનનો, કાં પીડે ભરથાર. મારી૦ ૧૬
તાત તણે મન કાંઇ નહિ, મુને સબળો લાગે સ્નેહ; મારી૦
છોરુ પોતાનાં જાણી કીજે, દયાળ, ન દીજે છેહ. મારી૦ ૧૭
બાણાસુર મહા પુરુષ જ્ઞાતા, જેથી ચૂક ન થાય, મારી૦
બાળક ઉપર પ્રહાર શો કરવો, જદપિ હોય અન્યાય. મારી૦ ૧૮
વહાલા થઇને વેર જ વાળો, શું નથી આવતી લાજ; મારી૦
નીચ પદારથ, નથી કુળ નીચું, કૃષ્ણકુંવર મહારાજ. મારી૦ ૧૯
નીચું નાક ન હોયે એથી, નિરર્થક શો સંગ્રામ; મારી૦
મોટા સાથે વિરોધ ન કરીએ, નહિ નિર્બળ હળધર સ્યામ. મારી૦ ૨૦
સકળ પૃથ્વી ચાકે ચડાવી, અસુરનો ફેડયો ઠામ; મારી૦
વેર વધારી વિઠ્ઠલ સાથે, કયાં કરશો વિશ્રામ. મારી૦ ૨૧
સ્વામી મારાને શિર સમરથ, તેને ચડશે કોપ; મારી૦
ભદ્ર ઇચ્છે જો તાત પોતાનું, વિષનું બીજ મા રોપ. મારી૦ ૨૨
જુદ્ધ-સમે આકાશે રહીને જુએ છે નારદ દેવ; મારી૦
ભય મા આણીશ, અમો જાશું દ્વારામતી, જુદ્ધ કરશું તત્ખેવ. મારી૦ ૨૩
નિર્ભય રાખી વીણાધર ગયા, પરવરિયા આકાશ; મારી૦
પહોતા ઋષિ ઊતરિયા હેઠા, ભેટયા શ્રીઅવિનાશ. મારી૦ ૨૪

વલણ

ભેટયા શ્રીઅવિનાશને, કુશળ વારતા પૂછે વળી;
કહે નારદ, અનિરુદ્ધને રાખ્યો કારાગૃહમાં દૈત્યે મળી. ૨૫

---

૬૭ ( મૂળ-કડવું ૨૬ મું-બૃ. કા. ૩૭ મું )

છૂટે બંધુક નાળ ને ગોળા, ફેરવે ક્રોધે બીડીમાળા;
સણસણતાં શર બહુ છૂટે, તેણે કપાળ ભડનાં ફૂટે. ૧
વળગે ભૂત પ્રેત આવરણ, વઢે ચુડેલ અવળે ચરણ;
મસ્તક સમડી ધિકધિકાવે, કિલકિલ કરતી ઉપર આવે. ૨

હરખી શાકિણી ડાકિણી સર્વ, આવ્યું જાણે ઉજાણીનું પર્વ,
ચૂસે કંઠ ને ઘૂંટડા ભરે, મુખે રુધિરના રેલા ઊતરે. ૩
કેટલી વારુણીમા થઇ મગ્ન, વસ્ત્ર વહોણી ફરે છે નગ્ન;
ગ્રહી ભમાવે જોદ્ધ ગગન, જાદવ–સેના કીધી ભગ્ન. ૪

આવ્યા સામા જાદવ જન, દેખી ખીજ્યા પંચવદન;
કેટલીની તે આંખ્ય કપોળ, કોનાં મુખ જાણે મોટી પોળ. ૫
લંબસ્તની, વિપરીત વાન, કોના ભૂમિએ ભરાએ કાન;
છભ સળકે સર્પાકાર, મુખે કિલકિલ કરે ઉચ્ચાર. ૬

ઘણા જાદવ ખાધા કરડી, નાઠી સેના તે મારમ મરડી;
ધાયા રાક્ષસ દેતા માર, જદુસેનાએ ખાધી હાર. ૭
છૂટે દુર્ગ નાળ ને ગોળા, નાઠા જાદવ ટોળેટોળા;
પ્રગટ્યો મહાદેવને વળી ખાર, વાજ્યો જાદવનો મહાર. ૮

વઢે ડાકિણી શાકિણી સંહારી, એમ કોપ્યા શ્રીત્રિપુરારિ;
નાઠું સૈન્ય દીઠું ચોપાસ, ત્યારે કોપ્યા શ્રીઅવિનાશ. ૯
હરિએ ચક્ષુ કીધી વક્ર, પછે મૂક્યું સુદર્શન ચક્ર;
છેદ્યાં ડાકિણીશાકિણીના શીશ, રંડા નાસે ને પાડે ચીસ. ૧૦

કોને ભાલા વાગ્યા ભચોભચ્ચ, કોઈનાં નાક છેદાયાં ટચ્ચ;
છેદ્યાં હસ્ત શ્રવણ ને ચરણ, નયણે ઊડે રુધિરનાં ઝરણ. ૧૧
ફરી જાદવ જુદ્ધે વળિયા, ઠામઠામથી આવીને મળિયા;
મૂકે શિવ અપરિમિત બાણ, ભલા સુભટ તજે છે પ્રાણ. ૧૨

કૃષ્ણે મૂક્યુ મોહાસ્ત્ર બાણ, મોહ પામ્યા પિનાકપાણ;
કીધુ પોઠિયા ઉપર શયન, સાંભળ પરીક્ષિત રાજન. ૧૩
રણે કોપ્યો બાણનો બંધ, ધાયા ગણપતિ ને વળી સ્કંધ;
મહાક્રોધ અભ્યંતર આણી, ધાયા ધનુષ વિષે શર તાણી. ૧૪
ઘણી જાદવસેના મારી, ક્રોધ થકી કો ન ઉગારી;
ધસ્યા રાક્ષસ કરતા માર, જાદવમાં થયો હાહાકાર. ૧૫

ત્યારે ધાયો સાત્યકિ શૂર, કીધી અસુર સેનાને ચૂર;
પ્રગટ્યું માયા તણું તિમિર, મંત્રે નિવારે તે જદુવીર. ૧૬
છેદ્યાં કવચ બાલા તે છેક, નાઠા અસુર મૂકીને ટેક;
ગાજ્યો બાણાસુર ઉન્મત્ત, તાણ્યાં ધનુષ તે પંચ શત. ૧૭
નાખે બાણ તે દાનવ દક્ષ, શત સહસ્ર અયુત ને લક્ષ;
નાઠી સેના તે ભડભડાટ, હસ્તી ચીસ પાડે ચડચડાટ. ૧૮
પડે જાદવમાં બહુ ભંગ, ત્યારે કોપ્યા શ્રીસારંગ;
સ્વામે આકર્ષ્યું સારંગ, બાણે ભેદ્યું તે બાણનું અંગ. ૧૯
કૃષ્ણે છેદ્યો ધ્વજાનો દંડ, રથ કીધો તે શતખંડ;
છેદ્યું છત્ર અતિ અનોપ, કાપ્યાં કવચ આયુધ ને ટોપ. ૨૦
બાણે પાડયો મસ્તકનો ટોપ, દેખી કૃષ્ણને ચડિયો કોપ;
કીધા વાહન વિના વીર, ગતિભંગ થયાં શરીર. ૨૧
છેદવા માંડ્યા જ્યારે હાથ, આવી બાણાસુરની માત;
કોટરા એવું તેનું નામ, દેખી નગ્ન ને લાજ્યા શ્યામ. ૨૨
નવ મૂક્યુ તવ સુદર્શન, નાસી છૂટ્યો બાણ રાજન;
પાછો ક્રોધ કરી તે વાર, થયો જુદ્ધ કરવા તૈયાર. ૨૩
રાયે ફરી કટક સજ્જ કીધું, બાણે વઢવા દદામુ દીધું;
જ્યાં ઊભા શ્યામ ને રામ, આવી કીધો મહાસંગ્રામ. ૨૪
પછે માંડયું આસુરી કર્મ, વરસે માંસ રુધિર ને ચર્મ;
ધાયો સમુદ્ર વાધે જેમ પર્વ, વરસે તાંહાં અસ્થિ-ઉપદ્રવ. ૨૫
નાસે જાદવ બળિયા સર્વ, ભલા સુભટ તજે ગર્વ;
હળધર નાઠા મૂકી મામ, દૈત્યે દારુણ કીધો સંગ્રામ. ૨૬
નાખે કર્દમ, કાંટા, સર્પ, વરસે શસ્ત્ર દાનવ-નર્પ;
પાડયું જાદવમાં ભંગાણ, નાઠા હળધર લઇને પ્રાણ. ૨૭
દાનવ રાય મૂકે દોટ, કોની ગ્રહીને મરડે કોટ;
ખેનાં ગ્રહી અફાળે શીશ, ખેદ પામ્યા શ્રીજુગદીશ. ૨૮

ગરુડ થયો છે ગતિભંગ, શસ્ત્રપ્રહારે ભાગ્યું અંગ;
રથ વહોણા કીધા રામ, મૂકી મામ ને નાઠા કામ. ૨૯
સુંદરસ્વામજી, કીજે સહાય, જાદવ કરે છે ત્રાહ ત્રાહ;
દેખીને દેવ પામ્યા બીક, બાણે વાળી રુધિરની નીક. ૩૦
ખીજ્યા કૃષ્ણ, બેડયો ખગજન, અતિ ક્રોધ ચડયો છે મન;
ચક્ર લીધું છેદવા હાથ, કીધી ઇચ્છા તે વૈકુંઠનાથ. ૩૧
એમ કોપ્યા શ્રીજદુનાથ, હવે છેદું બાણના હાથ;
મૂક્યું ચક્ર તે બીજીવાર, દૈત્યોમાં થયો તે હાહાકાર. ૩૨
નાઠો બાણ વાળીને મૂઠ, હરિયે ચક્ર તે મૂક્યું પૂંઠ;
અંગોઅંગમાં લાગી જ્વાળ, જેમ છેદે કો વડની ડાળ. ૩૩
એમ કપાય બાણના પાણ, ત્રાહ ત્રાહ વદે મુખ વાણ;
અંગે વહે શોણિતની ધાર, કાપ્યા કર બાણના તે વાર. ૩૪
આવી બેઠું સુદર્શન, અકળાયો બાણ રાજન;
જેમ છેદે વૃક્ષની ડાળ, તેમ કર કાપ્યા ગોપાળ. ૩૫
જેમ ઝૂડે વૃક્ષને વન, તેમ કર કીધા છેદન;
પછે રાખ્યા કર ત્યાં ચાર, પડયો બાણ તે ભૂમિ મોઝાર. ૩૬
અંગે રુધિર વહે વિવર્ણ, જેમ પર્વતથી નીસરે ઝરણ;
સતો કરે શિવનું ધ્યાન, પ્રભુ, રાખો સેવકનું માન. ૩૭

વલણ

બાણાસુર પૃથ્વી પડયો, પીડા પામ્યો પડ રે;
વળી સદાશિવ કોપે ચડયા, કંપ્યાં ચૌદ બ્રહ્માંડ રે. ૩૮

કડવું ૩૮ મું

રાગ રામગ્રી

જાગ્યો રે જોગી પૂરણક્રોધ જી, છેક તણાયા, વાધ્યો વિરોધ જી,
બાણને લાવ્યો ઊચલી કૌમાંડ જી, સેવક દીઠો માંસનો પિંડ જી. ૧
પિંડ જાણે માંસનો એવી, દીઠી અસુરની કાય;
વિશ્વપ્રલેની ઇચ્છા કીધી, ધનુષ ધર્યું શિવરાય. ૨

**ચાલ**

ક્રોધે બાળી કહે કપાળી, તેં ટાળી મારી મરજાદ;
એ પણ મારું જે સર્વ સંહારુ, ઉતારું ઉન્માદ. ૩
વૃષભ હાકયો ને ગરુડ તાકયો, મુખે બોલ્યો મેઘસ્વર;
મંત્ર ફૂંકયો ને કૃષ્ણ ઢૂંકયો, મૂકયો કાળજ્વર; ૪
જાદવ-સેના થઈ આકળી, તાવે તે પીડયાં તન;
કૃષ્ણે મૂકયો એકાંતરો, તેણે ખીજ્યા પંચવદન. ૫
શિવે હકાર્યો ટાઢિયો, વરસે જેમ હુતાશન;
તરિયો મૂકયો ત્રિકમે, તેણે દમ્યા દાનવ જન. ૬
પશુપાળે મૂકયો પિત્તજ્વર, વાતજ્વર મૂકયો લક્ષ્મીવર;
મહાદેવે પછે મૂકયો, સદ્યઘાત કાળજ્વર. ૭
લોહદંડ તેના હાથમાં, છે નેત્ર લોહીવરણ;
ધસ્યો પણ પાછો ખસ્યો, જોઈ અશરણશરણ. ૮
કૃષ્ણે મૂકયા જેટલા, તેણે રાખી શિવની લાજ;
સપ્તજ્વર સ્તુતિ કરે, તમો બન્યો છો, મહારાજ. ૯
જ્વરને વર હરિએ આપ્યો, હરિકથા ભજે જેહ,
નિન્દા કરે શિવજી તણી, પીડજે તેની દેહ. ૧૦
ઓખાહરણ જે સાંભળે, અંતર આણી વહાલ;
કષ્ટ હોએ જો જ્વર તણું, મૂકજે તેનો ખ્યાલ. ૧૧
પછે અગ્ન્યસ્ત્ર મૂકયુ શંકરે, પ્રગટયો તે હુતાશન;
સેના દીઠી દાઝતી, હરિએ પ્રેર્યો પરજન્ય. ૧૨
વરસાદે વહ્નિ સમાવિયો, થઈ દૈત્ય ઉપર વૃષ્ટ;
પવનાસ્ત્ર મૂકયુ શંકરે, ટાળ્યું અસુરનું કષ્ટ. ૧૨
ધૂળ-ઢોટ થયો વાયુથી, રજે ભરાણાં જાદવ-ચક્ષ;
સર્પાસ્ત્ર મૂકયું ત્રિકમે, તેણે વાયુ કીધો ભક્ષ ૧૪
સેના નાસે બાણુની, પ્રગટયા તે સર્પ અપાર;
પછે મહાદેવે ગરુડાસ્ત્ર મૂકયું, તેણે કીધો નાગસંહાર. ૧૫

ખગે ચચના પ્રહાર માંડયા, દમ્યા જાદવ–શૂર,
કૃષ્ણે શસ્યા કોટ પ્રગટી, ગરુડ કીધા ચૂર ૧૬
શંકરે વજ્રાસ્ત્ર મૂકયું, પર્વત કીધા શત–ખંડ,
ભૂધરે બ્રહ્માસ્ત્ર મૂકયું, ડોલ્યા ત્રણ બ્રહ્માંડ. ૧૭
મહાદેવે રુદ્રરૂપ કીધું, બાળું સર્વ મસાર,
પશુપતાક કાઢિયું, ત્યારે હવો હાહાકાર. ૧૮
ધ્રૂજે ધ્રુવ ને મેરુ ડગિયો, ખળભળ્યાં પાતાળ,
સાગરે મરજાદ મૂકી, ડોલ્યા દશ દિક્‌પાળ ૧૯
શિવને ક્રોધે શેષ મળકયો, ડોલિયા દિગ્ગજ,
ચંદ્ર સૂરજ ઝાખા થયા, આપદા પામ્યો અજ ૨૦
અષ્ટ પર્વત ગળ્યા ભૂમિએ, થઇ સૂકી વનસ્પતિ સર્વ,
જક્ષ કિન્નર વિદ્યાધર કાપ્યાં, અપ્સરા ને ગંધર્વ ૨૧
ચૂકયા તાપસ તપથી, ધ્યાનથી ચૂકયા ભગત,
ક્રોધજ્વાળા જોગેશ્વરની, બળે સઘુ જગત ૨૨
ત્રૈલોકયમાં ખુબાણુ વરત્યું, થાએ ગર્ભના પાત,
વાયુ રૂંધાયો વિશ્વનો, થઇ કોની જીવની ઘાત ૨૩
કષ્ટ જાણી સૃષ્ટિનું, શ્રીવૈદરભી–વલ્લભ,
બાણ મૂકયું સંજીવન, થયું જગત નવપલ્લવ ૨૪
પુનરપિ પ્રલે માંડિયો, વિષ્ણુએ માંડ્યો વાદ,
મુનિવર અમર આવિયા, તે કરે આરત–નાદ ૨૫
સુરરાય ને સરસ્વતી, કરે છે વેદસ્તવન,
તોએ ક્રોધ મૂકે નહિ, પછે આવ્યા કમળાસન ૨૬

**વળણ**

કમળભૂ અંતરિક્ષથી આવ્યા, ક્ષમા ક્ષમા એમ ઓચરે,
શુકદેવ કહે પરીક્ષિતને, પછે બ્રહ્મા સ્તુતિ કેવી કરે. ૨૭

## કડવું ૩૯ મું

### રાગ કેરારો

સ્તુતિ કરે છે બ્રહ્માય રે, નમો નમો; હું તો બેઉને લાગું પાય રે, નમો નમો.
છો ત્રિભોવનના તાત રે, નમો; કાંઇ આરંભ્યો ઉત્પાત રે, નમો.
બ્રહ્મા જોડી ઊભા હાથ રે, નમો; જુદ્ધ મૂકી દો, દીનાનાથ રે, નમો.
છો ગંગાધર પશુપાલ રે, નમો; તમો ગરુડ ચડયા ગોપાળ રે, નમો.
જટાધારી ભસ્માધાર રે, નમો; મોર-પીંછના ધરનાર રે, નમો.
ઉમિયાવર જોગેશ રે, નમો; મહા સિદ્ધ છો હૃષીકેશ રે, નમો.
જય પિનાક-ત્રિશૂલપાણિ રે, નમો; સારંગધર પુરુષ પુરાણી રે, નમો.
તમે જગતપિતા કહેવાઓ રે, નમો; પ્રજાને કાં મૃત્યુ ઉપજાઓ રે, નમો.
સુખ આપી દુઃખ કોઇ નાપે રે, નમો; ઉછેરી વૃક્ષ કોઇ ન કાપે રે, નમો.
તેડી ઘરમાં ન કીજે ઘાત રે, નમો; સુધા કહીએ વિશ્વની વાત રે, નમો.
છેહ ન દીજે લાડ લડાવી રે, નમો; નવ નાખીએ ઊંચાં ચડાવી રે. નમો.
ન ઘટે સ્નેહ તમ તૂટે રે, નમો; તો પ્રજાનું આયુષ ખૂટે રે, નમો.
ખીજે યુદ્ધ કરતા માતંગ રે, નમો; થાય દ્રુમવેલીનો ભંગ રે, નમો.
સામા સાગર જુદ્ધે જાય રે, નમો; તેથી જગત બધું તણાય રે, નમો.
કોપ માંડચો સદાશિવે રે, નમો; તો પ્રજા કઇ પેરે જીવે રે, નમો.
આવી સ્તવે છે ઋષિ સપ્ત રે, નમો; સ્વામી, વિશ્વ થયું છે તપ્ત રે, નમો.
સ્તવે ભારતી રહી એક મન રે, નમો; ગુણ ગાય નિગમ ધન્ય રે, નમો.
સ્તવે નાગ પામ્યા છે કષ્ટ રે, નમો; સ્તવે શિવને પર્વત અષ્ટ રે, નમો.
નમે તાપસ ને સંન્યાસી રે, નમો; સ્તવે સહસ્ર ઋષિ અઠ્યાશી રે, નમો.
નમે દૈત્ય થયા કાયર રે, નમો; કરે સ્તુતિ સાત સાયર રે, નમો.
એમ સ્તુતિ સર્વે કીધી રે, નમો; ન મૂકે શિવે વાત લીધી રે, નમો.
હાકી ઉઠયા કૃષ્ણ ને હર રે, નમો; ક્રોધપૂરિત કમળાવર રે, નમો.
ક્રોધદષ્ટિ અન્યોઅન્ય રે, નમો; વ્યાપ્યો કાળ બંન્યોને મન રે, નમો.
શિવે વાદ વિપરીત માંડ્યો રે, નમો; બેઉએ બાર બ્રહ્માજીનો છાંડ્યો રે, નમો.

ચેત વનવાસી ગોવાળ રે, નમો; હું પ્રીછુ છુ, પશુપાળ રે, નમો.
કામ બહુ શામાના સંજોગી રે, નમો; ખરા ભીલડી કેરા ભોગી રે, નમો.
સ્ત્રીહત્યાએ દેહ થઇ કાળી રે, નમો; શું કહેવડાવો છો, કપાળી રે, નમો.
હો નિર્દય મામાના મારણ રે, નમો; હો શ્વશુરના સંહારણ રે, નમો.
તેં જાચી ઋષિની નારી રે, નમો; ખરા જન્મ તણા ભિખારી રે, નમો.
ગયો જન્મ ઓઢતા કાંબળી, નમો; કંઇ કથા રૂડી ન સાંભળી, નમો.
હો બળિના દ્વારપાળ રે, નમો; છોજી બાણનગર–રખેવાળ રે, નમો.
એવું કહેતાં શિવ દાઝ્યા રે, નમો; ગયા હાડ મન્યો જુદ્ધે બાઝ્યા રે, નમો.

વલણ

બાઝ્યા બંન્યો મરજાદ મૂકી, જગત પ્રલે થાય રે;
વાહન મૂકી ધરયા બંન્યો, મધ્યે પડ્યા બ્રહ્માય રે.

## કડવું ૪૦ મું

### રાગ કેદારો

ફરી સ્તુતિ બ્રહ્મા કરે, નમો નમો. વિનય-વાયક ઓચરે, નમો નમો.
જય જય ત્રિભુવનરાય રે, નમો. શિવ તમને નમુ છુ પાય રે, નમો,
જે જે વૈકુંઠરાય રે, નમો. જે જે પતિ–કૈલાસ રે, નમો.
જે જે દેવમુરારિ રે, નમો. જે જે ત્રિપુરારિ રે, નમો.
જે જે ત્રિગુણાજિત રે, નમો. જે જે ઇંદ્રજિત રે, નમો.
જે જે ગરુડારૂઢ રે, નમો. જે જે વાહનપશુ પ્રૌઢ રે, નમો.
જે જે કમળાવર રે, નમો. જે જે ઉમિયાધર રે, નમો.
જે જે કોટિમદન રે, નમો. જે જે પંચવદન રે, નમો.
જે જે પીતાંબર રે, નમો. જે જે વાઘાંબર રે, નમો.
જે જે રૂપે ચિત્તચોર રે, નમો. જે જે કર્પૂરગૌર રે, નમો.
જે જે પરાત્પર રે, નમો. જે જે દિગંબર રે, નમો.
જે જે પ્રભુ પરમેશ્વર રે, નમો. જે જે જોગેશ્વર રે, નમો.
જે જે પતિ–વૈકુંઠ રે, નમો. જે જે નીલકંઠ રે, નમો.

જે જે ટાળો જગના તાપ રે, નમો. જે જે ઉતારો બેઉ આપ રે, નમો.
જે જે સ્તવે ચતુર્મુખ રે, નમો. ત્યારે શિવે નાખ્યું ધનુષ રે, નમો.
જે જે અશરણશરણ રે, નમો. જે જે ભીતરયા ધરણ રે નમો.
જે જે આદિ અંત રે, નમો. જે જે ભોળા બળવંત રે, નમો.
દીન વચન બ્રહ્માએ ભાખ્યાં રે, નમો. ત્યારે ધનુષ બંન્યોએ નાખ્યાં રે, નમો.
વઢતા હરિહર ભેટાડયા રે, નમો. પડિયા જોદ્ધા ફરીને ઉઠાડયા રે, નમો.
પછી તેડયો બાણાસુર રાય રે, નમો. તે તો નમ્યો હરિને પાય રે, નમો.

વળણ

મસાર આનંદ પામિયો, પ્રસન્ન થયા બ્રહ્માય રે;
વિપ્ર પ્રેમાનંદ કહે કથા, હવે વિવાહ કઇ પેરે થાય રે.

## કડવું ૪૨ મું

રાગ સારંગ

વળી શુકજી વદે રે વચન, સાંભળો પરીક્ષિત રાજન;
બ્રહ્માએ હરિહરને ભેટાડયા, પડયા જોદ્ધા તે ફરીને ઉઠાડ્યા. ૧
તમો બંન્યો કરો એવાં કામ, તો પૃથ્વીનો કુણ ઠામ;
ઇંદ્રે કીધો અમૃત પરજન, ઊઠયા જોદ્ધા તે નવજોબન. ૨

છૂટયું બંધન,અનિરુદ્ધ મળિયા,ઘણાદિવસના વિજોગટળિયા.
બાણાસુર તે પાએ નમિયો, હાથ કાપ્યા તે દુઃખ સમિયો. ૩
જ્વર પ્રગટયા હતા જે સાત, બ્રહ્મા, પ્રત્યે કહે છે વાત;
જ્વરે બ્રહ્મા પ્રત્યે કહ્યું, સ્વામી, આજ્ઞા આપો ત્યાં રહું. ૪

બ્રહ્માજી કહે છે વાણી, તમે રહેજો જગતમાં જાણી;
અર્ધો મનુષ-દેહને દ્વાર, અર્ધો વનસ્પતિ મોઝાર. ૫
ત્યાં રહેજો તમારો વાસ, એમ જ્વરની પૂરી આશ;
ઓખાહરણ સુણે ધરી ભાવ, તેનો જાય અજીરણ તાવ. ૬

શુકદેવ કહે, સુણ રાય, હરિ હર તણો સમુદાય;
કહે હરિને, તેડાવો જાન, વિધિએ આપુ કન્યાદાન. ૭
આપી આજ્ઞા શ્રીકૃષ્ણે આવી, જાદવને લાવો સમજાવી;
અક્રૂર સાત્યકિ બંન્યો ગયા, જાદવ-કુટુંબ સહુ લાવિયા. ૮
હીંડે જાદવરાણી મોડામોડ, ટાળે થાતી છપ્પન ક્રોડ;
રાય લખી લખી પત્ર તેડાવે, હામહામથી સહુકો આવે. ૯
રાયે રચના કીધી સારી, લીધો મંડપ કનકની ગારી;
હેમગિરિ વિંધ્યાચળ બોલાવ્યા,ઉદયાચળ અસ્તાચળ આવ્યા. ૧૦
ત્રિકુટાચળ મેરુ મૈનાક, ગંધમાદન ગિરિ ચક્રવાક;
અજમેલ ગિરિ સુશીલશૃંગ, બ્રહ્મગિરિ નતાલ અભંગ. ૧૧
આવ્યા તૂંગ્યા શહેરમાં ભેર, ધડ માદવગિરિ શાહ્ડેર; (?)
દેવગિરિ કનકાચળ પધરાવ્યા, અષ્ટકુળ પર્વત ત્યાં આવ્યા. ૧૨
આવ્યા દેવ કોટિ તેત્રીશ, ઋષિ સર્વે દે આશીશ;
નવ કુળ તેડાવ્યા નાગ, આવ્યા મોટા રાય સુહાગ. ૧૩
તેડયાં રાજકુળ છત્રીશ, જાચક જન આવ્યા બહુ દિશ;
અનિરુદ્ધને પીઠી ચોળાય, શુભ નારીઓ મંગળ ગાય. ૧૪
પીઠી ચડાવો પટરાણી, જાદવ-સ્ત્રીઓ ગાએ સાધુ વાણી;
પંચ શબ્દ દુંદુભિનાદ, રાજે વાજિંત્ર શોભા વાદ. ૧૫
જોવા ત્રિભુવનથી સહુ આવ્યા,રાય બાણુને મન ઘણુ ભાવ્યા;
બાણુ ઉતારે ઉતરાવે, કૃષ્ણજી ગ્રહશાંતિક કરાવે.
વિવાહ મંગળની રચનાય, સજાઈ વરઘોડાની થાય. ૧૭

### વળણ

વરઘોડો ચડે અનિરુદ્ધનો, જાદવ તત્પર થાય રે;
બાણાસુરને માંડવે, જાદવ-રાણી ગીત ગાય રે.

## કડવું ૪૨ મું

### રાગ દેશ

આદિતની ધરુણી, હાં રે તમે નિદ્રામાં પોઢો;
અનિરુદ્ધને તેલ સીંચારો કે, રાંદલ જાગવો રે. ૧
બ્રહ્માની ધરુણી, હાં રે તમે નિદ્રામાં પોઢો;
અનિરુદ્ધને તેલ સીંચારો કે, સાવિત્રીને જાગવો રે. ૨
ચંદ્રમાની ધરુણી, હાં રે તમે નિદ્રામાં પોઢો;
જીયાવરને તેલ સીંચારો કે, રોહિણીને જાગવો રે. ૩
શ્રીકૃષ્ણની ધરુણી, હાં, રે તમે નિદ્રામાં પોઢો,
અનિરુદ્ધને તેલ સીંચારો કે, લક્ષ્મીને જાગવો રે. ૪
પ્રદ્યુમ્નની ધરુણી, હાં રે તમે નિદ્રામાં પોઢો;
અનિરુદ્ધને તેલ સીંચારો કે, રતિ વહુને જાગવો રે. ૫
મહાદેવની ધરુણી, હાં રે તમે નિદ્રામાં પોઢો;
ઓખાને તેલ સીંચારો કે, ઉમિયાને જાગવો રે. ૬
ગણપતિની ધરુણી, હાં રે તમે નિદ્રામાં પોઢો;
ઓખાને તેલ સીંચારો કે, સુખભૂખને જાગવો રે. ૭
બાણાસુરની ધરુણી, હાં રે તમે નિદ્રામાં પોઢો,
ઓખાને તેલ સીંચારો કે, બાણમતી જાગવો રે. ૮

### વલણ

તેલ ચંપેલ ચડાવો, સજની, સર્વે મળીને આવો;
નિદ્રામાંથી જાગ્રત થઈને, ગીત મધુરાં ગાવો.

### રાગ ધોળ

પીઠી ચોળો પીઠી ચોળો પટરાણી રે, મગ દળો મગ દળો હો રાણી રે.
પગ ધુઓ પગ ધુઓ વરની ભાભી રે, ઓખાજી તો રહેજો અખંડ સોહાગી રે.
ચંદન ચરચ્યાં છે અપાર રે, ભૂષણ પહેરાવ્યાં છે સાર રે.
વર તો વરઘોડે ચડિયા રે, અશ્વ અનુપમ ને હીરા જડિયા રે.

તેના તેજ તણો નહિ પાર રે, ત્યાં તો નીરખે છે નરનાર રે.
નીરખી નીરખી દીએ છે આશીશ રે, જીયાવર જીવજો કોડ વરીશ રે.

## કડવું ૪૩ મું

### રાગ ધનાશ્રી

વળી તે વિહિવા આડિયો ને, જીત્યા જાદવરાય;
રુક્મિણી-મન આનંદ ઘણો રે, ત્યાં તો માનુની મંગળ ગાય.
અનિરુદ્ધજીની ઘોડલી.

સાજન સહુ ટોળે મળ્યા ને, સુરિનર મળ્યા છે અપાર;
પાનનાં આપ્યાં બીડલાં, તે પર શ્રીફળ ફોફળ સાર. અનિરુદ્ધજીની૦
ચૂવા ચંદન છાટણાં રે, કેસર કુંકુમ સાર;
ભાટ બંદીજન બહુ મળ્યા, તે તો બોલે છે જયજયકાર. અનિરુદ્ધજીની૦
વાજિત્ર વાગે અતિઘણાં ને, માંહીં ભેરીનો નાદ;
ઢોલ દદામા ગડગડે રે, ત્યાં તો સરણાઇએ લીધો વાદ. અનિરુદ્ધજીની૦
અપ્સરા નાચે ઇંદ્રની, માંહીં નારદ તુંબરુ ગાય;
મધુરીશી વેણા વાજતી, એનો આનંદ ઓચ્છવ થાય અનિરુદ્ધજીની૦
સાબેલા સર્વે શોભતા ને, અસવાર થયા વરરાય;
થનમન તેજી નચાવતા રે, એવા સુર નર અતિ હરખાય. અનિરુદ્ધજીની૦
શોણિતપુર પાટણ ભલું રે, ફૂલડે સોહાવી વાટ;
અનિરુદ્ધ વર ઘોડે ચડયા રે, ત્યાં ગોરીએ સોહાવ્યાં હાટ. અનિરુદ્ધજીની૦
ચંચળ ચાલે ચાલતી ને, રંગે રાતે વાન;
મખિયરડે મોતી જડયાં રે, ઘોડીનું પંચકલ્યાણી નામ અનિરુદ્ધજીની૦
પલાણ પરવાળાં તણાં ને, નંગ પીરોજાં સાર;
રતન-જડિત બે પિંગડાં રે, તેની ઝગમગ જ્યોત અપાર. અનિરુદ્ધજીની૦
ઘાટ તે પહેર્યા શોભતા ને, રામણ દીવો હાથ;
મોડ બાંધ્યો રાણી રુક્મિણી રે, જેને કૃષ્ણ સરખા નાથ. અનિરુદ્ધજીની૦

છત્ર ચામર ને વાવટા રે, દીવાનો નહિ પાર,
પૂઠે તે આવે જાનરડી રે, તે તો મગલ ગાતી નાર. અનિરુદ્ધજીની૦
વર વહેના થઈ તોરણ ચડયા રે, સાળો છાંટે નીર
તેને મનવાંછિત આપ્યુ રે, પછે બાજઠે ઊભા વીર અનિરુદ્ધજીની૦
સાસુ આવી સજ્જ થઈ રે, પહોતી મનની આશ,
ઓખાને અનિરુદ્ધ પરણશે રે, ગુણ ગાય પ્રેમાનદદાસ અનિરુદ્ધજીની૦

## કડવું ૪૪ મુ

### રાગ ત્રિતાલી ચોપાઇ

અનિરુદ્ધ ત્યાં મડપે આવ્યા, બાણાસુરને મન ઘણુ ભાવ્યા
મુખથી બોલ્યા અમૃત વાણી, પૂખે પારવતી પટરાણી.
ધૂશળ મુશળ રવઈને ત્રાક, પૂખી તાણ્યુ જ્યાવરનું નાક.

### બિભાસ

ધૂશળે મા પૂખીશ ઉમયા, ધૂશળે વૃષભનું જોતરુ રે,
મુશળે મા પૂખીશ ઉમયા, મૂશળે અમૃત ખાંડણ રે. ૧
રવાઇએ મા પૂખીશ ઉમયા, રવાઇએ મહીંનું વલોવણું રે,
તરાકે મા પૂખીશ ઉમયા, તરાક એ વિશ્વનું ઢાંકણુ રે. ૨
સરૈયે મા પૂખીશ ઉમયા, સરૈયા વૃષભનું ચારણું રે,
છડી પીંડીએ મા પૂખીશ ઉમયા, છડી પીંડીએ ઉંદરવો ખણુ રે. ૩

### રાગ ત્રિતાલી ચોપાઈ

કોરી નાખી છે બડી પિંડી, ઉમયા હરખે હરખે હીંડી;
ગજે ધાટ ધાલીને તાણ્યા, જ્યાવરને માયરામા આણ્યા. ૧
આડા અનરપટ ધરાય, હરતે હસ્તમેલાપક થાય,
જોશી કહે છે સાવધાન, ગર્ગાચાર્યને દે અતિ માન. ૨
સહુ મળી ત્યાં મગળ ગાય, એવા આનંદ ઓચ્છવ થાય,
આવી બેઠા મોટા રાજાન, બાણાસુર તે દે ઘણું માન ૩

**વળણ**

કોડ પહોતા મન તણા, અમે આપ્યાં પાન રે; ૪
વર વહુ આવ્યાં ચોરીએ, દે બાણ કન્યાદાન રે.

## કડવું ૪૫ મું

### રાગ ધન્યાશ્રી

સુર અસુર તો આવી મળ્યા, મનમાં તે આનંદભર;
બાણરાય ને પ્રદ્યુમન, કરવા બેઠા મધુપર્ક. ૧
હરિ હર સભામાં બેઠા, સુર તે તેત્રીસ ક્રોડ;
અવર રાણા ને રાયજી, સરખા તે સરખી જોડ. ૨
વાજિંત્ર વાગે અતિ ઘણાં ને, બંદીજન કહે શુભ કૃત્ય.
રાગ રંગ થૈકાર થાય છે, કરે અપ્સરા નૃત્ય; ૩
શુક્રાચાર્ય કહે બાણરાયને, દ્યોને કન્યાદાન;
આ દિવસ નહિ આવે ફરી, સાંનિધ્ય શ્રીભગવાન. ૪
બાણરાય કહે, શીઘ્ર મંગાવું. જે જોઇએ તે આજ;
કન્યાદાન દઉં કોડથી, અનિરુદ્ધને શ્રીમહારાજ. ૫
જળપાત્ર કુંકુમ દધિ દૂર્વા, શ્રીફળ ફોફળ જેહ,
કનકપાત્ર કર ગ્રહીને, રાણીજી લાવ્યાં તેહ. ૬
વેદમંત્ર-ઉચ્ચારથી, કરે પૂજા તતખેવ;
પૂજાપો વિવિધ ચડાવે, ભણીને ઋષિ દેવ. ૭
કર અંજલિ લઇને, પછે બોલિયો રાય બાણ;
કન્યાદાન લ્યો અનિરુદ્ધજી, જોડું છું બે પાણ. ૮
અનિરુદ્ધ કર આગળ કરે, મનમાં અતિ ઉલ્લાસ;
ઓખા અનિરુદ્ધ રાજી થયાં, કીધું નેત્રમાં હાસ્ય. ૯
સુતાનો સંકલ્પ કરીને, હરખ્યો રાય બાણ;
તે દાનની દક્ષિણા પછી, આપિયાં કોટિક દાન. ૧૦

ગજ અશ્વ ને ભૂમિ દાસી, કનકપાત્ર અનેક;
શુકદેવ કહે પરીક્ષિતને, કહેતાં ન આવે છેક. ૧૧

## કડવું ૪૬ મું

### રાગ ત્રિતાલી ચોપાઇ

મંગળ ફેરા ત્યારે ફરાય, મળી માતુની મંગળ ગાય;
હર્ષ ધરે બાણ મનમાંય, સાનિધ્ય શ્રીવૈકુંઠરાય. ૧
પહેલે મંગળે ત્યાં સાર, આપ્યા રથ સહિત તોખાર;
બીજે ધેનુ આપી અપાર, ત્રીજે કુંજર કેરી હાર. ૨
ચોથે કૂંચી સહિત ભંડાર, આપી કીધો છે નમસ્કાર;
બાણાસુર બોલ્યો મુખ વાણ, સંપુટ કરી બે પાણ; ૩
હું તો સેવીશ તમારાં ચરણ, શુદ્ધ રાખજો અંતઃકરણ;
એમ રાયે કન્યાદાન દીધું, વિવાહ-કર્મ સંપૂર્ણ કીધું,
હરિનો કોઇ ન જાણે પાર, બંન્યો કીધાં સ્ત્રી ભરતાર. ૪

### વળણ

કારજ પૂરણ, મંગળ વરત્યાં, જોવા મળ્યો સંસાર રે;
ચોરીમાં દંપતી બંન્યો, આરોગે કંસાર રે. ૫

## કડવું ૪૭ મું

### રાગ બિભાસ

કંસાર જમો જમો, રે જમાઇ, તારી રૂડી દીસે કમાઈ;
છોરા, તું તો કાળો ન કળિયો, છોરા, તું તો શી ગોમાથી સળિયો. ૧
છોરા, તું તો નખ જેવડો નાનો, કેમ આવ્યો છૈયા છાનો;
મારી ભોળી ઓખા બહેન, તારાં ચોર તણાં છે ચેન. ૨
મારી કન્યા ન જાણે કાંઇ, તેને કપટે કીધું તેં સાંઇ;
છૈયા, છત્રપતિએ ઝાલ્યો, કેવો કારાગૃહમાં ઘાલ્યો. ૩

તારા બાપનો બાપ તેડાવ્યો, તેણે પગે લાગીને છોડાવ્યો;
તારી કમળા માતા છે ધાડી, તુને નવ દેખાડે ઘીની વહાડી. ૪
તારો પિતા જે છે કામ, તેનું ચંચળ ચિત્ત, નહિ ઠામ;
શ્યામ રામે શું લડાવ્યાં લાડ, જેણે ખાધું અન્ન-બરવાડ. ૫
અમને દાનવને માનવ જોતાં ખામી, નીચ વરે ઊંચ કન્યા પામી;
તારો વંશ તો ભર્યો કામ, તેણે લજાવ્યું બાણાસુરનું નામ. ૬
કયાંથી પેઠો તું ખંખોળી, તેં તો છેતરી ઓખા ભોળી;
તારાં પુણ્ય તણો નહિ પાર, રાજપુત્રી પામ્યો પીંડાર. ૭
રૂડી વહુ પામ્યો તું રાય, એક વાર અમ આગળ નાચ;
એમ રામા કરે બહુ રીત, અન્યોઅન્ય ગાય છે ગીત. ૮
વળતી દેવકન્યા ગાય વરણી, તે તો કેશવની જાનરણી;
તમે લાંબી શું લૂલી હલાવો, રૂપે ભૂંડણ સરખી ભાવો. ૯
અમારો અનિરુદ્ધ તીખો મરી, એ તો સ્વપ્નામાં ગયો વરી;
કન્યાને મન એ વર ભાવ્યો, તેણે આદર દઇને તેડાવ્યો. ૧૦
વર વહુ એકઠાં મળિયાં, બાણાસુરનાં તે હૈડાં દળિયાં;
તેણે કીધો એ ઉપર કોપ, બાંધ્યાં કવચ ને વળી ટોપ. ૧૧
શું થયું સિંહસુતને સહાયા, હરિ હળધર કેવા ધાયા;
અમારા શ્યામ રામ જ્યારે રૂઠા, ત્યારે વેવાઈ કીધા ઠૂંઠા. ૧૨
રણમાં રઝળ્યા રાણાના અંગૂઠા, છોડી આપીને જીવતા છૂટયા;
ગોં મારીને કન્યા લીધી, ઘર વસાવવા વહુઅર કીધી. ૧૩
એમ ગીત ગાય છે વરણી, વર કન્યા તે ઊડર્યાં પરણી;
ઋષિ સહસ્ર અઠયાશી ધીશ, દે છે વધૂ વરને આશીશ. ૧૪
બ્રાહ્મણ ઉચિત પામ્યા દાન, સહુને સંતોષે ભગવાન;
અતિ આનંદ ઓચ્છવ થાય, નારી ગીત અનુપમ ગાય. ૧૫

વલણ

ઘર વસાવવા વહુઅર કીધી, ઘેર જાશું આનંદ રે;
પરસ્પર વિનોદની વારતા, કહે ભટ પ્રેમાનંદ રે. ૧૬

## કડવું ૪૮ મું

### રાગ સામેરી

સાંભળો પરીક્ષિત રાય જી, કંસાર પૂરો થાળી માંય જી;
ઘૃત ખાંડ નાખી લાવી જી, રાણી માયરા મધ્યે આવી જી. ૧

### ઢાળ

કંસાર રીતે ને પરમ પ્રીતે, આરોગે નર નાર;
સ્વજન નરખે ને મન હરખે, ઊલટ અંગ અપાર. ૨
જાદવ સઘળા જાનૈયા, માનિયા જેમ દેવ;
તેલમર્દન અંગમંજન, કરે છે સેવક સેવ. ૩
ખાન પાન ભક્ષ ભોજન, નાનાવિધ પકવાન;
જાનને ઘણું માન દીધું, રીઝવ્યા ભગવાન. ૪
ઘૂઘરા ઘમકે, ઢોલ ઢમકે, થાય છે સંગીત માન;
અપ્સરા નાચે ને રાય રાચે, જાચક પામે દાન. ૫
હાથા તોરણ બારણે, કેસર અંગ ઢોળાય;
ભાતભાતના સુગંધાદિક, અંગ લેપન થાય; ૬
મંડપ શોભા મહામનોહર, વિવિધ પેરનાં કામ;
કહે કવિ, ત્યાં શું વખાણું, દીઠે પહોંચે હામ. ૭
શ્રીકૃષ્ણ શિવ સભા મધ્ય બેઠા, જાદવ છપ્પન ક્રોડ;
અનિરુદ્ધ ઓખા બિરાજતાં, જાણે માલતી ચંપક છોડ. ૮
શ્રીકૃષ્ણ જાદવ વદે વાણી, સાંભળો બાણરાય;
પહેરામણી પ્રદ્યુમ્નને કરી, જાન કરો વિદાય. ૯
વિદાય આપો રાય અમને, થાય છે બહુ દિન;
બાણાસુર કહે, વેગે કરીને, આજ્ઞા દેશું સ્વામિન. ૧૦
ચરણરેણુ હું તમારો, મારો શો અધિકાર;
જે જોઈએ તે લખાવો, હું આપી કરું નમસ્કાર. ૧૧

## કડવું ૪૯ મું

### રાગ ધન્યાશ્રી

સાત્યકિ કહે છે, લખો કાગળમાં, એક લાખ માતંગ; રાયજી.
સાજસંગાથે પાણીપંથા, પંચ લાખ તુરંગ; રાયજી.
રથ પટકુળ પામરી સુરભિ, ધરે જે રોકારોક; રાયજી.
મન ઇચ્છ્યું અમે માગીને લીજે, ન રહે મનમાં શોક; રાયજી.
છપ્પન ક્રોડ જાદવને કાજે, આયુધ સહિત શણગાર; રાયજી.
જાદવજુવતી જે કોઇ ઘેર છે, તેને પટકુળ સાર; રાયજી.
દેવકી રુક્‌મિણી રોહિણી રેવતીને, આપો સોળ શણગાર; રાયજી.
સુભદ્રાને ચીર પાંચ-વરણું, વળી સોળે શણગાર; રાયજી.
અનેક ગામ ને દેશ જ આપો, તો હાથ ધરે શ્રીરામ; રાયજી.
લક્ષ ગામ ચાર દેશ આપીને, કરો પ્રભુને પ્રણામ; રાયજી.
રોક જોઇએ તો સોનું રૂપું, બળીભદ્રને પૂછો તેહ; રાયજી.
પ્રદ્યુમ્ન વહેવાઇ તમારો, મનગમતી વસ્તુ જેહ; રાયજી.
ઘણું અમે શું લખાવીએ રાણા, સગપણ સાધ્યાં હાડ; રાયજી.
જમાઇ જે માગે તે આપો, તેમાં અમને શો પાડ; રાયજી.
ભૂરસી દક્ષિણા બ્રાહ્મણને આપો, તેનો અહીં શો આંક; રાયજી.
જન જાચકને સહુ કોઇ આપે, જે હોય દરિદ્રી રાંક; રાયજી.
રીતભાત સાત્યકિએ લખાવી, તે સર્વે આપી બાણરાય; રાયજી.
કર જોડીને ઊભો સન્મુખ, શ્રીકૃષ્ણને નમ્યો પાય; રાયજી.

### વલણ

પાય નમ્યો પરિબ્રહ્મને, આનંદ અંગ ન માય રે;
છપ્પન ક્રોડને પહેરામણી કરી, પૂજ્યા ત્રિભુવનરાય રે.
ત્રિભુવનપતિ સંતોષિયા, આપ્યાં વસ્ત્ર વાહન રે;
પુત્રી આપી પાયે લાગ્યો, કીધી સ્તુતિ સ્તવન રે.

## કડવું ૫૦ મું

### રાગ ધન્યાશ્રી

પુત્રી પધારો રે, સૌભાગ્ય સાસરે, ભાગ્ય તમારું રે, તુલના કુણ કરે;
અમે અપરાધી બહુ, અવગુણ ભરર્યાં, પુત્રી, તમનેરે અતિ દુખિયાં કરર્યાં.

### રાગ બિહાગની

દુઃખ પામી દીકરી તે, મરણ લગી કેમ વીસરે;
માતા પિતા વેરી થયાં તારાં, મનની ખટપટ કેમ નીસરે. ૨
બાઇ, બાપે તુંને બંધનમાં રાખી, દુઃખ વેઠ્યું બહુ, દીકરી;
મોટું ઘર કુળ પામી તે તો, તું તારે ભાગ્યે ઠરી. ૩
ઉગ્ર પુણ્યે ઓખાબાઇ તમો, પામ્યાં અનિરુદ્ધ નાથને;
તે સુખ આગળ દુઃખ વિસાર્યું, જોખમ બાણના હાથને. ૪
શિક્ષા દઉં તને, દીકરી, મારી તારી લાજ વધારજે;
જો પ્રીતે પિયુ આજ્ઞા આપે, તો પિયર ભણી પધારજે. ૫
ઉગ્રસેન હળધર પ્રદ્યુમન, વાસુદેવ ત્રિભુવનધણી;
શ્વશુર પક્ષમાં સર્વ કુટુંબની, સેવા ભક્તિ કરજો ઘણી. ૬
રુકમિણી જાંબુવતી ને ભદ્રા, સત્યભામા સત્યા સુંદરી,
લક્ષ્મણા કાલિંદી વૃંદા, અષ્ટ પટરાણી ખરી. ૭
રતિ રંભાવતી દેવકી, માયાવતી સતી રેવતી:
રખે દીકરી આળસ કરતી, તું ચરણ તેનાં સેવતી. ૮
રૂડી ભૂંડી વાત સાંભળી હોય, કોઇ આગળ નવ ચડેરીએ;
ઉઘાડા કેશ ન મૂકીએ, ઘણું ઝીણું વસ્ત્ર ન પહેરીએ. ૯
કામ ઘરનાં બતાવ્યાં કરીએ, ન કરીએ કાંઇ અરુંપરું;
પૂછ્યા પૂંઠે સૂક્ષ્મ સાદે, બોલીએ જઇને ખરું. ૧૦
પાત્ર પગે નવ ઠેલીએ, ક્ષમા રાખીએ બહુ ઉદરે.
આઘું ઓઢી ચાલીએ, રાખીએ દૃષ્ટિ ભૂમિ-પરે. ૧૧
સંતાપ સાસરે ન કીજીએ, પિયરને ન વખાણીએ;
લક્ષ દુઃખ હોય સાસરે, પણ સ્વામીને ન જણાવીએ. ૧૨

દાસી માણસનો સંગ ન કીજે, નીચને મળ્યે માઠું સહી;
સાસુ રીસ કરે ઘણી, પણ સામો બોલ કરીએ નહિ. ૧૩
સાસુ નણંદાને જેઠાણીની, સેવા ભક્તિ કરજો ઘણી;
પંર-ઘેર નિત્ય જઇએ નહિ, ગયે હલકાઇ થાયે આપણી. ૧૪
મોટે સ્વરે હસીએ નહિ, કોઇ સાથે તાળી નવ દીજીએ;
ઊભાં રહી ઉઘાડા માથે, પુત્રી, પાણી ન પીજીએ. ૧૫
ભરથાર પહેલું જમીએ નહિ, બાઇ, ઉચ્છિષ્ટ જમીએ નાથનું;
તુંકારીએ નહિ સેવક આદે, મન રાખીએ સર્વ સાથનું. ૧૬
માત' પિતા ને ભ્રાત ભગિની, પિયર-સુખ ન સંભારીએ;
આવો બેસો જીજી કહીને, કુળની લાજ વધારીએ. ૧૭
સહુને ગમતું બોલીએ, બાઇ, અહંકાર કરીએ નહિ;
હસતું વદન નિત્ય રાખીએ, સુખ દુઃખ સમાન ગણીએ સહી. ૧૮
દિવસે ન સૂઇએ, દીકરી, બહેન, વચન પિયુનું પાળીએ;
સાસુજી જ્યારે સાદ કરે, ત્યારે જીજી કરી ઉત્તર આલીએ. ૧૯
શ્વશુર જેહની લાજ કીજે, ન બોલીએ ઊંચે સ્વરે;
એમ ઘણી શિક્ષા દઇ માતા, પુત્રીને વિદાય કરે. ૨૦

### વલણ

વિદાય કરે પુત્રીને, ધન વસ્ત્ર દઇ અપાર રે;
માત પિતા વળાવવા આવ્યાં, સાથે કુટુંબ પરિવાર રે. ૨૧

## કડવું ૫૨ મું

### રાગ ધન્યાશ્રી

બાણાસુર મળી ઘેર જાય રે, સહુ સુવાસણ ગીત ગાય રે;
અનિરુદ્ધ પામ્યો શુભ કન્યાય રે, ત્યાં જાદવ હસતા જાય રે. ૧
સાહેલી મળી સહુ ટોળે રે, અન્યોઅન્ય મળીને બોલે રે;
પછે ગીત ગાય છે વરણી રે, ઓખાને લઇ જાય છે પરણી રે. ૨

**રાગ ફટાણાંની ચાલ**

આવ્યો આવ્યો દ્વારકાંનો ચોર, એના વડપિતાએ ચાર્યાં ઢોર,
લાખેણી લાડી લઇ ગયો રે. ટેક
એનું શું કરીએ વખાણ, એણે જીત્યો તે રાય બાણ, લાખેણી॰
આવ્યો આવ્યો કામકુમાર, જદુકુલનો એ શૃંગાર, લાખેણી॰
આવ્યો આવ્યો નંદતણો ગોવાળ, એ તો મામા કંસનો કાળ, લાખેણી॰
આવ્યો આવ્યો હળધર કેરો વીર, ગાયો ચારી તે જમનાતીર, લાખેણી॰
આવ્યો ગોપીઓનો માખણચોર, એ તો નાગર નંદકિશોર, લાખેણી॰
એની મધુરી છે બહુ વાણી, એનો વડપિતા મહીનો દાણી, લાખેણી॰
એને મન આનંદ બહુ થાય, સખી ઓખાને લઈ જાય, લાખેણી॰
એમ સહિયરો ગાએ ગીત, મન આણીને બહુ પ્રીત, લાખેણી॰
તિહાં આનંદ સહુને થાય, ભટ પ્રેમાનંદ જશ ગાય, લાખેણી॰

**રાગ કેદારો**

ઓખાબાઇ ચાલ્યાં ચાલણહાર, સાથ મૂકયો સહિયર તણો રે;
મૂકયાં માતપિતા પરિવાર, સાથ લીધો જાદવ તણો રે. ૧
ઓખાબાઇએ ભરિયાં નયણે નીર, મનમાં આનંદ અતિ ઘણો રે;
ચિત્રલેહા આવી દેવા ધીર, મિલાપ કરી ઓખા તણો રે. ૨
બંન્યો ભેટયાં હૈડાં સાથ, મનમાં આનંદ પામ્યાં રે;
ભલે પામી તું અનિરુદ્ધ નાથ, દુઃખ તે સઘળાં વામ્યાં રે. ૩
આપણ રમતાં સહિયર સાથ, સુખમાં તે બહુ મહાલતાં રે;
હવે લીધો બાઇ જાદવ-સાથ, અમને મૂકી થયાં ચાલતાં રે. ૪
મોટું ઘર પામી સહિયર તું, રાજી હું મનમાં થઇ રે;
સુખમાં તારે બાકી શું, પીડા તુજ મન તણી ગઈ રે. ૫
બહેની, ડાહ્યાં થાજો આપ, માયા મનમાં રાખજો રે;
ઓલ્યું ચાલ્યું કરજો માફ, વહેલાં તે દર્શન દાખજો રે. ૬
ત્યારે કહે છે ઓખાબાઇ, ચિત્રલેહાને પાયે પડી રે;
બહેની, તુજ સાચી સગાઇ, સહુ સહિયરમાં તું વડી રે. ૭

બાઇ, તેં ઝાલ્યો મારો હાથ, રક્ષા કીધી મુજ તણી રે;
મેળવી આપ્યો તે અનિરુદ્ધ નાથ, દયા આણી તેં ઘણી રે. ૮
જ્યારે જપતી પતિ મનની માંહીં, વ્યાકુળ બહેની હું થતી રે;
સુબોધ કરતી મુજને ત્યાંહીં, સમજ મુજમાં ન હતી રે. ૯
અનેક ગુણ છે તારા, બહેન, તે મુજને નહિ વીસરે રે;
તુજ વિના મુજને નહિ ચેન, હેતે મુજ હૈયું ઠરે રે. ૧૦
બાઈ, તુજને કહું આપોઆપ, સહિયર, કો દિન આવશું રે;
અપરાધ મારો કરજો માફ, કુશળતા તમને કહાવશું રે. ૧૧
એમ કહી ભરતી નયણે નીર, ચિત્રલેહા છાની રાખતી રે;
બહેની, ભીંજે તાગ ચીર, હૈડા સાથે ચાંપતી રે. ૧૨
એટલે આવી ઓખાની માત, નયણે નીરધારા વહે રે,
પુત્રી, મારી સાંભળ વાત, મુજ શિખામણ મન લહે રે. ૧૩
તુજને કહેતી ગુજની વાત, દૂર પધારશો દીકરી રે;
હવે મુજને કોણ કરશે શાંત, કોને જોઇને રહું ઠરી રે? ૧૪
બહેની, મધુરી બોલતી વાણ, તે મુજને બહુ સાભરે રે;
વહાલી, તું તો મારા પ્રાણ, વિસારી નહિ વીસરે રે. ૧૫
બહેની, રૂડાં તારાં ભાગ્ય, દિપાવ્યો જાદવ સાથને રે;
પુત્રી, રહેજો અખંડ સૌભાગ્ય, પામ્યા અનિરુદ્ધ નાથને રે. ૧૬
એમ દીધો ત્યાં આશીર્વાદ, મહિયર વહેલાં આવજો રે;
સેવો પવિત્ર સાસુના પાદ, દુઃખ હોય દોહ્યલાં કહાવજો રે. ૧૭
ઓખાબાઇ, રહેજો દ્વારિકામાંહીં, ત્યાં અમને સંભારજો રે;
'ગોમતી નહાજો જઇને ત્યાંહીં', ત્રણે પક્ષને તારજો રે. ૧૮
એમ કહી દૂર રહી ત્યાં માત, નીરખે છે નયણાં ભરી રે;
એટલે આવ્યો સહિયર-સાથ, મળવા તૈયારી કરી રે. ૧૯
સાસરે જાઓ છો તમે, બહેન, ગમશે નહિ અમને કંઈ રે;
તુજ વિના નહિ અમને ચેન, સખી, તું સમી કો નહિ રે. ૨૦

બહેની, રમતાં આપણ સાથ, સહિયર ટોળે સહુ મળી રે;
હવે પામ્યાં અનિરુદ્ધ નાથ, પાછાં પિયર આવજો વળી રે. ૨૧
બહેની, તું મા આંસુ પાડ, છાની રહેને તું જરી રે;
એટલે ત્યાં આવ્યો કોભાંડ, બહેની, વાત કહું ખરી રેઃ ૨૨
અદકી ઓછી કહી હોય વાત, તે મનમાં નવ રાખજો રે;
ક્ષમા કરજો, મારી માત, વહેલાં મુખડું દાખજો રે. ૨૩
એમ સર્વે મળી ભેટયાં ત્યાંહેં, માતપિતા સહિયર સહુ રે,
વાત કરે છે માંહોમાંહેં, મનમાં આનંદ છે બહુ રે. ૨૪

### વલણ

ઓખાને સંતોષિયાં, ન્યૂન ન રાખી કાંય રે;
જાનીવાસે ગોત્રજ આગળ, દોરડો કેમ છોડાય રે.

## કડવું પરમું

### રાગ ધોળ મંગળ

બ્રહ્માએ વાળી ગાંઠ, છબીલી, દોરડો નવ છૂટે;
તારો મહાદેવ બાપ તેડાવ, હો લાડી, દોરડો નવ છૂટે. ૧
તારી પાર્વતી માત તેડાવ, હો લાડી, દોરડો નવ છૂટે;
તારો ગણપતિ ભ્રાત તેડાવ, છબીલી, દોરડો નવ છૂટે. ૨
તારો બાણાસુર બાપ તેડાવ, હો લાડી, દોરડો નવ છૂટે;
તારી બાણમતી માત તેડાવ, છબીલી, દોરડો નવ છૂટે. ૩
તારો કોભાંડ કાકો તેડાવ, હો લાડી, દોરડો નવ છૂટે;
સગાં સર્વેને વેગે કહાવ, છબીલી, દોરડો નવ છૂટે. ૪
હવે કન્યાની જાનરડી થાય, હો લાડા, દોરડો નવ છૂટે;
ત્યાં તો આનંદ ઓચ્છવ થાય, છબીલા, દોરડો નવ છૂટે. ૫
બ્રહ્માએ વાળી ગાંઠ, હો લાડા, દોરડો નવ છૂટે;
તારો શ્રીકૃષ્ણ વડવો તેડાવ, છબીલા, દોરડો નવ છૂટે. ૬

તારો પ્રદ્યુમ્ન બાપ તેડાવ, હો લાડા, દોરડો નવ છૂટે;
તારો હળધર કાકો તેડાવ, છબીલા, દોરડો નવ છૂટે. ૭
તારી રતિ માત તેડાવ, હો લાડા, દોરડો નવ છૂટે;
તારી ગોવાળ-મંડળીને કહાવ, છબીલા, દોરડો નવ છૂટે. ૮

### વલણ

એમ રીતભાત ત્યાં કરી, ગોત્રજને લાગ્યાં પાય રે;
ગોર આશીશ દે ઘણી, બાણાસુરની કીધી રક્ષાય રે. ૯

## કડવું ૫૩ મું

### રાગ સિંધુરો

પવિત્ર કીધું અસુર-કુલ જે, વહેવાઈ વિશ્વંભર થયા;
પુણ્ય મારાં પૂર્વ જન્મનાં, પ્રભુજીએ કીધી દયા. ૧
પ્રહ્લાદ-અર્થે નૃસિંહ હવા ને, હિરણ્યકશિપુ ઉદ્ધારિયો;
બલિ કારણ વામન હવા, મારા ભુજનો ભાર ઉતારિયો. ૨
હિરણ્યાક્ષ માટે વરાહ હવા, એમ બાણે વાણી ઓચરી;
સર્વેપે મુને ઘણી કૃપા જે, અનિરુદ્ધે ઓખા વરી. ૩
અપરાધ મારો ક્ષમા કરીએ, હરિ, તમ સામો હું વઢયો;
એવું કહીને રાય બાણાસુર, કૃષ્ણને પાગે પડયો. ૪
બેહો કીધો કર ગ્રહી, શ્રીકૃષ્ણે વખાણ્યો બહુ;
જદુકુલ દિપાવ્યું અમારું જે, તમ પુત્રી થયાં વહુ. ૫
અન્યોન્યે માન દીધું, જાદવ સહુ તત્પર થાય;
સાસરે વળાવી ઓખાને તે વારે, માતા દે શિક્ષાય. ૬
પુત્રી, પિયરને દિપાવજો, જો પામ્યાં મોટું સાસરું;
જરા ટમાજો, દીકરી, ડહાપણ જરા રાખો ખરું. ૭
એમ કહી ઓખા વળાવ્યાં, ભેટયાં પુત્રી માય;
જાન વળાવી વળ્યો પાછો, આનંદે બાણરાય. ૮

કૈલાસ ગયા ગિરિજાપતિ, કૃષ્ણ પધાર્યા દ્વારામતી;
ઓખા અનિરુદ્ધ ઘેર આવ્યાં, ભેટ્યાં રુક્મિણી રેવતી. ૯
ઉત્તમ કથા ભાગવત તણી, સાંભળતાં સુખકારી;
પાપ સઘળાં પ્રલય થાયે, પરમપદ પામે ભારી. ૧૦
વ્યાધિ ને સપ્ત જ્વર સમે, જો સાંભળે સ્નેહે કરી,
સુખ સંપત્તિ પરિવાર વાધે, મનકામના પૂરે હરિ. ૧૧
શ્રીરામચંદ્ર-પ્રતાપથી પદબંધ કથા હવી;
કાલાવાલા માની લેજો, જથારથ કહે કવિ. ૧૨
વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ;
ચતુર્વેશી જ્ઞાતિ બ્રાહ્મણ, કૃષ્ણસુત પ્રેમાનંદ નામ. ૧૩

## વલણ

નામ નારાયણ તણું, ભાંગે ભવજંજાળ રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ભજો શ્રીગોપાળ રે.

श्रीगणेशाय नमः

# अथ ओखाहरण नाकरकृत लिख्यते

## કડવું ૧ લું

### રાગ ગોડી

પ્રથમ ગણાધિપત્ય દેવ ગાઇએ,
જેથી શરણુ આનંદ મંગલ હોત;
અષ્ટસિદ્ધ નવનિધિ પાઇએ,
તીન લોકમિ જ્યાહિકિ સેવા;
પંચામૃત પુષ્પ ચઢાઇએ,
રવિદાસ પર કૃપા કીજે;
તુમ ઇચ્છા હો તે પાઇએ.

**ઢાળ**

સ્વામી પ્રથમે લંબોદર કરું પ્રણામ,
માગું સિદ્ધ બુદ્ધ શારદાય; ૧
સ્વામી સિંદૂરે કરું શણગાર,
મોદક આહાર તુનિ ચરચીએ; ૨

**ઢાળ**

મોદિક આહાર તુનિ ચરચીએ, મનવાંછિત તે આપ્ય,
સેવક તાહારો સાધુ છું, સ્થાનક રિયર કરીને થાપ્ય; ૩
ગૌરીનંદન વિશ્વવંદન ભીડભંજન દેવ,
તેત્રીસ કોટીમાં સર્વ સુરનર કરે તારી સેવ. ૪

× × × ×

સિદ્ધ બુદ્ધ નારી ગુણભંડારી લક્ષલાભ બેટા જેહ,
મનકામના પુત્રવધૂ કહીએ સકલ ગુણમાં તેહ; ૫

રિદ્ધ સિદ્ધ જેહની કુંવરી આનંદરૂપ અપાર,
ક્ષેમ કલ્યાણ જમાઇ ભણીએ ગણપતિનો પરિવાર; ૬
સ્મરણમાત્રે સકલ સિદ્ધિ આપે પારવતી જેહની માત,
સ્વામી કાર્તિક ભ્રાત જેહના, મહેશ કહીએ તાત; ૭

ઊથલો

મહેશ જેનો તાત સ્વામી પૂરે મનોરથ મન તણા,
પ્રથમ લંબોદર વર્ણવું પછી ગાઉં ગુણ તેહ તણા.

કડવું ૨ જું

રાગ મારુ

સ્વામી એ વેદવ્યાસ તણો સુત જેહ રે,
તેહ પ્રતિ પરીક્ષિતે પૂછિયું રે.

ઢાળ

પરીક્ષિત રાયે એમ પૂછિયું તમે સાંભળો વ્યાસતન,
પૂરણ સિદ્ધ કેમ પ્રીછવ્યા ? તે પ્રેમ આણી મન; ૧
આ શંકા મને નીપજી તે પૂછવા મન થાય,
વિસ્તારીને વર્ણવો શુકદેવજી કથાય; ૨
બાણાસુર જે મહાબળિયો સહસ્ત્ર ભુજ શા માટે ?
ઓખા અનિરુદ્ધ કેમ પરણિયાં તે વાત ધારો ઘાટે; ૩
કોણે કર ત્યાં આપિયા ને કોણે છેદ્યા પાણિ ?
એ યુદ્ધ એણીપેર કયમ હવું તે વિસ્તારી કહો વાણી; ૪
શુકદેવ વળતા બોલિયા સાંભળ પરીક્ષિત મન,
તેં પ્રશ્ન ઉત્તમ પૂછિયો, તારી બુદ્ધિને ધન્ય ધન્ય; ૫
તે કથા તુજને સંભળાવું, સાંભળ પરીક્ષિત રાય,
વિસ્તારીને વર્ણવું જેમ સંદેહ મનનો જાય; ૬

શ્રીભાગવતમાં દશમ સ્કધે કથા ઉત્તમ જેહ,
સાભળતાં દુકિત હરે હરિવશ કેરી તે તેહ; ૭
હરિવશ કેરી કથા સુણતાં તૃતીય જ્વર ત્યાંહા જાય,
તે માટે એ કથા ઉત્તમ ઉખાનો મહિમાય; ૮

આદ્ય બ્રહ્મા સ્રષ્ટા કર્તા, મરીચ્ય તેહના તન,
મરીચના કશ્યપ ઋષિ, તમે સાંભળો રાજન; ૯
કશ્યપનો સુત હિરણ્યકશ્યપ, તેહનો સુત પ્રહ્‌લાદ,
જે કારણ નરસિંહ પ્રગટ્યા સ્મરણતાં દીધો સાદ, ૧૦

વિરોચન સુત તેહનો કહીએ, તેહનો બલિ રાજાન,
તેણે આત્મા સમર્પ્યા પ્રિય ને સંતોષિયા ભગવાન; ૧૧
પુત્ર શત બલિરાયના તે મહાબળ નિદાન,
તે માંહિ પુત્ર વડો કહાવે બાણાસુર જેહનું નામ; ૧૨

તેણે શુક્રાચાર્ય તેડિયા ને પૂછ્યુ લાગી પાય,
અહો ! ગુરુજી, તપ કરવાનો કહોને મહિમાય; ૧૩
ઇચ્છા તે વર કયમ પામીએ, કહોને તેહ પ્રકાર,
જે ઉપાસન કીધા થકી સુખ પામીએ સંસાર, ૧૪

શુક્રાચાર્ય બોલિયા સુણ બાણાસુર જુજુમાન,
સર્વથકી ઉપાસન ઉત્તમ કહ્યું પરમ નિધાન, ૧૫
ગંગાતટ જઈ તપ કરો ને ઉપાસો મહાદેવ,
ભોળો તે નાથ પ્રસન્ન થઈ વર આપશે તતખેવ; ૧૬

વચન એવુ સાભળીને બાણુ મન ઉલ્લાસ,
તપ કરવાને ચાલિયો તે ધરી મન વિશ્વાસ; ૧૭
અસુર વેગે ત્યાં ગયો જ્યાં ગંગા કેરાં તીર,
ચોરાસી આસન વડે તપ કરે, આપ્યું કષ્ટ શરીર; ૧૮

ગ્રીષ્મ ઋતુ પંચાગ્નિ સાધે, આસન પૂરે પાણ,
ચોહોગમ પાવક પરજવલે, ઉપર તપે ત્યાં ભાણ; ૧૯

ઉષ્ણ કાલે એમ ત્યાં રહે, શીતકાલે સેવે વારિ,
અહોરાત્ર જલમાં જઇ બેસે, કિંચિત્ નીસરે બહાર; ૨૦
વૃષાકાલે કાદવમાંહે ઉઘાડે ત્યાંહાં પૃષ્ઠ,
ઉપર જલના ઓઘ વરસે, કાયા કષ્ટે કષ્ટ; ૨૧
એમ વરસ કેટલાં વહી ગયાં ને દેહ દમિયો દુઃખ,
વળી ઊર્ધ્વ ચરણે ઊર્ધ્વ વદને રહે ધૂમ્રભક્ષ; ૨૨
એવે મન આરાધિયું જ્યારે ધરણીધરનું ધ્યાન,
જ્ઞાનદષ્ટે ત્યારે જોવા લાગ્યા શંભુ શ્રીભગવાન; ૨૩
પાર્વતી પ્રત્યે કહ્યું જે સાંભળ સતી, તું વાત,
મારે કાજે તપ કરે છે કો અસુર કેરી જાત; ૨૪
રાજા બલિનો બેટડો બાણાસુર જેનું નામ,
ચાલો જઇને પૂછીએ, ભાઇ, તારે શું છે કામ ? ૨૫
કૈલાસથી શિવજી ઊઠિયા ને પારવતીની સાથ,
વૃષભે ત્યાંહાં વાહન થયા, એક ધજા લીધી હાથ; ૨૬
ભૂષણ તો નિરમાલ્ય તણાં ને ભુજ બાંધિયા ભુજંગ,
વ્યાઘ્રચર્મ જ પહેરિયું, બ્રહ્મકપાલ લીધું સંગ; ૨૭

× × × ×

વેગે વહીને આવિયા શિવ જ્યાંહાં બેઠો છે ભૂપ;

## કડવું ૩ જું

### રાગ કલ્યાણ[1]

આવ્યા આવ્યા ઉમયા સહિત મહાદેવ,
દીઠી દીઠી અસુર તણી અતિ સેવ; ૧
નયને નિમેષ શ્વાસ નહિ દેહ,
દીઠો સહો કાષ્ઠવત્ તેહ; ૨

૧. પક્ષાન્તરે વેરાડી

તેહને લાગી છે શત્રુજીશ તાળી,
તે તો બેઠો છે આસન વાળી; ૩
એવું તપ જોઇ બોલ્યા ત્રિપુરારિ,
તમે સાંભળો, પારવતીજી નારી; ૪
તમે કહો તો એહને વરદાન આપું,
હું તો સત્ય વચન કરી થાપું; ૫
બાણાસુર બોલાવ્યો નવ બોલે,
એને તપ ત્રિભુવન ડોલે; ૬
વળતાં બોલ્યાં પારવતીજી વાણી,
એવા દુષ્ટને ન પાઈએ પાણી. ૭
જ્યમ દૂધ પાઈને ઉછેરવો સાપ,
તેથી પામો આગળ સંતાપ; ૮
પહેલું તમને ભસ્માંગદે દુઃખ દીધું,
વરદાન આપીને કાર્ય એવું કીધું, ૯
વરદાન રાવણને તમે આપ્યાં,
તેણે તો જાનકીનાથ સંતાપ્યા; ૧૦
તે માટે ઘણું ઘણું શું કહીએ,
એવા દુષ્ટની સંગ નવ રહીએ; ૧૧
તમને શી શિખામણ દીજે,
ભોળા શંભુ ' રૂડું' જાણો તે કીજે; ૧૨
જાઓ નારી, પાનીએ બુદ્ધિ તમારી,
વરદાન આપતા ન રાખીએ વારી; ૧૩
એવું કહીને બોલ્યા ભોળા નાથ,
દઇ બાણાસુરને શિર હાથ; ૧૪
ઊઠ ઊઠ પુત્ર, તું તો વર માગ,
તું તો સમાધિ તજીને જાગ; ૧૫

વાણી તે શંભુની સુણી જાગ્યો,
તેણે તો શિવજી કને વર માગ્યો; ૧૬
સ્વામી, સહસ્ર હાથ મુને આપો;
હૂંને પુત્ર કરીને થાપો; ૧૭
હાથ એક એક એવો દીજે,
હસ્તી સહસ્ર તણું બલ કીજે; ૧૮
શિવે 'અસ્તુ' કહીને વર આપ્યો,
તેહને તો પુત્ર કહીને સ્થાપ્યો; ૧૯
વરદાન લઇને દાનવ ઘેર આવ્યો,
તેને નગરલોકે વધાવ્યો; ૨૦
રાજા બેઠો બાણાસુર રાય રે,
તેને ઊલટ અંગ ન માય રે. ૨૧

## કડવું ૪ થું

### રાગ (?)

સભા પૂરીને બેઠો બાણાસુર, સૈન્યનો નહિ પાર જી.
યોદ્ધા સઘળા નયને નીરખ્યા બે ભુજા આકાર જી; ૧
પોતાને ભુજ સહસ્ર શોભિત બળ તણો નહિ પાર જી,
કો સુભટ દૃષ્ટ નવ પડે જે યુદ્ધ કરે અપાર જી; ૨
અંતર અશુને વિલોકતાં ઊપનું દુઃખ અપાર જી,
આ સહસ્ર ભુજ તે શાને આવ્યા વૃક્ષશાખા-ભાર જી, ૩
વળી પાછો આવિયો તે શંભુ કેરે પાસ જી,
આવીને તેણે બાથમાં ઘાલ્યો પરવત ગિરિ કૈલાસ જી; ૪
મને હાથ તે શાને આપ્યા (બલવંત સહસ્ર ભુજ જી.)
કો વીર વઢવા આપીએ સુભટ તે સમો મુજ જી; ૫
અલ્યા, તે તો તારે વણુ કહ્યું મેં ઉપાયો વિશેષ જી,
સહસ્ર ભુજ તારા છેદશે ને મસ્તક રહેશે એક જી; ૬

સ્વામી, તે કયમ જાણીએ ને તેનું શું દર્ષ્ટાંત જી?
હે ધ્વજા; એ ભાંગી પડે ત્યારે જાણે આવ્યો અંત જી; ૭
તે ધ્વજા લઇને આવિયો ને શાવિયો હું આજ જી,
હોય વીર (તો) વઢવા આવશે, ધન્ય ધન્ય મારું રાજ જી; ૮
હવાં હું કોને નહિ માનું, ત્રૈલોકયના પતિ તાત જી,
મારે માથે શંભુ પિતા ને પારવતી છે માત જી; ૯

ઊથલો

પારવતી ત્યાં માત છે મારે, મનમાં આસક્તિ ઘણી.
બાણાસુરને વરદાન આપ્યું, થયો તુષ્ટમાન કૈલાસ-ધણી.

## કડવું ૫ સું

રાગ સોરઠી

માત તાત તે ઉમયા ને ઈશ, બલ વાધ્યુ દૈત્યને શીશ,
શુકદેવજી કહે, સુણ રાય, હાં રે કહું તેહ તણો મહિમાય,

ઢાળ

કહું મહિમા તેહ તણો ને સાંભળ પરીક્ષિત ભૂપ,
એનું શરીર એવું શોભતું જાણે વૃક્ષનું જ સ્વરૂપ, ૧
પતાકા કર માંહિ શોભતી શિવની આપી જેહ,
વન માંહે... ... ... ધ્વજા બાંધી તેહ; ૨
આનંદ પામ્યો અતિ ઘણો ને પુર પોતાને જાય,
વનવાસી યક્ષ સઘળા આવી લાગ્યા પાય; ૩
મહાવન માંહે મલપતો અભિમાન ધરતો મન,
(વનવાસી મીટ માંડી રહ્યા નીરખતાં એનું તન); ૪
આજ પાખે નવ નીરખિયુ તરુ ચરણ ચાલે કોય,
એ ત્યાં નિશ્ચે જાણજો કો રાજા હોય; ૫
એવું વનચર જાણીને તે રહ્યા તેણે સ્થાન,
પછી અસુરપતિ ચાલિયા તે ધરીને અભિમાન; ૬

આપ-બલે કરી ગર્જના તેણે ધ્રૂજ્યા પર્વત પ્રૌઢ,
ધરા સઘળી ધમધમી ને થઇ રહ્યા દિગ્મૂઢ; ૭
એટલે નગર સમીપ આવ્યો, દલ સાહામું જાય,
બાણાસુર પ્રતાપી દેખી યોધ નમિયા પાય; ૮
સેના લઇને સાંચર્યો, તેણે જીત્યા દશ દિક્પાલ,
દૈત્યને સુખ ઊપજે ને દેવને શિર હાલ, ૯
ત્યાંથી સ્વર્ગે સંચર્યો ને જીત્યા સઘળા દેવ;
પાતાલના નાગ જીતિયા ને ઋષિય કરાવે સેવ; ૧૦

દિગ્વિજય કરી નગર આવ્યો, પડો પોકાર્યો વન,
રાયની આજ્ઞા માને નહિ તેનું સર્વ ટળશે ધન; ૧૧
વનસ્પતિ વાછિત ફળે ને મેઘ માગ્યાં નીર,
નદી નિર્મળ પ્રવાહ ચાલે, આજ્ય દધિ મધુ ખીર, ૧૨

મૃત્યુ લોકનાં માનવી તે સદા સુખિયાં જન,
સ્વર્ગવાસી દેવતા તે કષ્ટ પામે મન, ૧૩
એણી પેરે રાજ્ય પુરમા કરે બાણાસુર રાય,
શોણિતપુરમાં દૈત્ય દલની બેઠા છે સભાય; ૧૪

શુકદેવ કહે, પરીક્ષિત સુણો અભિમન્યુ કેરા તન,
દેવ સર્વે એકઠા મળીને વિચાર કીધો મન, ૧૫
ચાલો હિમાચલ જઇ ધ્યાન ધરીએ ને ઉપાસીએ ઈશ,
કદાચિત્ પ્રસન્ન થાયે, શત્રુ ટાળે શીશ; ૧૬
વેગે વહીને આવિયા દેવ હિમાચલની સાંગ,
એકાન્તે એક ચિત્ત ગ્રહીને કષ્ટ કરતા અંગ; ૧૭
ફલ ફૂલ પત્ર તાજ્ય કીધા તજી નિદ્રા તોય,
એટલે ત્યાંહા અંતરિક્ષથી આકાશવાણી હોય; ૧૮
કૈલાસ વિષે એક કન્યા સુંદર ઓખા નામ વિશાળ,
દેવનાને સુખ ઊપજશે ને દૈત્યને શિર કાળ; ૧૯

દેવકન્યા દૈત્યપુત્રી હશે એહ પ્રસંગ,
ગર્વ એહનો ઊતરશે, છેદવાં સઘળાં અંગ; ૨૦
દેવતા આનંદ પામિયા ને થયા મન રળિયાત,
બાણાસુરે વરદાનું નિમિત્તે કરી સઘળે ખ્યાત; ૨૧

## કડવું ૬ ઠું

### રામગ્રી

વળી વળી પૂછે પરીક્ષિત રાય, શુકદેવજી, કહોને કથાય,
દેવકન્યા જેહ કહેવાશે તે દૈત્યપુત્રી ક્યમ થાશે?

### ઢાળ

તે દૈત્યપુત્રી ક્યમ હવી? શુકદેવજી, કહો સત્ય,
મને વિસ્તારીને વર્ણવો ઓખા તણી ઉત્પત્ય; ૧
શુકદેવજી વળતા બોલિયા, તેં ભલી પૂછી વાત,
ઓખાની ઉત્પત્તિ કેરી કહું સઘળી ખ્યાત; ૨
એકવાર ગિરિ કૈલાસથી શિવ ગયા મધુવન જ્યાંહિ,
ઉમયા તે અંગે એકલાં ને વિચાર્યું મન માંહિ; ૩
શિવને ગયે ઘડી બે ચાર થાશે નંદી ભૃંગી સંગ,
સુગંધ તૈલ જલ ઉત્તમ મેલ્યું માર્જન કરવા અંગ. ૪
ત્યારે પાર્વતીએ મન વિચાર્યું, મંદિરમાં નથી કોય,
પુત્ર એક પ્રગટ કરી મેલું દ્વાર-આંગણે જોય; ૫
પછી દક્ષિણ અંગથી મેલ ઉતારી અધડ ઘડિયું રૂપ,
તેહને હાથ પગ ને ઘૂંટણ... હાટક અંગ સ્વરૂપ; ૬
ચતુર્ભુજા ને કાંધ મોટી, મોઢું મરતક રંગ,
કપોલ ગ્રીવા સુંદર શોભે, વિચિત્ર દીસે અંગ; ૭
તેને વામ કરમાં કમળ આપ્યું, બીજે બિહિરખો જાણુ,
ત્રીજે હાથે જલકમંડલુ ને દક્ષિણ કરે બાણુ; ૮

બાજૂબંધ, બિહિરખા બાંધ્યા, કુંડળ ઘાલ્યાં કર્ણ,
તેને કટીએ કટીમેખલા ને ઘૂઘરી બે ચરણ; ૯
તેને સર્પનું ઉપવીત આપ્યું ને ઉર સેવંત્રાં હાર,
તેને મંદિરમાંથી ઉંદર આપ્યો ને આપ્યો મોદિક આહાર; ૧૦

તેનું ધૃત સિંદૂરે અંગ ચરચ્યું ને કાછનું પરિધાન,
પ્રતિહાર કરીને બીછવ્યો, ગણપતિ ધરિયું નામ; ૧૧
એવો કરીને આંગણે મેલ્યો, ઓટલે આસન આપ્યું,
ઉમયાએ અભિષેક કરીને સ્થાનક સ્થિર કરી સ્થાપ્યું; ૧૨

મુખ વચને માત બોલ્યાં, માર્જન કરું છું આ વાર,
કો પુરુષ આવે આંગણે તો રાખે ઊભો બહાર; ૧૩
એકલો બાળક બહાર બેસે; વિમાસ્યું મનમાંહ્ય,
કોઇક પાસે જોડ હોય તો કરે બેઠો વાત; ૧૪

પછી વામ અંગથી મેલ ઉતારીને ઘડયું કન્યા કેરું રૂપ,
હું શોભા તેની વર્ણવું, શુકદેવ કહે, સુણ ભૂપ; ૧૫
તેનું વદન પૂનમચંદ્ર સરખું, નયન નિર્મળ જાણ,
તેની નાસિકા શુકચંચુ સરખી, દશન બીજ પ્રમાણ; ૧૬

તેના અધર રાતા અરુણ ઓપે, કપોલ ઓવા જેહ,
ભુજદંડ ગજસૂંઢ સરખા, કુચ બીજોરાં ફલ તેહ; ૧૭
તેને જંઘા યુગ્મ તે કદલીસ્થંભ, ઉદર ઉજ્જ્વલ અંગ,
તેને ચરણે જાણીએ પદ્મિની, સહી કેસરી કટિ લંક; ૧૮

તેને મસ્તક ગૂંથી રાખડી, કંઠે મોતી કેરો હાર,
અણુવટ પાયે વીછિયા, કટિમેખલાનો શૃંગાર; ૧૯
તેને કર કંકણ મુદ્રિકા, કંઠે પુષ્પ કેરો હાર,
કર્ણે તે બેહુએ ઝાલ ઝળકે, નેપૂરનો ઝમકાર; ૨૦
ચરણ ચોલી પહેરાવિયાં, શિર ઘાટડી પરિધાન,
શુકદેવ કહે, પરીક્ષિત સુણો, તેનું ધર્યું ઓખા નામ; ૨૧

ઢોલડી, ઢીંગલી, પૂતળાં, કોથળી, કુલડી જેહ,
પોંચી, કડાં, દાબડી, વેલણ રમત આપી તેહ; ૨૨
કુંકુમ, ચંદન, ચાંદલા, કાજળ, સિંદૂર સંગ,
તેલ, તાંબૂલ, છડી, નાડાં કરી પૂજા અંગ; ૨૩

ઊથલો

કરી પૂજા અંગ સોહે, કુંવરી કન્યા જેહ,
શુકદેવ કહે, પરીક્ષિત સુણો, એમ ઉષા પ્રગટી તેહ. ૨૪

## કડવું ૫ મું

### રાગ રામગ્રી

વળી પૂછિયું પરીક્ષિત રાય, શુકદેવજી, કહોને કથાય,
જે ઉમયા-અંગથી ઊપની જેહ, દૈત્યપુત્રી તણો સંદેહ;

ઢાળ

સંદેહ મારા મન તણો તે ટાળીએ, ઋષિરાય,
એ ભ્રાત ભગિની દ્વાર મૂક્યાં રચી એહ ઉપાય; ૧
તે વાર પૂછે શું થયું, મને સંભળાવોને સ્નેહ,
હુને વિસ્તારીને વર્ણવો, શુકદેવજી, સર્વે તેહ; ૨
શુકદેવ વળતા બોલિયા, તું સાંભળ, રાજકુમાર,
ઉમયાએ ઉર્માજી પ્રત્યે એમ કહ્યું તેણી વાર; ૩
હું મંદિરમાં માર્જન કરું છું, દીધી શિખામણ વાણ,
કો પુરુષ આવે આંગણે તો કરે મુજને જાણ; ૪
એમ કહીને ગયાં ઘરમાં, ઊતર્યાં ઉત્તમ વાર,
આવના ચંદન ઘોળિયાં તે કનક પાત્ર મોઝાર; ૫
વસ્ત્ર આભરણ તજી નાહવાને બેઠાં ઉમયા રંગ,
પછી મુક્ત કેશે નેત્ર મીંચી કરે માર્જન અંગ; ૬

### રાગ મારુ

[ઋષિ] નારદજી તેણી વાર હતા બ્રહ્મસભા-મોઝાર,
ઋષિએ કીધો મન વિચાર, હું તો જાઉં ત્યાં નિર્ધાર; ૧
શિવ ઉમયાને વઢવાડ માહોમાહે કરાવું ગાઢ,
એવું વિચારી ગયા ઋષિરાય, તે વારે ઉમયાએ દીઠી છાંય; ૨
જાણ્યુ પહેરુ વસ્ત્ર સુવેષે તો એ અંગ ઉઘાડું ન દેખે,
તે માટે શિરના કેશે તેણે ઢાંક્યું અંગ સુવેશે; ૩
ઋષિ નારદ ત્યાંથી આવ્યા, શિવ પાસે ગંગાતટ આવ્યા,
આવીને બોલ્યા શિવશું વાણી, મારી વાત સુણો, શૂલપાણિ; ૪
બળ્યાં બળ્યાં તમારાં ધ્યાન, પારવતીએ બે ઉપજાવ્યાં સંતાન,
એવું સાંભળતાં તત્કાળ [શિવને] ઊઠી મનમાં ઝાળ; ૫
એવું કહીને ચાલ્યા મુન્ય, મહાદેવ થયા ચિત્તશૂન્ય,
આવ્યા પર્વત ગિરિ કૈલાસ, જાણ્યું ક્યાંથી પુત્રપ્રકાશ; ૬
શિવ ઘરમાં પેસે જે વારે પેલે રોધે વાર્યો ત્યારે,
હલા! ચોરટો કે ભિખારી? નથી જોતો વાત વિચારી; ૭
ઘરમાં ચાલ્યો ક્યાં જોગીડા! જાય, નાહે છે માંહે મારી માય;
માંહોમાંહ થયો સંગ્રામ, તેહેમાં કો નવ છાંડે ઠામ; ૮
જટા સાહીને નાખ્યા ઈશ ત્યારે ચડી સદાશિવને રીસ, ૯

### [ઢાળ]

જટિલ જોગી ભસ્મભોગી દીસન્તો અદ્દભુત,
આજ્ઞા વિના અધિકાર નહિ જો હોય પૃથ્વીભૂપ; ૧૦
ત્યારે વચન એવું સાંભળીને કોપિયા શિવરાય,
તેનું ચક્ર મેલી શિર છેદ્યું, જઈ પડ્યુ ચંદ્રરથ માંહ્ય; ૧૧
તે વારે ઓખા મનમાં ત્રાસ પામી દેખી દારુણ કર્મ,
માને તે કહેવા નવ ગઈ, નવ લહ્યો આમણો મર્મ; ૧૨
મહાદેવ મંદિરમાં ગયા, ઝબકયાં તે ઉમયા મન,
નેત્ર ઉઘાડી નીરખિયું, શિર કેશે ઢાંક્યું તન; ૧૩

વસ્ત્ર પહેરીને નીસર્યાં ને પૂછિયું શિવરાય,
પેલા બાળક બહાર બેઠેલા, કયમ આવ્યા મંદિરમાંહી ? ૧૪
ત્યારે શિવ કહે, શિર છેદ્યું પેલો પુરુષ હતો બહાર [જેહ],
સ્ત્રીહત્યા મેં નવ કરી, જીવતી મૂકી તેહ; ૧૫
એમ કહેતાં પડયાં પૃથ્વીએ, શું કર્યું શિવરાય ?
એ અંગથી ઉત્પન્ન કીધાં, પુત્ર મારો થાય; ૧૬
હવે માહરા પ્રાણ કાઢું, જિવાડોને એહ,
શિવ કહે, શિર છેદિયું જઇ પડયું પૃથ્વી તેહ; ૧૭
એક મુહૂર્ત માંહિ મસ્તક આણી મેલેશો અંગ,
પછી નંદી ભૃંગી દોડિયા જઇ જોયા પર્વતશૃંગ; ૧૮
તે મસ્તક તો લાધ્યું નહિ, એક હસ્તી દીઠો વન,
એકદંત ને મહા ઉન્મત્ત, વિદાર્યું તેનું તન, ૧૯
તે મસ્તક લેઇને આવિયા ઉમયા તે કેરી પાસ,
મહાદેવે મસ્તક ચોડિયું, વરદાન દીધું હાથ; ૨૦
મારે હાથે દુઃખ પામ્યો તો મુજ પહેલી પૂજા થાય,
શુભ કાર્ય સ્મરણ કરે તેનું સિદ્ધ કારજ હોય; ૨૧
વર એવો આપિયો તે શિવે તેણે ઠામ,
પહેલી પૂજા કરે પોતે, ગજવદન ધરિયું નામ; ૨૨

## કડવું ૯ મું

### રાગ વેરાડી

ઉમયા આવ્યાં તે મંદિર બહાર, ઊભી દીઠી ઓખા કુમાર,
બીહાની ઓરડી હતી જ્યાંહ, ઓખા નાઠીને પેઠી ત્યાંહ;
ઉમયાજીને ક્રોધ અપાર, ઓખાને શાપ દીધો નિરધાર,

[ ઢાળ ]

જે શાપ પુત્રીને હવો તે સાંભળો કહું, રાય;
વર્ષ એક લગણે પુત્રી રહેજે લવણની માંહ; ૧

વચન એવું સાંભળીને અને દુઃખ પામી મન,
લવણ મધ્યે કોમળ કાયા કયમ જાશે વર્ષ દન; ૨
ગદ્‌ગદ કંઠે ઊચરે, મુને મયા કરો મુજ માત,
અપરાધ કિંચિત માત્ર માહરો ને એવડી શી વાત? ૩

મે શાપ તમારો શીશ ચડાવ્યો, અનુગ્રહ કયમ થાય?
માત કહે, મહિમા વાધશે તારો મર્ત્ય લોકની માંહ; ૪
પછી પારવતીએ પ્રેમ આણીને કહ્યો માસ જ એક,
વર્ષ આદિ ઉત્તમ કહીએ એમાં ચૈત્ર માસ વિશેક; ૫

ચૈત્ર માસે લવણ કેરો ત્યાં કરે સંગ્રહ જેહ,
પાર્વતી પુત્રીને કહે છે, તે કષ્ટ પામે તેહ; ૬
[1]લવણ કેરું કાર્ય ગૃહસ્થે ન કરવું નિરધાર,
[2]ચૈત્ર માસે લવણ કેરો ન કરવો વળી આહાર; ૭

[3]ચૈત્ર માસે લવણ ભક્ષે જે કો માનુષ જન,
[4]પણ લવણ લેપન [5]સર્જે કાયા તે મૃત્યુ પામે તન; ૮
[6]ચૈત્ર માસે[7] વ્રત અલૂણું કરે જે કો સ્ત્રી જન,
સંસારના સુખ ભોગવે, પામે પુત્ર કલત્ર બહુ ધન; ૯

ચૈત્ર કેરા દિવસ ત્રીસ અન્ન અલૂણું ખાય,
માતા કહે, એમ જાણજે તે સ્વર્ગવાસી થાય; ૧૦
પાંચ દહાડા પાછલા વ્રત કરે જે સ્ત્રી જન,
નક્ત ભોજન લવણ પાખે એક ઉજ્જવલ અન્ન; ૧૧

માત મહિમા એમ કહ્યો, એવો ચૈત્ર નિર્મલ જાણ,
એક અલૂણું નવ કરે તેનું વૃથા જીવવું [8]જાણ; ૧૨

---

૧, ૨, ૩, ૬ આ. (ક, ખ,) શરૂઆતમાં. ૪ પણ (ગ માં નથી) ૫. દેહ સર્જે (ક, ખ) કાયા (નથી). ૭. ચૈત્રે અલુણાં વ્રત ઉત્તમ કરે સ્ત્રી કો જન (ગ). ૮. આણ. (દુઃખ).

દેહરક્ષાને દાન કરવું લવણુ કેરું જેહ,
[1]પાર્વતી પુત્રીને કહે છે, શાપમોચન એહ; ૧૩
પછી ઓખા લવણુ પેઠી, શાપમોચન થાય,
શુકદેવ કહે, પરીક્ષિત સુણો, પછી બાણાસુર રાય. ૧૪

## કડવું ૧૦મું

### રાગ સામગ્રી

રાજાના મંદિર વિષે આવી રે ચાંડાલ,
[2]નિત્ય પ્રભાતે રજ વાળી કરે ઝાકઝમાલ;
એક સમે ચાંડાલણી આવી રાજદ્વાર,
વાસીદું વાળી કરી ઊભી તે નાર;–એક સમે૦ ૧
ત્યારે રાજા સૂનો ઊઠિયો અતિ પ્રાતઃકાલ,
સુપડાડે માર્જની રાખી રે ચંડાલ;–એક સમે૦ ૨
તે જોઇને બાણાસુરે પૂછિયો વિસ્તાર,
કયમ રાખી સંમાર્જની, સત્ય કહેને વિચાર;–એક સમે૦ ૩
વળતી ચાંડાલણી કહે, સાંભળો મહારાજ,
વહાણામાંહે મોંહ કયમ દાખવું? જાણી કીધી લાજ;–એક સમે૦ ૪
રાજા કહે, સાચું કહે નહિતર દેઇશ દંડ,
કયમ રાખી સમાર્જની, સત્ય કહેની, હો રંડ;–એક સમે૦ ૫
વળતી ચાંડાલણી કહે, સાંભળોની હો રાય,
સાચું બોલ્યે જે ઘટે તેવો કરજોને ન્યાય;–એક સમે૦ ૬
પ્રાતઃસમે જોઇએ નહિ વાંઝિયાનું વદન,
કોઇ તમારે છોકરું રે નથી, રાજન;–એક સમે૦ ૭

---

૧. પુત્રી તુજને પ્રેમ આણી (ક, ખ, ) ૨. ક. ખ. માં નામ નથી.
૩. ખ નિશ પ્રતે, ક. નિત્ય પ્રતે ગ માં આ કડી નથી.

## કડવું ૧૧ મું

### રાગ મારુ[1]

તેણે સમે રાણી કહેવા લાગી જોઈ રાજાનું રૂપ,
બાણુમતી એમ બોલિયાં, રાય થયો તે વૃક્ષ સ્વરૂપ; ૧
હલા ! એ વરને શું લાવિયા? કોણ આવશે તમારી સંગ?[2]
કો અપત્ય શેં નવ લાવિયા? હું હુલાવતી ઉછંગ; ૨
બાણુમતી દુઃખ પામિયાં, બળો સર્વનું કામ,
સંતાન મારે કો નહિ, શિર વાંઝિયાનું નામ; ૩
રાયે રિદ્ધિ સિદ્ધિ સર્વ ત્યાજ્ય કીધી, ચાલિયો વનમાંહે,
કૈલાસ ગિરિ આવિયો તે, શિવ બેઠા છે જ્યાંહે; ૪
આવી શિવને ચરણે લાગ્યો ને પૂછિયું શિવરાય,
સંતાન[3] મુજને આપીએ, કો પુત્ર પુત્રી થાય; ૫
પાર્વતીજી બોલિયાં, માહારે પુત્ર એક ગણેશ,
તે તો આપ્યો નવ જાયે ત્રૈલોક્યનો દેવેશ; ૬
અપત્ય કો આપે નહિ જે પોતાનું સંતાન,
તેત્રીસ ક્રોડે કરી પૂજા મર્ત્ય લોકમાં માન; ૭
દેવ દૈત્યમાં પ્રીત ન હોયે, પિતા પુત્ર ન થાય,
વચન એવું સાંભળી મન ઝાંખો થયો રાય; ૮
ઉમયા કહે, સહી કુંવરી લવણ માંહે જેહ,
દિવસ દહાડા થયા પૂરણ, આપો પુત્રી તેહ; ૯
ત્યારે ઓખા કહેવા લાગી, સાંભળ માત નિર્ધાર,
કૈલાસ ક્યારે આવું, મને કહે સત્ય વિચાર; ૧૦
ફાગણ સુદિ તૃતીયા તણા દિને આવે મારી પાસ,
ગોર્ય કરીને પુત્રી માહારી, પૂરીશ તારી આશ; ૧૧

---

૧. ક નામ નથી. ખં. ધનાશ્રી. ૨. ક, ખ, ગ. લાવીયો, તારી કોણ આવશે સંગ. ૩. મારે કો નથી. (૧૧)

તે ભર્યું ભાજન લેઇને ચાલ્યો લવણ મધ્યે કુમારી,
માથે ચડાવી ચયો મારગમાં, આવ્યો ભવન સુઝારિ; ૧૨
તેણે ભાજન ભાંજી કન્યા કાઢી, દીઠું સુંદર રૂપ,
પંચ દ્રવ્યે પખાળીને શણગાર સજિયા ભૂપ; ૧૩
હાથીએ બેસાડીને નગર ફેરવી, આવિયો ઘરમાંહ,
વાજિંત્ર વાજે અતિ ઘણાં, બહુ ધન ખરચે ત્યાંહ; ૧૪
ભાટ ચારણ ગુણ ગાંધર્વને આપિયાં બહુ દાન,
તરિયા તોરણ બાંધિયાં જ્યમ પુત્ર પુત્રી સમાન; ૧૫
શુકદેવ કહે, પરીક્ષિત સુણો, એમ દેવ કન્યા તે, રાય,
સંદેહ મનનો ટાળિયો, એમ દૈત્યપુત્રી થાય; ૧૬
નિત્ય રાજા સભા બેસી કરે બહુ અભિમાન,
એવું મનમાં જાણીને વળતો વદે પરધાન; ૧૭
અભિમાન ન કીજે, રાયજી, હૃદે વિમાસી જોય,
પાંચ દહાડા પુરુષને તે છાય ફરતી હોય. ૧૮

## કડવું ૧૨ સું

### રાગ સોરઠી[1]

દેવાંગના કે ઉર્વશી પ્રગટ દીસે આજ,
મેનકા સમાન દીસે સુદર ત્યાં મહારાજ; ૧
રળિયાત થઇને વસ્ત્ર આપ્યાં અને મુક્તાહાર,
અશ્વ રથ બહ્ય ભૂષણ દાનનો નહિ પાર; ૨
બાણાસુર નૃપ ઉચરે, દેશું તે કન્યાદાન,
તેણે પુણ્યે ફલ પામશું કોટી યજ્ઞ સમાન; ૩
આકાશવાણી એમ હવી, નૃપ, સાંભળો નિરધાર,
ઇચ્છાવર એ પામશે કો કારણરૂપ કુમાર; ૪

૧. મારૂ (ખ, ક, ખ.)

ત્યારે રાજા વિસ્મે પામિયો કોઈક કારણ વાત,
આકાશવાણી ઇમ હવી, તે કાંઇ વર્તશે ઉત્પાત; ૫
ત્યારે શુક્રાચાર્યને તેડીને પ્રશ્ન પૂછે રાય,
આકાશવાણી સુણી સુજને ઘણી ચિંતા થાય; ૬
જન્મપત્રી કરોની એહની, જે શુભ અશુભ ગ્રહ હોય,
તેને કરું હું પાધરા, કર મૂછે ઘાલે સોય; ૭
ત્યારે શુક્રાચાર્યજ બોલિયા, એમ બળતણ નહિ કામ,
વિચારીને જોને રાજા, મનમાં મોટી હામ; ૮
ભવિષ્ય ટાળ્યું નહિ ટળે, સહુ કહે તે આડો આંક,
જન્મપત્રી મે કરી તે પણ નહિ કોનો વાંક; ૯
એ કન્યા જ્યારે પરણશે ત્યારે વર્તશે હાહાકાર,
એથી તારા હસ્તનો ઊતરશે ત્યાં ભાર; ૧૦
ત્યારે રાજા બોલિયો ત્યાં શુક્ર પ્રત્યે એમ,
એ કન્યા પરણાવું નહિ, મારે તે એવો નેમ; ૧૧
દિવસે દિવસે વૃદ્ધિ પામે કુંઅરી કારણરૂપ,
જેમ જેમ દેખે પુત્રીને તેમ વિચારે મન ભૂપ; ૧૨
ઓઢી કન્યા દીઠી જ્યારે તેડાવ્યા સૂત્રધાર,
રચો મંદિર માળિયાં સપ્ત ભૌમ્યજ સાર, ૧૩
આજ્ઞા તે લઇને રચ્યાં મંદિર સપ્ત મોહોલ વિશાળ,
હેમ, મુક્તા, દામ, સ્ફાટિક, રત્નનો નહિ પાર; ૧૪
ગવાક્ષ સુંદર, ચકુવા તેની અનુપમ ભાત,
દ્વાર ઉત્તમ રચી શોભા માણેક કેરી જાત, ૧૫
કૌભાણ્ડતનયા સુંદરી તેનું ચિત્રલેખા નામ,
સખી કીધી એ પ્રેમશું, ઉત્તમ કીધું કામ, ૧૬
વાજતે વાજિંત્ર તે કુંવરી પધાર્યાં છે તેહ,
મધ્યે ચિત્રલેખા સંગ શોભે સમૃદ્ધિ સઘળી જેહ; ૧૭

સુભટ વીર બહુ મોકલ્યા સહસ્ર નિયુત રાજ્ય,
બાણાસુર નૃપે મોકલ્યા તે કુંવરીરક્ષા-કાજ્ય; ૧૮
વર્ણ દેહ વિશાળ સોહે, સુભટ કરે ઉચ્ચાર,
દિવસ રજની બમે પૂંઠળ શૌર્ય ધીર્ય ભંડાર; ૧૯
એમ રક્ષા કરે માંહે બહાર યોધ અભંગ,
મધ્યે ઓખા ને ચિત્રલેખા બંન્યો બહુ રંગ; ૨૦
અક્ષક્રીડા ને ઢીંગલાં, વાઘ બકરી સાર,
રમત કનક તણી આણી રચ્યો હર્ષ અપાર; ૨૧
ગીત, હમચી, હંઓડા ને કરે કહાણી વિચાર.
નિગમે દિનને રાત્ય રમતાં સખી ગજકુમાર. ૨૨

## કડવું ૧૩ મું

### રાગ ગોડી[1]

રાજકુંવરી પ્રૌઢી થઇ, રમત તજીને અલગી રહી,
ચિંતાતુર થઇ કામિની, અતિ જોબનમદ છે ભામિની; ૧
મનમાં બેઠી કરે વિચાર, આભ્યંતર દુઃખનો નહિ પાર;
ચિંતાતુર થઇ જેટલે, ચિત્રલેખા આવી તેટલે; ૨
પાસે આવીને પૂછી વાત, સાચું કહેને મારી, માત,
તું કાં દીસે છે અણુમણી, શા માટે બોલે શરમણી ? ૩
કહે ચિંતા મનની પરહરી, તારી આશ પૂરે નરહરિ,
વચન સુણી ઓખા ઊચરે, આગળ દુઃખ નિવેદન કરે; ૪
સાંભળ સખી, દેખાડું કથી, તું સરખી કો વાહાલી નથી,
મારું દુઃખ કહ્યું નવ જાય, સંભળાવું તુજને મહિમાય; ૫
મુજને કામ કરે સંતાપ, રાત દિવસ પીડે તે આપ,
મારો પિતા નવ જાણે મર્મ, કોઇ ન જાણે ધર્માધર્મ; ૬

1. પાઠાંતરે રાગ મારૂ [ક]

ઑઢી કન્યા ઘેર જેહને, પાતક શિર બેસે તેહને,
સાત વર્ષની કન્યા જેહ, ગૌરી નામ કહેવાયે તેહ; ૭
આઠ વર્ષ તણી રોહિણી, ઉત્તમ કન્યા દશ વર્ષ તણી,
વર્ષ અગિયાર થયાં જેટલે, રજસ્વલા કહીએ તેટલે; ૮
બાર વર્ષની કન્યા જ્યાંહ, બ્રહ્મહત્યાદિક પાતક ત્યાંહ,
મુખ આગળ જણ ડગલાં ભરે, માય બાપ નરકે સાંચરે; ૯
જેમ કન્યા મૂકે નિઃશ્વાસ, તે પાપી વંશ પમાડે નાશ,
તે મારો પિતા ન જાણે રીત, સજની! તુજ સાથે છે પ્રીત; ૧૦
દુઃખ ટાળો તો ધર્મ જ રહે, સજની, વાત વિચારી કહે,
વચન સુણી ચિત્રલેખા વદે, સહિયર! દુખ ના ધરશો હૃદે; ૧૧
જો[1] તુજ સરખો વાંછે પતિ, તો તમે ગોર આરાધો સતી,
ગોરની પૂજા કરતાં દેહ, મનવાંછિત ફલ પામે તેહ. ૧૨.

## કડવું ૧૪ મું

### રાગ મારુ

માળિયામાં માર્જન કરીને બેઠી રાજકુમાર,
ગોરપૂજન કરવું છે મારે, એમ કરે વિચાર; ૧
ચિત્રલેખાએ ગોર શણગારી અને નવશત સજ્યા શણગાર,
ચરણા ચોળાને ચૂંદડી, કંઠ પુષ્પ કેરા હાર; ૨
અબિલ ગુલાલ ને સુખડ, કેસર કસ્તૂરી ને બરાસ,
અનેક સુગંધ ઉખેળીને દીપક કર્યો પ્રકાશ; ૩
જાઇ જૂઇ ને માલતી, મોગરો ને મુચકુંદ,
કમલ કરેણી ને કેતકી, માંહે સેવંત્રીની સુગંધ; ૪
પારિજાતક અને કેવડો અને ચંપક ને ગુલાબ,
અનેક પુષ્પ અણાવીને ત્યાં ભરી મેલી છાબ; ૫

---

૧. જેહ તુજ. [ક]

નાનાવિધનાં નૈવેદ્ય મેલ્યાં, બરાસ બોડી ત્યાંહ,
ભાવ કરી ભોજન કરાવી, પ્રીત ઘણી મનમાંહ; ૬
અગર કપૂરે આરતી, ઘમકે તે ઘંટાનાદ,
નૃત્ય કરે ને ગીત ગાયે મધુરે મધુરે સાદ; ૭
નમી નમીને પાયે લાગે ગોર તણે તે વાર,
માત સુજને આપીએ મારે મન ગમતો ભરથાર; ૮
શુકદેવ કહે, પરીક્ષિત સુણો, એ કથા ધરો ચિત્તમાંહ,
બાણાસુરને ગર્વ ચડયો, પ્રધાન વારે ત્યાંહ. ૯

## કડવું ૧૫ મું

### રાગ ગોડી

એણીપેરે બોલે છે કૌભાંડ, છાંડો છાંડો રાજા, ગર્વ અતિ ઘણો,
આવડું શું આવે છે અભિમાન? વારે વારે રાજા, શું તમને વારીએ?

### ઢાળ

વારે વારે શું તમને વારીએ? રાજા, આવડું શું અભિમાન?
ગર્વ કરતાં ગાજિયા તે સાંભળ, રાજા જ્ઞાન; ૧
અલ્યા ! આગે પૂર્વજ તારે મન આણ્યો અહંકાર,
હિરણ્યકશિપુ વિડારિયો ધરી નૃસિંહનો અવતાર; ૨
પિતામહે પ્રબળ્યા'તા શ્રેષ્ઠ કર્તા જેહ,
વરુણ સાથે જ્યુધ વઢયો[1] પાતાલ પેઠી તેહ; ૩
દિગપાલ દશ તેણે દમ્યા, ત્રૈલોક્ય વર્તી આણ,
જેને સૂર્ય સરખા વશ વર્તે, ચંદ્રમા કરે પ્રણામ; ૪
સુરપતિ સેવા કરે ને નાગલોક પોતે લીધો,
સુરનર મુનિજન દેહ દમિયા, પાવક પોતે પીધો; ૫

---

૧. લડયો (ક, ખ)

કૃષ્ણ સાથે જઇ વઢયો ને સાંપડયો[1] સુઘાટ,
ઉનાળે જળ શેષશાયી પોઢયા તારા ભય માટ; ૬
પણ એ તો કાંઇ રૂડું નહિ ને અમો જોતાં આજ,
હવે થોડે દહાડે ભ્રષ્ટ થાશે તારું રૂડું[2] રાજ; ૭
એવી વારતા કરે છે જ્યાંહાં રાય ને પરધાન,
પેલી ધ્વજા તો ભાંગી પડી ને સાંભળ, રાય વિદ્વાન;[3]; ૮
ઘડી બે ચાર વહી ગઇ ને થયો ઉલ્કાપાત,
નગર મધ્યે વર્ષવા લાગ્યો રુધિરનો વરસાદ; ૯

ઊથલો

રુધિરનો વરસાદ વરસે, બોલ માનો અમ તણો,
એણીપેરે કૌભાંડ વીનવે, છાંડો ગર્વ રાજા અતિ ઘણો.

## કડવું ૧૬ મું

વારે વારે શું વારીએ? સાંભળ, રાજા, વાણ,
સૂર્ય પાછળ અંધારું દીસે, મોટું આશ્ચર્ય આણ; ૧
આ નક્ષત્ર તો તૂટી પડે ને દીસે ઘોર અંધાર.
વીજ તો જબૂકે ઘણું ને જોતાં માંહિં[4] અકાલ; ૨
આ એહેવી વાણી સાંભળીને રાય રમવા જાય,
સ્ત્રીઓ સાથે પરવર્યો જલક્રીડાને રાય; ૩
તેણે સમે બાણાસુરની તનયા ઓખા જેનું નામ,
ચિત્રલેખા ચિંતતી તે ભલી ચતુર સુજાણ; ૪
ક્રીડા કરતાં નીરખિયાં બાણાસુર જે નરનાર,
મનમાંહિં થઇ કલ્પના, ધન્ય ધન્ય દેવ મોરાર; ૫

---

૧. શો પડો શો ઘાટ (ક) શી વડો આધાર (ખ) સોંપીઓ સુઘાટ (ગ) ૨. કાઈ રાજ (ક) ત્યાંહાં રાજ (ગ) ૩. વિદ્વાન (ખ) અભિમાન (ગ) ૪. રહી છે, આવીને આ હાલ. (ગ).

આદ્ય માતા ઇશ્વિરી ને ચૌદ લોકનું જ્ઞાન,
આજ મન અભિલાષ થયો છે, પૂરો મનોરથ કામ; ૬
વરતી ચિત્રલેખા ઇમ બોલી, સાંભળ બહેની, વાત,
કૈલાસમાં જઇ પાર્વતીને માગોને તમે નાથ; ૭
એવું વિચારી ઊપડી આકાશમાર્ગે તેહ,
આવતી અંતરિક્ષથી સદાશિવે દીઠી તેહ; ૮

દેખી કામવ્યાકુલ થયા શંભુ જોઈ તેનું રૂપ,
મંદિરમાં તમે જાઓ પાર્વતી, એમ કહે શિવ ભૂપ; ૯
સુંદર એ ત્રૈલોક્ય માંહે દીસે છે વળી કોઈ,
આવે છે વરવા મુને કૈલાસપતિ જોય; ૧૦

જો પાસે તમને દેખશે તો થાશે મનભંગ,
મંદિરમાં તમે જાઓ પાર્વતી, કરું રૂપ સુઅંગ; ૧૧

માહારે ઉછંગે તમે રહો ને ગંગા રહેશે શીશ,
રાખશું એને હૈયા ઉપર, એમ બોલિયા ઇશ; ૧૨

પછી પાર્વતી એમ બોલિયાં, તમે એ શું બોલ્યા, નાથ?
એ તો પુત્રી આવે તમારી, નેત્રે દીધા હાથ; ૧૩

ત્રીજે નેત્રે જોવા લાગ્યા શિવજી વળતા ત્યાંહ,
પાસે આવ્યે ઓખા દીઠી, લાજ્યા તે મનમાંહ; ૧૪

વેગે આવીને વર માગ્યો, ઉમયાને ઊઠી ઝાળ,
સદાશિવ વિહ્વળ થયા તે માટે ચડિયો કાળ, ૧૫
રોષ કરીને વચન બોલ્યાં માત તે તેણી વાર;
ત્રીજે તેડી તેરસે આવી, તારે ત્રણુ હજો ભરથાર; ૧૬
આવી ચિત્રલેખા ચિત્તભ્રમ થઈને વદે પરમ વચન,
અપરાધ નથી ઓખા તણો, માત, જુઓ વિચારી મન; ૧૭
આ અકળ મત છે દૈવની તે કોણે કળી ન જાય,
ક્ષમા કરોને માત માહારી, કહીને લાગ્યાં પાય; ૧૮

પછી પાર્વતીજી પ્રેમ આણી બોલિયાં નિજ વાણ્ય,
વરદાન એક તે ત્રણ વાર તારો તે ગ્રહશે પાણ્ય; ૧૯
વળતાં ઓખા બોલિયાં, સત્ય સત્ય, ઉમયા માત,
તે પેર મુજને પ્રીછવો, હું નયને નીરખું નાથ; ૨૦
મહાનિદ્રામાં પોઢયા હશો તેને સેજે તે વરેસે તેહ,
પણ ત્રણ વાર ત્યાં તુજને વરશે તારો વર ત્યાં દેહ; ૨૧
વળતાં ઓખા બોલિયાં, માત, સ્વપ્ને ન સરે કાજ,
પણ નાહાલિયો નવ નીરખીએ જે[1]પ્રત્યક્ષ બેઠો આજ; ૨૨
મારી વાણી વૃથા ન હોયે, શણગાંઠ બાંધી ચાલે,
તે પ્રમાણ કરીને પરવરી તે શોણિતપુરમાં માહાલે; ૨૩
દિવસ કેટલા વહી ગયા ને રજની ત્યાં નવ જાય,
હવે ગણતાં ગણતાં દહાડશે તે આવિયો છે ત્યાંય. ૨૪

## કડવું ૧૭ મું

### રાગ સામેરી

વૈશાખ સુદિ દ્વાદશીને દ્યાડે સજ્યા સર્વ શણગાર,
બહુ પુષ્પ લાવી પ્રેમદા તેના ગૂંથ્યા ઉત્તમ હાર; ૧
ઘણા દીપક કીધા માલિયા માંહે, તેનો થઇ રહ્યો રે પ્રકાશ,
આજ બિહિની, વર તમારો આવશે, એમ સખી કરેછે હાસ્ય; ૨
ચંદનભર્યાં કચોલડાં અને ઊલટ અંગ ન માય,
આજ મુજને જાગ્રણ કરાવે, હું સખી, લાગું પાય; ૩
ઘણાં બીડાં પાનનાં ને મેવાનો નહિ પાર,
વેણા લઇને ગાન માંડું, સખીશું રાજકુમારી; ૪
તે ગાનની ધૂન્ય ગગન ચાલી અને મોહી રહ્યા સર્વ દેવ,
પારવતીએ પૂછિયું કે સદાશિવને તતખેવ; ૫

---

૧. હ. ખ. તે.

આજ ઓખા કેરે માલિયે આવડો શો આનંદ ?
શાપ તમારો મિથ્યા કરે છે પેલી ચિત્રલેખા મંદ; ૬

પારવતીજી બોલિયાં, શાપ મિથ્યા તે કેમ થાયે ?
તામસી વિદ્યા મોકલી તે પ્રવેશ કરતી[1] જાયે; ૭

ત્યારે ઉમયાના વચન થકી આળસ આવ્યું અંગ,
બિહુ જણીને નિદ્રા આવી, થયું તે જાગ્રણ ભંગ; ૮

સ્વામી દીઠો સ્વપ્નમાંહિં ઉમયા તણે પસાય,
આવી સ્વપ્નામાં વરી ગયો, કહું તેહની વારતાય. ૯

## કડવું ૧૮ મું

### રાગ કલ્યાણ

સ્વપ્ન લાધે છે ઓખાને તેણી વાર, જાણે પાસે બેઠો છે ભરથાર,
તે તો કોમળ અતિ સુકુમાર,[2] સુંદર અંગ મોહિની અપાર; ૧

સ્વપ્નામાં વર્ત્યો મંગળાચાર, ત્યાં તો આરોગ્યાં કંસાર,
તેહેને કંઠે મુક્તાફલનો હાર, તેણે વાધી પ્રીત્ય અપાર; ૨

તેણે સમે ચિત્રલેખા ત્યાંહાં જાગી, તજી નિદ્રા ઊઠી તે ભાગી,
તેહેને પેલી વાત હૃદેમાં વાગી, તેણીએ ઓખાબાઈ જાગી; ૩

તજી નિદ્રા ઊઠી ધાઈ, ( બોલી મુખથી ઓખાબાઇ ),
દેવી, શું કહે છે તું, બાઇ ? જોઉં હું તારી ચતુરાઈ; ૪

જાગી તો નવ દેખે ભરથાર, અતિ આક્રંદ કરે છે કુમાર,
મારે ધિક ધિક જીવ્યું સંસાર, હવાં કયમ પામુ દુઃખનો પાર ? ૫

---

૧. ખ. જઇ પ્રવેશ કર્યું તે માય. ૨. ચ નથી.

## કડવું ૧૯ મું

### રાગ સોરઠી

હાં રે તેં તો શાનિ મુને જગાડી રે ' મુજને વ્રેહની પીડ લગાડી રે,
જગાડીને અજુગતું કીધું રે, મારું સર્વસ્વ હરીને લીધું રે; ૧
બેહેની, તેં એ શું કીધું કામ રે, ક્યાહાં ગયો માહરો આતમારામ રે,
વરજી હવડાં હૂતા માહરે પાશ રે, માંહોમાંહે કરતાં હૂતાં હાસ રે; ૨
વરજી ગુપ્ત થઇ કાંહ પિઠા રે ? માહારા હ્રદેકમલમાં બિઠા રે,
ઓખા ધાય ધાઈ હામ હામ જુએ રે, અતિ આક્રંદ કરે નિ ઘણું રૂએ રે; ૩
હાં રે માહારો કંથડો મળે તો જીવું રે, નહિતર વિષડું ઘોળીને પીવું રે,
હું તો કરીશ આત્માનો ઘાત રે, સખી ! સત્ય જાણજે વાત રે; ૪
મિં તો વર વિના નવ્ય રિહિવાય રે, હુંને ક્ષણ વરસાં સો થાય રે,
માહારા કોણ જન્મની કરણી રે, હું તો સ્વપ્નાંતરમાં પરણી રે; ૫
તારે વલતી બોલી ચિત્રલેખા રે, બાઇ, રૂડી તાહારી ભાગ્યની રેખા રે,
તું તો પરણી સ્વપ્નમાં જેહેને રે, હું તો સાચે પરણાવું તેહેને રે; ૬
હું તો ચિત્રવિદ્યા સર્વ જાણું રે, ત્રૈલોક્ય લખીને વિખાણું રે,
તેમાં તાહારો વર જે હોય રે, તેહેને આણીને આપું સોય રે. ૭

## કડવું ૨૦ મું

### રાગ મારુ

અરે દેખાડીને દીધો દંડ, પાઉં વિષ નિ પાડું પંડ,
પતિ વિના સ્રી મૃત સમાન, પતિ વિના નવ્ય પામે માન; ૧
પતિ વિના નવ્ય રહે વેહેવાર, પતિ વિના નિંદે સંસાર,
પતિ વિના મંદિર ને કૂપ, (પતિ વિના નવ શોભે રૂપ). ૨
પતિ વિના નવ્ય થાયે ધર્મ, પતિ વિના નામ રહે ઘટ શર્મ,
પતિ વિના નવ્ય જાએ કાળ, પતિ વિના લોક બોલે આળ; ૩

પતિ વિના પુત્ર તો નવ્ય થાય, પતિ વિના વહુ નવ્ય લાગે પાય,
પતિ વિના પોહોંચે નહિ હામ, પતિ વિના જાણે નહિ નામ; ૪
પતિ વિના લલુધ કામ્યની, ચંદ્ર વિના જેવી જામિની,
પતિ વિના પિહર નહિ માન, પતિ વિના સંસાર તે રાન; ૫
પતિ વિના નવ્ય બોલે હશી, પતિ વિના ચતુરાઇ કશી ?
પુરુષ હોય નારી–શિર જ્યાંહ સકલ તીર્થ ઘેર બેઠાં ત્યાંહ. ૬
પરમ ભક્તિ કરવી પત્ય તણી, પછે ઇચ્છા ધરવી હરિ ભણી,
જો ચાલે તો જાવું સાથ, નહિતર ભજવા વૈકુંઠનાથ. ૭
એવો ધર્મ અબળાનો સહી, તે માટેની વાણી કહી,
એણી પેરે દુઃખ મનમાં ધરી વળતી ઓખા બોલી ફરી. ૮

## કડવું ૨૨ મું

### રાગ પરજિયો

અરે ઓખા બોલી છે નિજ વાણ્ય રે, સખી સાભળ્યને નિર્વાણ્ય રે,
કરે વીનતી જોડી પાણ્ય, તેહેને મુજને આપો રે આણી રે. ૧
અરે ઓખા થરથર ધ્રુજે દેહ રે, કીડા સાંભરે કીધી જેહ રે,
તન પીડે પાપી સ્નેહ, તેહેને મુનિ આપો રે આણી રે. ૨
અરે માહરે શું કુલ લાગ્યું અંગ રે, માહરુ થયું કન્યાવ્રત ભંગ રે,
સ્વપ્નામાં પામી પતિનો સંગ, તેહેને મુનિ આપો રે આણી રે. ૩
એનો તરુણ દેહ સુકુમાર રે, જાણે કામ તણો અવતાર રે,
એહેવો પામી'તી ભરથાર રે, તેહેને મુનિ આપો રે આણી રે. ૪
અરે નર અંગે સામળવાન રે, જેહને કુંડળ સોહીએ કાન રે,
જેણે પરણીને મેહેલી રાણી રે, તેહેને મુનિ આપો રે આણી રે. ૫
અરે જેની લટકતી દીસે ચાલ રે, મુજને પરણી ગયો છે કાલ રે,
જેહેને ટપકું કીધું ગાલ્ય રે, તેહેને મુનિ આપો રે આણી રે. ૬

જેહેને પીતાંબર પરિધાન રે, મુજને કેહેતો ગયો નહિ નામ રે,
ત્યારે કયાંથી સરિ માહારુ કામ, તેહેને મુનિ આપો રે આણી રે. ૭
અરે માહારિ અન્ન વસ્ત્રનહિ ભાવ્ય રે, મુને નેહએ સરળસ્વભાવ રે,
ભાગું મધ્ય સમુદ્રમા નાવ રે, તેહેને મુનિ આપો આણી રે. ૮
અરે હવાં કરવો કવણુ ઉપાય રે? મારો પાપી પ્રાણુ ન જાય રે,
મે તો કંથ વિના નવ્ય રિહિવાય રે, તેહેને મુનિ આપો આણી રે. ૯
અરે ત્યારિ ચિત્રલેખા કહે વાત રે, ઓખા સાંભળીએ મોરી માત રે,
વસ્ત્રે લોહીને અશ્રુપાત રે, તેહેને મુજને આપો આણી રે. ૧૦
દુઃખ રખે જાણે લોક રે, સખી! શાને ધરિછિ શોક રે,
હવાં ચીતરું ત્રૈલોક્ય રે, અરે નિશ્ચે રાખો હદે રે. ૧૧
માહારે નારદનું વરદાન રે, જાણુ સકલ સૃષ્ટિનું માન રે,
તમે હઇડે રાખો સાન કે ચિત્ત નિર્જે કરો રે. ૧૨
અરે તમો ગોર પૂજી જેહ રે, તે તો નિષ્ફલ ન જાયે તેહ રે,
તમે પતિશુ રાખો સ્નેહ રે, હર્ષ મનમાં ધારો રે. ૧૩

## કડવું ૨૨ મું

### રાગ મારૂ

એણી પેરે બોલી ચિત્રલેહા, બાઇ, દુઃખ કાં ધરો કોમલદેહા?
એહેવી વાત ત્યાં નવ કીજે, એણી વાતે કાર્ય નવ સીઝે. ૧
વાતે વડાં ન થાય રે, બાઇ, દુઃખ ધરાં છો તે ફોક,
એ વાત તો વિરમે[1] પડશે, ત્રિવિધ છે જ્યાંહ લોક. ૨
કહે રે બાઇ, તે કેહેવો છિ ને કુણુ તેનું નામ,
કહે રે બાઇ, તે વર્ણ કોણુ ને કોણુ તેહનું ગામ. ૩
ગામ ઠામ જાણુ નહિ નવ જાણુ સિધ્ય ને ઠામ,[2]
ભાળિયે જે વરી ગયો, જે તેજપુંજર કામ. ૪

---

૧. क વિરામ, न વિરમે. ૨. સિધ્ય; ब તેહનો.

કૌભાણ્ડ કેરી દીકરીએ કીધો મન્ય વિચાર,
ત્રૈલોક્ય બાધુ લખી દેખાડું પ્રત્યક્ષ વર્ણુ અઢાર. ૫
સુરનર મુનિજન લખી દેખાડયા અને કિંનર યક્ષ,
દશે તો દિગપાલ દેખાડયા અશ્વિનીકુમાર સમરથ.[1] ૬
ઇન્દ્રસદન ત્યાંહાં લખી દેખાડું અને વૈકુંઠ લખિયું જેહ,
પાતાલ ને મૃત્યુ લોક દેખાડયા, સ્વર્ગ દેખાડું તેહ. ૭
નિશા માંહાં નાગ લોક લખિયા અનિ પ્રત્યક્ષ વર્ણુ અઢાર,
રાજકુલી છત્રીસ લખિયા, જે બાણુાધિપત્ય સાર. ૮
[2]સ્થાવરની વતી જંગમ લખિયા, હવાં ન રહ્યું કોય,
આટલામાં દેખાડ સખી, તે વર આણી આપુ સોય રે. ૯

## કડવું ૨૩ મું

### રાગ મારુ

-ત્યાંહાં કોણ ગ્ત્હા અણુલખિયા, આજ ઓખા બાઈ અપાર દુ:ખિયાં,

### ઢાળ

અપાર દુઃખિયાં ઓખાબાઇ તો શું કરવું આજ ?
પછી લખી છે દાગડાં, શ્રીકૃષ્ણુજીનું રાજ. ૧
યાદવ સઘળા લખી દેખાડા જે છે છપ્પન કોડ,
આટલાં માંહાં કો નથી, કહે કામ્પની કર જોડ; ૨
તિવારે શ્રીકૃષ્ણુજી દેખાડા વલી કૃષ્ણુનો પરિવાર,
પુત્ર પ્રદ્યુમન લખી દેખાડા જે કામનો અવતાર; ૩
ત્યારે ઓખા કિહિવા લાગી, સાંભલ્ય સિહિની વાત,
આ અણુસારે મુઝને એહેવો જાણું વર્યો છે નાથ; ૪

---

૧, ક નથી. ૨. આ તૂક ઉપર ख માં
ખટ તો લખીઆ ત્યાંહાં ચક્ર લખીઆ અને બાણુ લખીઆ ચ્યાર
વરણાશ્રમને ચરાચર લખીઆ નીને મન્ય વિચાર

ત્યરે અનિરુદ્ધ લખી દેખાડયા ને લખતાં પેખો તેહ,
ત્યવારે ઓખા લજ્જા પામી, શીખ અંબર દેહ; ૫
લખતાંમાં તે નીરખિયો નિ પ્રેમે માહારો પુર્ષ,
એ વર મુજનિ આણી આપો, હઇડામાં અતિ હર્ષ; ૬
અરે ' બાઇ ' ત્યાંહાં કોણ જઈ શકે? નિ ત્યાંહાંનો વસમો વાટ,
સુદર્શન ત્યાંહાં ફરિ પૂઠિ, નહિ જીવ્યાનિ આસ; ૭
ત્યાહારિ ઓખા કિહિવા લાગી, તું સાંભલ્ય બેહેની આજ,
મુજને છે પ્રીત્ય જ તાહારી, તું કરી આવીસ કાજ; ૮
આજ્ઞા લેઇનિ સંચરી આકાશમાર્ગે જાય,
ખેચરીગત્ય સંચરી જાણે, નહિ કો નિશા માંહ, ૯
અંગ ઊલટ અતિ ઘણો ને આનંદ પામી મન્ય,
સિંધુ ત્રઠ આવી રહી જ્યાંહાં ગોમતી-દર્શન; ૧૦
આગલ જુએ તો નારદઋષિ સાહી બિઠા નાક,
ગોમતીમાં મર્જ્જન કરિ ત્રિલોકય માને હાક; ૧૧
દેઈ પ્રદક્ષણા ચરણે લાગિ, બાઇ, કોહો કાંઇ કાજ,
તહ્મે શે કામ્ય આંહાં આવ્યાં દ્વારકામાં આજ? ૧૨
ત્યારિ પ્રશસા એહેવી હવી, મન્ય ગોમતીનું સ્નાન,
શ્રીકૃષ્ણજીને ભેટવા આવી ભૂધર શ્રીભગવાન; ૧૩
સાચું કિહિ રે કામ્યની નિ તાહારિ શું છિ કામ?
ત્યારિ કરસંપુટ કરી ઊચરી, સાંભલોનિ તમે સ્વામ; ૧૪
બાણાસુરની દીકરી હવું ઓખા સેજ સ્વપન,
અનિરુદ્ધ સેજિ વરી ગયો, વિહ્વલ થયું તાં મન; ૧૫
કેહે એ વર મુજને આણી આપો, નહિતર કાઢીશ પ્રાણ,
તિ માટિ હું આંહાં આવી, ઋષિજી ચતુર સુજાણ. ૧૬

ઊથલો

ઋષિજી ચતુર સુજાણ જાણી શ્રમ અમારો સાર્થ કરે,
અનિરુદ્ધ વિના પાછી ફરું તો ઓખા ત્યાં નિશ્ચે મરે.

## કડવું ૨૪ મું

### રાગ પરજિયો

એણી પિરિ બોલ્યા નારદદેવ, સહિ યુદ્ધ થાશે ત્યાંહાં અશ્મેવ.

ઢાળ

સહિ યુદ્ધ થાશે ત્યાંહાં, સહિ તે દેવ કૌતક જોય,
ઓખા અતિ આનંદ કરશિ, સર્વ સિદ્ધ કાર્ય હોય. ૧
તામસી વિદ્યા ઋષિ નારદે ભણાવી થાપી તે ત્યાંહા પૂઠ,
જોરે બાઇ, તુનિ આવતાં જાતાં ન પડે કોની દૃષ્ટ; ૨
દેઈ પ્રદક્ષણા ચરણે લાગી, સાંભલોની ઋષિરાય,
કદાચિત મુહુને વેલા પડે તો તમો રિહિજ્યો સાહાય; ૩
આકાશમાર્ગે સંચરી, જેહની આકાશમાર્ગે ગમ્ય,
વેગે વિછેદે ત્યાંહા આવી, કૃષ્ણનાં મંદિર રમ્ય; ૪
મંદિર તો શ્રીકૃષ્ણજીના, સાંભલો લોક ઉજેહ,
શુકદેવ કહિ, હું પાર ના પામુ, મહામનોહર તેહ; ૫
[1]કનકમય કોશીસડાં ને સ્ફાટિક મણિના સ્તંભ,
સૂર્યકાંત મણિ ઝળહલે, ચંદ્રકાંત મણિ અતિ રમ્ય; ૬
વૈદૂર્યકાંત મણિ માણેક, હીરા કોશીસડાં જડાવ,
ચંદન કાષ્ઠના ઓટલા તે બિઠા કેરા દ્વાર; ૭
પંચ પિરોજા પાટ જડિયા, કનક લીપ્યાં સાર,
ચંદ્રકાંત મણિ ચોક ચોરસાં, તલિયા તોરણ બાર; ૮
એહેવે સુંદર સ્થાનક બિઠો, આગળ નૃત્ય જ થાય,
વારુણી પાન કરે વારેવારે, ચોહદશ ચમર ઢલાય; ૯
દાસીને નિદ્રા નહિ ને સેવક સહુના પાસ,
એહેવે સમે તે કામ્ય જ બેઠો જેનો પિતા શ્રીઅવિનાશ. ૧૦

---

૧. क કનકમિ, ख કનકમે ઓશીસડા

## કડવું ૨૫ મું

### રાગ વિરાડી

ચિત્રલેખા ચિંતા કરે, મનમાંહિં દુઃખ અતિ ધરે,
[1]જ્ઞાનદૃષ્ટે સહી નારદ સંભારે, સમરતાં કીધી સાર,
ચિત્તમાંહે તું ચિંતા મ આણીશ, અમ્યો ઊભા છું બાર; ૧
અદૃષ્ટ કર્ણવિદ્યા ઋષિ ભણાવી ને ઊભી તે વીરની પાસ,
ધન્ય ધન્ય રે તું વીરાધ્ય વીર જાણું, વાણી કરું રે પ્રકાશ; ૨
થર થર ધ્રૂજે ને શ્વાસ ભરાયે, મનમાં કરે વિચાર,
કેહી પિરિ સન્યા લેઇ જાઉં, શું થાશે પ્રાણઆધાર! ૩
પછે મન દૃઢ કરીને સેન્યા લીધી મસ્તક સાર,
આકાશમાર્ગે ઉતપતી ચિત્રલેખા તેણી સાર;

ઢાળ

અનિરુદ્ધની ત્યાં સેન્યા લેઇને આકાશમાર્ગે જાય,
સુદર્શન ત્યાં આડે આવ્યું અંતરાય તે થાય; ૬
નારદઋષિ વેગે આવી ઊભા કૌતક જોય,
'દેવકાર્યે લઈ જાય છિ જાતાં ન રાખો કોય'; ૭
સુદર્શનને મુકાવીને ઉતાવલી થઈ આવી,
એક પોહોરમાં શોણિતપુરમાં અનિરુદ્ધને ત્યાં લાવી; ૮
બાણાસુરના નગરે રખોપુ, નહિ કેહેનો પ્રવેશ,
અનિરૂદ્ધનિ ચિત્રલેખા લાવિ તે નારદનો ઉપદેશ; ૯
ઓખા બિઠી કરે ઓરતો, હૈડે હર્ષ ન માય,
અન્ન ઉદક ત્યજીનિ બેઠી, આણું વરસાં સો થાય; ૧૦
એહેવે ત્યાંહાં ચિત્રલેખા દીઠી, આનંદ ઊપનો તતકાલ,
દેઈ પ્રદક્ષણા ચરણે લાગી, માહારી કરી સંભાલ; ૧૧

---

૧ ગ દેશીફેર, બીજી પ્રતોમાં એવું નથી.

મનરંગે ત્યાંહાં વાસ પુરોનિ, અનિરુદ્ધ તેડી આણ્યો,
ઓખા ને ચિત્રલેખા નારદ ચોથું કો નવ જાણે. ૧૨

## કડવું ૨૬ મું

### રાગ મારુ[1]

વલી વલી ઓખા કહે, રખે રે બાઈ કો લહે,
રાયને આવ્યો છે આપણે રે.

### ઢશી ફેરર

રાયને આવ્યો આપણે, જાણશે જો આવ્યો રાય,
પહાં બિહાં કો નવ જાણે, એહેવો કરોનિ ઉપાય. ૧
વળતી ચિત્રલેખા એણી પિરિ બોલી, ચિંતા ન આણશોચિત્ત,
અહિયાં બિહાં કરો લીલા, કોમળ તમારો કંથ. ૨
તેણે સમે ત્યાંહાં અનિરુદ્ધ જાગ્યો, જોયે તો વિપરીત,
અસુરતણાં વાજા શ્રવણે સાંભલી થઈ રહ્યો ભયભીત; ૩
આ સુંદરી તો કોહોની કહીએ, આ તે કોહોની દાસ?
ચિતભ્રમ થયો રાય મન વિમાસે, હું આવ્યો કોહોને આવાસ? ૪
વલતી ચિત્રલેખા એણી પેરે બોલી, સાંભળો સ્વામી વાત,
સત્યારથ ત્યાંહાં અમો કહું, રખે કરતા ઘાત; ૫
આ બાણાસુરની દીકરી ઓખાને હતું સ્વપ્ન,
અનિરુદ્ધ સેજે વરી ગયા નિ થયું વિહ્વલ મન; ૬
કહે, એ વર મુજનિ આણી આપો નહિતર કાઢીશ પ્રાણ,
તે માટે તુજનિ ઇહાં લાવી, તું છો ચતુર સુજાણ, ૭
તે માટિ તહુન્યો વરોનિ એહને, એહ તમારી નાર,
એવાં વચન ચિત્રલેખાએ કહ્યાં તેણી વાર, ૮

---

૧. ક, ख રાગનું નામ નથી ૨. ક, ખમાં ઢાલ છ પણ તે 'રાયને આવ્યો પછે આપણેરે' એ લીટીની પહેલા

વલતો અનિરુદ્ધ એણી પેરે બોલ્યો, ન જાણું કુલ કોય !
અજાણે હું કેહેવી પેરે પરણું, હદે વિમાસી જોય; ૯
વલતી ચિત્રલેખા એણી પેરે બોલી, તાહરા બાપના બાપ વીર,
જાંબુવતી રીંછડીનિ પરણ્યા જઇને તેને ઘેર; ૧૦
સોલ સહસ ત્યાંહાં એકસો કન્યા નરકાસુરની વરિયા,
કોણ જાણે તેહેની જાત ભાત ન્યાત ન જાણું પરિયા; ૧૧
'ફટ પાપણી, એ શું બોલી, હવડાં ઊડી જાશે,
જીત્યે દાવે સોળ સોગઠી સઘળી કાચી થાશે;' ૧૨
ચિત્રલેખા કહે, કહી દેખાડું એહેના કુલની ક્યાત,
સાત પેઢી લગી હું જાણું છું પૂર્વજ કેરી વાત; ૧૩
એના પૂર્વજ પૂર્વે પ્રૌઢા વિષ્ણુભક્તનો ભાવ,
તે માટે હું કહી સંભલાવું પછી ન થાયે રાવ; ૧૪
હિરણ્યકશિપુ નરહરિ વિડારો તેહ તણો પ્રહ્લાદ,
તેહ તણો વિરોચન વારુ, [1]સાર્યાં વિષ્ણુનાં કાજ; ૧૫
તેહ તણું[2] વલી કહી દેખાડું રામને નામે ગવ્યો,
તેહેને આંગણે તારો પિતા જાચક થઇને માગ્યો; ૧૬
તેહેને શતપુત્ર માંહે મોટો બાણાસુર બળિયો,
મહાદેવે પુત્ર કરી થાપો અકલ ન જાયે કળિયો; ૧૭
તેહેની તનયા ઓખાબાઇને લાધ્યું ત્યાંહાં સ્વપન;
સ્વામી સેજ્યે વરી ગયો નિ વિહવલ થયું ત્યાં મન; ૧૮
વલતો વીર એણી પિરિ બોલ્યો, સાંભલ સ્ત્રી તું સીધું,
મહાનિદ્રામાં પોઢો હતો ત્યારે[3] મુજને સપનાંતર દીધું; ૧૯
હું જાણું બાણાસુરની તનયા ઓખા તેહેનું નામ,
તે સંઘાતે ક્રીડા કરું છું શોણિતપુર ત્યાંહાં ગામ; ૨૦

---

૧. क, ख, કામ. ૨. ख સાર્યાં; क કહીએ દેખાડું, ग તેહતણું કુલ કહી, ૩. ख માં નથી.

હવે મનના મનોરથ પોહોત્યા માહારા મન્ય આણી પ્રેમ,
વલી વલી તુજનિ પુછું છુ, તું છું કુશલી ક્ષેમ; ૨૧
ગાંધર્વ વિહિવા ત્યાંહાં કીધો, - પરણ્યાં અનિરુદ્ધ નાર,
ઓખાને ચિત્રલેખા અનિરુદ્ધ વર્ત્યો જેજેકાર; ૨૨
એમ કરતાં બહુ દિન જ પળિયા, કારણ ન જાણે કોય,
એકવારનિ સમે માલિયેથી તાંબૂલ પડિયો સોય; ૨૩
તે દેવનિ સેવક સર્વે મનમાં કરે બ્યચાર,
ચાલો આપણ રાયનિ કહીએ તેનિ ત્યાંહાં નિરધાર; ૨૪
સંભળાવીએ રાયનિ, નહિતર ચહસિ રીસ,
જો જાણ ન કીજીએ તો કરે આપણનિ રીસ; ૨૫
સભા પૂરીનિ બિઠો બાણાસુર જેહવો કૃતાંત કાલ,
આવીનિ પરણામ જ કીધો અક્ષેકેત રખવાલ; ૨૬
એકાંત બેશાનિ સંભલાવ્યુ, સ્વામી સાંભળો વાત,
સત્યારથ ત્યાંહાં અમ્યો કહું છું, રખે કરતા ઘાત, ૨૭
આટલા દિવસ અમ્યો કિહિતા નોહોતા કરતા બેઠા લાડ,
અંતઃપુરમાં કોયક છોકરો કરે છે વણુસાડ; ૨૮
વચન એહેવું સાંભલીનિ ઊઠી માથે ઝાલ,
ચાર લાખ ત્યાંહાં વીર મોકલ્યા મહા મોટા વિકરાલ; ૨૯
નાનાવિધ્યનાં આયુધ મોહોટાં, ગુંજારવ અપાર,
હય તણા હિંસારવ થાયે, મહિં ગજતણો નહિ પાર; ૩૦
માહોમાંહે પિરિ બોલે આંહાં લગી હોણ્ પલિયો,
ન હોય રે એ નાહાનો કુંઅર અતલીબલ ત્યાંહાં બલિયો; ૩૧
કુલાહલ ત્યાંહાં શ્રવણે સાંભલી અનિરુદ્ધ આશ્ચર્ય થાય,
સ્વામીની આજ્ઞા લેઇનિ ઓખા જોવા જાય. ૩૨

## કડવું ૨૭ મું

### રાગ સોરઠી[1]

કામ્યનીએ જ્યારે કટક દીઠું અને થઇ રે નિરાશ,
અરે ' દૈવ ' તેં આ શું કીધું, હુંને હૃતી મોટી આશ;
હવાં કયમ વદશો રે સ્વામી ' કોમલ મારા કંથ ? આંચલી.
આજ અમો લીલા કરું નિ એ શું હવું રે અકાલ,
કષ્ટ કરીનિ પામિયો હવિ રક્ષા કરોને, ગોપાલ; ૧
ધાડે કષ્ટે પામિયો એહેવો મદનમોહન કંથ,
સ્વામી કયમ સહી રહે મુજ રાંક ઘિર રતન ? ૨
આળોટે ત્યાંહાં અવનિ ઉપર, રુદન કરે રે અપાર,
બોલાવિ બોલે નહિ ને નયને વેહે જ ધાર; ૩
વલી ઊઠી બેઠી થાયે ને વદન વિખાણે વીર;
તીવ્ર બાણ જ્યારે છૂટશિ કયમ સહસિ કોમલ શરીર; ૪
માહારા પિતાને જાણ થયું ત્યાહારિ કટક મોકલ્યું પ્રૌઢ,
પાપી બાપે કાંઇ ન જાણ્યું બાણાસુર તે મૂઢ; ૫
વલતો વીર એણી પેરે બોલ્યો, એ કાલાવાલા ફોક,
એ સાથે એહેવું યુધ કરું તે જુએ સુરનર લોક, ૬
અરે સ્વામી, તમ્યો શસે હાથે, આયુધ નહિ ત્યાં એક,
ચાર લાખ ત્યાંહાં વીર મોકલા સેના સહિત અનેક; ૭
અબલા, હું તુજનિ કહું નિ માહારું આયુધ ઓસાણ,
દાર તણી ભોગળ કાઢીનિ લેઉં સર્વના પ્રાણ; ૮
અજાંણતાં શત યૂથ મલે અને પ્રગટે કેસરી એક,
એને પ્રાક્રમે શું હોયે ? વનિતા, જોને વિવેક; ૯
અબલા, હું તુજનિ કહું, તું તાંહાં ગેહેલી જાણ,
કે મરીશું કે મારીશું પણ નહિ મેહેલું મુજ માન; ૧૦

---

૧. क, પાઠાંતરે રાગ મારૂ.

વનિતા, વાણી સુણ તું માહરી, જો તું કરી વિચાર,
તાહારે બાપે ચાર લાખ મોકલ્યા માહારે મન તે ચાર; ૧૧
એમ કીધે નવ્ય છૂટીએ, એ કાલાવાલા ફોક,
અમો એહેવાં યુધ કરું જે જુએ સઘલા લોક; ૧૨
અનિરુદ્ધ મરડીને નીસરે, ઓખા સાહે હાથ,
હું તુજનિ જાવા નહિ દેઉં, સુંદર માહારા નાથ; ૧૩

## કડવું ૨૮ મું

### રાગ મારુ

ઓખાએ નારદ ત્યાં સંભાર્યો ને આવ્યા તાં તત્કાલ,
દેઇ પ્રદક્ષણા ચરણે લાગી, માહારી કરી સંભાલ; ૧
આશીરવાદ ઋષિ નારદે દીધો, સૌભાગ્યવતી ઓખાબાઇ,
ભલો ભલો પ્રદ્યુમનનો કુંવર ચિરંજીવ અનિરુદ્ધ ભાઈ; ૨

### ઢાળ

ભલો ભલો પુત્ર પ્રદ્યુમનનો મહાવીર વિકરાલ,
બાણાસુર વીર મોકલ્યા આણો તેહનો કાલ; ૩
તાહારો પિતામહ પૂર્વે પ્રૌઢો વૈકુંઠ કેરો નાથ,
અંતરિક્ષ માર્ગે અમ્યો જોઉં છું, શા વાવરે છે હાથ; ૪
વીર વિકરાળે ભોગળ લીધી કોપ કરીને ધાય,
મારી કટક સર્વ કટકા કીધું, કોપે નાહા જાય; ૫
અંગ ધ્રૂજે ને કાંઇ ન સૂઝે, આવ્યા રાયને પાશ,
શું બાણાસુર બેસી રહા છો ? કટક કીધું સર્વ નાશ; ૬
એક છોકરો આવ્યો છે તેહેના હાલા પાણ્ય,
ત્રણ્ય ભાગનું કટક માર્યું, એક રહ્યું નિરવાણ; ૭
વલતો બાણાસુર એણી પેરે બોલ્યો, તમે શું મોંહોં લેઇ આવ્યા ?
જે કો ત્યાંહાંથી પાછા ફરિયા, તત્ક્ષણ પ્રાણ છોડાવ્યા; ૮

વલતા વીર બીજા મોકલ્યા ખટ લાખ બલવંત,
અંતઃપુરમાં કોયક છોકરો, આણો તેનો અંત; ૯
એક તણું ત્યાંહાં ઓસડ બે ને બેનું ઓસડ ચાર,
ચાર નણુ ત્યાં આઠ જ કહીએ, વીર મનાવ્યા હાર; ૧૦
અંગ સનાહ, હાથે હથરોટ, મુગટ ટોપ મંધાત,
મેના મદિત વીર સંચરિયા, થયો રાય રલિયાત; ૧૧
ઘણા દિવસ થયા રે, બાલક, હવાં તું કયાંહાં જાય ?
બાણતણાં આકર્ષણ, નાનડિયા, તિં તે કયમ ખમાય ? ૧૨
અનિરુદ્ધ પર બાણ જ વરસે, નાનાવિધનાં અસ્ત,
તે આદે કો પાર ન પામે એહેવાં વાગે શસ્ત; ૧૩
આયુધ મૂકે અનેક વિધનાં મહા તીવ્ર જે બાણ,
ત્યાંહાં થકી એહેવો ઊડે છે જાણે ઊગ્યો ભાણ; ૧૪
અનિરુદ્ધ ત્યાંહાંથી એહેવો વાધ્યો, મારી પાડયા ક્રોડ,
તેહને બાણે તેહ જ માર્યા, કહે કવિતા કર જોડ; ૧૫
અંગ ધ્રૂજે, કાંઇ ન સૂઝે, આવ્યા રાયને પાશ,
શું બાણાસુર બેસી રહ્યા છો ? કટક થયું સર્વનાશ; ૧૬
એક છોકરો એહેવો આવ્યો છિ તેહેના કાલા પાણ્ય,
ચાર ભાગનુ કટક માર્યું, એક રહ્યું નિર્વાણ્ય; ૧૭
આયુધ પાખે તે વઢે છે, ભોમલ લેઇનિ ભડિયો,
ન હોય રે એ નાહાનો કુંઅર, અતલિબલ તાં બલિયો; ૧૮
અમે જે આયુધ નાખું છું બેઠો સામો સાહાય,
તે બાણ સાહી અમ ઉપર નાખે, પ્રાણ અમારા જાય; ૧૯
વલતો બાણાસુર એણી પેરે બોલ્યો, ગયા હૂતા બલ પાખી,
શા માટિ તમો પાછા વલિયા ? શેં વઢયા તમ્યો સાંખી ? ૨૦
શા માટિ તમ્યો ન વઢિયા ? કોહોનો સગો સુણીજે ?
સ્વામી, ત્યાંહાં લગણુ પગલાં કીજે, ઘેર બિહાં શું કીજે ? ૨૧

વલતો બાણાસુર એણી પેરે બોલ્યો, કોણ છિ સપરાણો?
વડી વારનો કટક જ મારે, કોણ રાય, કોણ રાણો? ૨૨
ત્રૈલોક્ય માંહિં નામ જ મારું, કૌંભાંડ, સાંભલ આજ,
એણે છોકરે નીચું જોવરાવ્યું, ધિક્ય ધિક્ય મારું રાજ. ૨૩

## કડવું ૨૯ મું

### રાગ પરજિયો

કૌંભાંડ કહે છે, તું સાંભલ્યની રાજા, કહું એક સાચો મર્મ,
એણે એક યોધે દશ લાખ માર્યાં, તેણે ન રહ્યો આપણો ધર્મ; ૧
સત્વર થઈને સૈન્ય સંભાલો, બિહાનું નહિ કામ,
દશ દિશા છતી યશ લીધો એણે છોકરે, બોળ્યું તાહારું નામ; ૨
રાય, પૂર્વે મેં તને પ્રીછવ્યો'તો, તારિ અહંકારે થયો અંધ,
અહંકારે લંકાપત્ય કેરે રણે રોળ્યો રામ દશકંધ; ૩
અહંકારે કૌરવપત્ય કેરો જે રાય દુર્યોધન,
શત ભ્રાત સાથે રણ રહ્યો, રાણીઓ રઝળી વન; ૪
અહંકારે અર્જુન ઓચર્યો તે સાંનિધ્ય શ્રીભગવાન,
[1]આકુલી લગે હું અવતર્યું (!), અર્જુન ઉતાર્યું માન; ૫
પહેલું સ્થલ પૃથ્વી વિષે, પ્રતાપ તાહારો પ્રશસ્ત,
આ સમે અવલોકતાંમાં તારો ઉદે પામ્યો અસ્ત; ૬
અરે દેવ, દૈત્ય, ખવીસ, રાક્ષસ, ભૂત, પ્રેત કે યક્ષ,
એ બાલક સારુ બલ નહિ, એણે યોધ માર્યાં લક્ષ; ૭
સ્વર્ગ મૃત્યુ ને પાતાલ મધ્યે કેહેવાતો તું એક,
આજ તૃણવત તુજને કર્યો, છોકરે વાળ્યો છેક; ૮
એહેવું સુણીને રાજા વિસ્મે પામ્યો, ગઇ શુદ્ધ ને સાન,
શિથિલ અંગ દેખી રાયનું પછે બોલિયો પરધાન; ૯

૧. આજ કલીમાં કહેવત રહ્યું.

એક આશ્ચર્ય મુજને લાગે છે, એહ અસંભવ વાત,
એક ભોગલે સર્વ માર્યા, એણે કર્યો મહા ઉત્પાત; ૧૦
તમ્યો હર્વા શું હારો છો હૈયે, બલતણા સુત બાણ?
આજ વદન નીરખતાં મુજ નથી રેહેતા પ્રાણ; ૧૧
કૌભાંડ વાણી ઊચરે, પ્રાક્રમ તારું પ્રચંડ,
એ સસા ઉપર સિંહ કશો? પરવત થાય શતખંડ; ૧૨
એ બાલકને બાંધીને લ્યાવું, એહેમાં તે કેટલું કામ?
આ શોણિતપુરના સુભટ કેરું સુખ આજ ટાલું સ્યામ; ૧૩
ત્યારે રાય રલિયાત થયા નિ આપ્યા સર્વ શૃંગાર,
તું તો માહારો વડ બાંધવ કહીએ, આ સર્વ તારો ભંડાર; ૧૪
જાઓ વીરા, તમે વેગે કરીનિ કરી આવો શુભ કામ,
વધામણી વેહેલી મોકલજો, પેલા શત્રુનો ફેડી ઠામ; ૧૫
વચન શીશ ચડાવીને ઊઠયા કૌભાંડ તેણી વાર,
સેના સઘલી સજ્જ કરાવી તેહેની શોભાનો નહિ પાર; ૧૬
મહામોહોટા ગજ ગેહેવર સરખા મદમલિત જે કેહેવાય,
હીરાજડિત અંબાડી ઝલકે તેહેનિ જ્યોતિ રવિ ઢંકાય; ૧૭
સૂર્યવંશી ને સોમવંશી પાખરિયા કેકાણ,
મોહોડે મોતી પરોયાં વલી રત્નજડિત પલાણ; ૧૮
એહેવા અશ્વ દોરી આગલ ચલાવ્યા તેનો ગણતાં નાવિ પાર,
અનેક પાલખી રથ સુખાસન તેણે સુભટ થયા અસવાર; ૧૯
દક્ષિણ દેશનો હાથી મોટો તેણે શોભીતા શૃંગાર.
મેઘાડંબર છત્ર ઢલકે તેણે પોતે થયા અસવાર; ૨૦
નિશાને નિર્ઘોષ વાજે, શરણાઈઓ રણતૂર;
ચતુરંગી સેના તરવરી તે જાણીએ સાગરપૂર; ૨૧
નાત્ય ગોવા બાણ બહુવિધ કરતા કરતા મારોમાર,
જઈનિ ઢૂકયા પેલા માલિયા સન્મુખ, ઓખા કરે વિચાર; ૨૨

જો સ્વામી તમારા ચિત્તમાં આવે તો કરું વીનતી આજ,
ચિત્રલેખા દ્વારકામાં લેઇને જાય તો સિદ્ધ પામે સર્વ કાજ; ૨૩
એહેવું કહેતાં અગ્નિ લાગ્યો, ચડી અનિરુદ્ધનિ રીસ,
ચરણ કેરી આંગલીથી જ્વાલા લાગી શીશ; ૨૪
સંગ્રામે સન્મુખ ન રેહે તો લાજે માહારો વંશ,
બાણાસુરનિ અમ્યો મારું જ્યમ કૃષ્ણે માર્યો કંસ; ૨૫

## ઊથલો

ચાલ દોડ

હાક મારી ઊઠિયોનિ અતલિબલ વીર,
પર્વત પડછંદા વાજે ન રહે મન ધીર; ૨૬
આકાશવાણી એહેવી હવી રે, શું જુઓ છો સુર ?
શસ્ત્ર તુંને છેદે નહિ ને મારી કરે તુ ચૂર; ૨૭
ભોગલ કર મધ્યે લેઇનિ પછે ઊઠયો બાલ,
યોધ સર્વ જોઇ રહ્યા જેહનો ખૂટ્યો કાલ; ૨૮
ભોગલ નાંખીને એણે વાર્યો ત્યાં મંવાર,
કોપિયો કોભાંડ ઉપર કરે મારામાર; ૨૯
કોભાંડે તેડાવિયા સેનાપતિ જે ત્યાંહાં સર્વ,
યુધ કરવા તણો જેહેને હતો ઘણો ગર્વ; ૩૦
મારવો છિ એકનિ તેમાં શું જુઓ છો, ભૂર ?
સહુ મલીનિ ત્રુટિ પડો, કરો મારી ચૂર; ૩૧
કોભાંડે બાણવૃષ્ટિ કરી ત્યાંહાં અપરંપાર,
નારચ ગોળા ગુર્જના હૈ છે સબળો માર; ૩૨
આશરો અંબા તણો ને દેવ સર્વે સહાય,
રાખનારી રાખશે તેને માર્યો કેમ જાય ? ૩૩
હાથી હલકારું, એહેનું ધરે છે મન માંહ,
એટલે અનિરુદ્ધ આવીને ત્રુટી પડે છે ત્યાંહ; ૩૪

ઊછળીનિ ગદા મેહેલી હાથીનિ ત્યાં શીશ,
નાઠો મદગલિત ત્યાંહાં થકી પાડીનિ બહુ ચીસ; ૩૫
વલી બીજી ભોગલે ભાંગ્યા છે ત્યાંહાં તો ચરણ,
હાથી તે હેઠો પડયો નિ રાય રહ્યો તે ધરણ; ૩૬
કોપ્યો અનિરુદ્ધ પછે, આણી મન્ય ગર્વ,
નાઠો કોભાંડ પછે સૈન્ય નાઠું સર્વ; ૩૭
ત્યારે વિચ્યારીને વીર રહ્યો, હવિ કયમ મરાય?
સિંહના મુખ આગલ્ય શિયાલ નાઠું જાય; ૩૮
નાઠા ભાગ્યા જોધા આવ્યા, આવ્યા સહુ ઘેર,
સુભટપણું એ શું લહે? સિંધુઆની પેર; ૩૯
આવ્યો કોભાંડ પોતે જ્યાંહાં બિઠો છે રાય,
હૈયે હોલી બલી રહી, હવે શો કરવો ઉપાય? ૪૦
ત્યારિ દોડો બાણાસુરે નિ ઊડી છિ ઝાલ,
કેહે સો એહને બાંધી લ્યાવું તુજ આગળ બાલ; ૪૧
કોભાંડ ત્યાંહાં બોલ્યો નહિ, નથી રહી ગત્ય,
સ્વામી, હું તો ગયો તો ભૂલ્યો શુદ્ધ નિ મત્ય; ૪૨
ભોગલ મારી એણે પાડગો બહુ ત્રાસ,
સ્વામી, એહને જીતવાની મૂકી દ્યોની આસ; ૪૩
શૃંગાર કરીને જે ગયા'તા વઢવા ભ્રાત,
શોકસાગરમાંહિં બેઠા તો શું પૂછો છો વાત? ૪૪

## કડવું ૩૦ મું

### રાગ પરજિયો

બાણાસુર ત્યાંહાં પોતે જાય, કટક સઘલું પૂંઠે પલાય,
અનેક આયુધ ખડગ નિ ગદા મુદ્ગર ભોગલ વીંધે ત્યાં સદા; ૧
તીવ્ર બાણે ભાથા ભરી ચાલ્યા સુભટ સહુ વેગે કરી,
થયો કટકમાં ભેલાભેલ, એમ પડયા જયમ કાપે કેલ; ૨

એમ પડયા જાણે વૃક્ષ સમૂલ, વાજે પંચ શબ્દ રણતૂર,
એણી પિરિ યુધ કરિ અવસ્યમેવ, અંત્રિક્ષ જુએ ઋષિ નારદદેવ; ૩
હવડાં દ્વારકાં જાઉં તતખેવ, શ્રીકૃષ્ણુનિ દેખાતું અવસ્યમેવ,
રખે બીહીતો તું ત્યાં બાલ, કટક સર્વને આણું કાલ; ૪
તાહારે યુદ્ધે અસુર કંપે ઘણું, ધન્ય ઉદર તુજ જનુની તણું,
બાણાસુર ઉપર ભોગલ પડી, અવની ઉપર ગયો રડવડી; ૫
ભાગ્યો રથ કડકડી, પોકોર પૂકે ઊઠો ધડહડી,
બાણાસુરનિ વાગી સાંગ, ઓચીંતી આવી ગઇ અંગ; ૬
રાયનિ વાગી નીસરી ગઇ, બાણાસુરનિ વાચા રહી,
પોકોર પૂકે સુધ્ય જ થઇ, વલી રથ ઉપર બેઠો જઇ; ૭
ભાગો રથ કકડા થયો, હવડાં પ્રાણ અમારો ગયો,
પેહેલો બોલ એહેવો શિં નુબ્ય કહ્યો જે કો બલિયો આવીરહ્યો; ૮
રાયે મન્ય વિમારયું વલી, બેઠા પ્રધાન ને રાજા મલી,
આ વાત ન જાયે કોણે કલી, આણી વાર ત્યાં જીવ્યા રહી; ૯
એહેને આપણ કીજે એમ નાગપાશ બાંધીજે જેમ,
કોભાંડ કહે વાર્તા રમ્ય, આપણ એહેને કીજે ઇમ; ૧૦
નાગપાશમાં ગમ્ય માહારી, મનમાં ગ્રાન વિમાશી કરી,
નાગપાશ બંધન કરી પછે આપણિયે જાગે મરી; ૧૧
એહેને કરવા દ્યો અનુપાન, એણી પેરે બોલ્યો પરધાન,
કો મોહોટાનો છે રે બાલ, સાંભળનિ સાચું, ભૂપાલ; ૧૨
નાગપાશે ત્યાંહાં બાંધ્યો વીર, સાંસો કરી રહ્યો શરીર,
ઓખા બેઠી પાડે ચીસ, અનિરુદ્ધનિ દે છે આશીશ; ૧૩
ચિરંજીવી મારા ભરથાર, પાપી બાપ કરે છે પ્રહાર,
દોહીલું જાણે એક લગાર, સંસારમાંહિં સ્વામી સાર; ૧૪
"ઓખા તું કાં પામે દુઃખ, કાલ મુજને થાશે સુખ,
તાહારો સમરો વૈકુંઠધણી સાર કરે સંસાર જ તણી." ૧૫

અનિરુદ્ધે ઇશ્વરી સંવરી નાનાવિધની સ્તુત્ય જ કરી,
તે કહું હું ગુણવિસ્તાર, સુણતાં દુઃખનો પામે પાર. ૧૬

## કડવું ૩૮ મું

### રાગ વિરાડી[1]

આધ મહિષાસુરમર્દિની સકલ દેવની ગુણવર્ધની,
રક્તબીજનું શોણિત પીધ, ચંડમંડ તેં વાહન કીધ; ૧
ધૂમ્રલોચન તું ધંધોલ, શુંભનિશુંભ તેં રણ રગદોલ,
મધુકૈટભ પમાડચો મોહ, એકવાર મુજ સાહામું જોય; ૨
અનેક દૈત્ય તિં માર્યા જેહ, કેહેતાં પાર ન આવે તેહ,
અસુરે સર્વ છંડાવ્યા ઠામ દેવ સર્વનાં કરવા કામ; ૩
તું સાર માહારી કરને સોય, નહિતર અબલા સાહામું જોય,
તું કાલકા નિ તું તોતલા, કોડી સૂર્ય શશી વાધી કલા; ૪
તું બ્રહ્માણી હંસા પ્રૌઢ, વૈષ્ણવી તું ગરુડારૂઢ,
ઇંદ્રાણી ઐરાવત તેહ, અરે સાર મોરી કરનિ દેહ; ૫
આઈ તું અન્ય વિચારે સોય, નહિતર અબલા સાહામું જોય,
સ્તુત્ય કરતાં આવ્યાં ઇશ્વરી, શિં પુત્ર મેહેલ્યો પરહરી; ૬
ઇશ્વરીએ ત્યાં થાપ્યો પુત્ર, ગર્વ માટે જાણિ ઘરસૂત્ર,
કાલ્ય આવશે છપ્પન કોડ, લેઈ જાશે તને બંધન છોડ; ૭
એમ કહીનિ ઇશ્વરી ગઇ અને દ્વારકામાં સિદ્ધ જ થઇ,
પ્રદ્યુમન બલભદ્ર બલિયા જેહ, કૃષ્ણનિ મંદિર આવ્યા તેહ; ૮
એમ કહે દ્વારકાનો રાય, ભલે પધાર્યા મુજને સાહાય,
પ્રદ્યુમન કહે, એ શો કોપ થયો—અનિરુદ્ધનિ કો હરિને ગયો; ૯
એ મોહોટું કર્મ દ્વારકામાંહાં થયું, પુત્ર પલાયો, હવાં શું રહ્યું ?
તું સેવકની વાહારિ ધાય, ભક્તવછલનું બિરદ કિહિવાય; ૧૦

---

૧. ગ, ઘ રાગ સોરઠી

પોતાની પુત્રનિ કો હરિનિ જાય,તમારા મનમાં દયા નવ થાય,
કૃષ્ણ કહિ,તમે સ્વાતિક સુણો,અમ આગલ બોલ બોલોઘણો; ૧૧
ગાંજ્યો નહિ જાય પુત્ર આપણો,કો નહિ ગણે સુતનિ ઘણો,
આંહી થી સેવક મોકલો બહુ, ભુવન સ્થાનિક સાધનો બહુ; ૧૨
શોધી લાવો સુતનો ઠામ, પછી આપણ તે કીજે કામ. ૧૩

## કડવું ૩૨ મું

### રાગ સારંગ

અરે કમલા તો કલ્પાંત કરે ને સાંભળો સારંગપાણ,
આજ પ્રાણ અમ્યો તજશું કે પુત્ર અમારો-આણ; ૧
આજ પ્રદ્યુમન દુખિયો થઇ બેઠો, હૈયડે દુઃખ ન માય,
એક જ અનિરુદ્ધ પુત્ર પાખે પ્રાણ અમારા જાય; ૨
રૂક્ષ્મણી ત્યાંહા વલી રુદન કરિછિ,કામ્યની હવાં ક્યમ રેહેશો?
વિશ્રામ ઠામ રાખો હરિ, કોણ કિહિશિ બૂખો તરશો? ૩
અરે જાદવ, શું બેસી રહ્યા છો? એ કોણ તમારો ધર્મ?
આજ દૈવે દુખણી કીધી, એ કરિછિ માહારુ કર્મ; ૪
અન્યોઅન્યે અબના બોલે, અમ્યો બૂડશું બડીએ,
પરમેશ્વરે જો પુરુષ મંજ્યાં હોય તો ત્યાં જઇને વઢીએ. ૫
સ્વામી, ભક્તવત્સલનું બિરદ તમારુ, ગોરનો આપ્યો તન,
સંદીપનનિ સંતોષિયા, તમે સંતોષો માહારુ મન. ૬
સાગરમાં હાથી ગોધી કાઢો, બોલે મૈંઢેસ્યો બાન,
ગોગણીનું મન મનાવ્યું, એહેવો તું ગોપાલ. ૭
છપન કોડનિ ચિંતા પડી છે એટલે નારદ આવ્યા,
પૂજા અરચા બહુવિધ કીધી, નારદ ઋષિ વધાવ્યા. ૮
ઋષિ પ્રતિ તાં એણી પેરે બોલ્યા,ગો અપરાધ અમ્યો કીધો?
આજ અમારો પુત્ર અનિરુદ્ધ કોણે હરીને લીધો? ૯

વલતા ઋષિ એણી પિરિ બોલ્યા, અબલા, આણો ત્રેમ,
જ્ઞાનદષ્ટે અમો જોઉં છું, તાહારો સુત છિ કુશલક્ષેમ. ૧૦

## કરવું ૩૩ મું

### રાગ મારુ

કોણે સુત કીધો હરિ હરણ, રખે પમાડ્યો હોયે મરણ,
એ ત્યાંહાં આયા કો ખેચરી, અંતિક્ષથી કોઇ લેઇ ગયું હરી; ૧
એ ત્યાંહાં વાતો કહી ન જાય, માતપિતાનિ દુઃખ ન માય,
પ્રદ્યુમનજી વિચારી કહે, પુત્ર તણો શોક સુજનિ દહે; ૨
પુત્ર વિના સૂનો સંસાર, પુત્ર વિના ધિકય અવતાર,
પુત્ર વિના કરુણા નહિ અંગ, પુત્ર વિના નહિ મોક્ષપ્રસંગ; ૩
પુત્ર વિના પૂર્વજ નવ્ય લહે, પુત્ર વિના કુલ નિશ્ચે દહે,
પુત્ર વિના કો ન પામે નીર, પુત્ર વિના અગ્નિ ન પામે શરીર; ૪
પુત્ર વિના વાહાલું નહિ સોય, પુત્ર વિના કો મુખ નવ્ય જોય,
પુત્ર વિના કો દુઃખ નવ્ય હરિ, પુત્ર વિના સહુ નિંદા કરિ;
જિહા શોક ધરિ છિ જ્યાંહ, નારદજી પધાર્યો ત્યાંહ. ૫

## કડવું ૩૪ મું

### રાગ બિરાડી

નારદ કિહિ છિ રે કૃષ્ણનિ, તમે સાંભળોનિ ગત્ય,
માહારે છે પ્રતિજ્ઞા જે નવ્ય બોલું (હું) અસત્ય. ૧
લોકમાં ચાલીછિ વારતા, આલીગારો એહ,
તે ત્યાંહાં સુઝનિ નાવડે જાણો સર્વે તેહ. ૨
એક પ્રસંગે હું ગયો'તો આપ કાંઇક કાજ,
શોણિતપુર એક નગર જ મોહોટું, બાણાસુરનુ રાજ્ય. ૩

તેહેની તનયા ઓખાબાઇને લાધુ ત્યાંહાં સ્વપ્ન,
અનિરુદ્ધ તેહેનિ વરી ગયો નિ વિહ્વલ થયું ત્યાંહાં મન. ૪
કેહે,એ વર મુજને આણી આપો,નહિતર કાઢીશ પ્રાણ,
ચિત્રલેખા ચંતની તે ભલી ચતુર સુજાણ. ૫
બિ ઘડીમાં અહીંઆં આવી તે દ્વારકા માહ,
ચોથી ઘડીએ લેઇ ગઈ તે શોણિતપુર છિ જ્યાંહ. ૬
આ ક્રમ તો પ્રેમદા તણાં શાં કહું, પરસ્પર,
ચક્ર સરખું ચૂકવ્યું, કો નવ્ય લહો તે મર્મ. ૭
પછે ત્યાંહ લીલા કરે, રંગમંડપ પ્રૌઢ.
પાપી બાપે તે જાણિયું જે બાણાસુર મૂઢ. ૮
અનેક વીર પેહેલા મોકલ્યા લક્ષ તે ત્યાં ચ્યાર,
તેહેનિ પુત્રે મારિયા, તે મનાવ્યા હાર. ૯
અને વલી બીજા મોકલ્યા ખટ લાખ અપનંત,
તેહેનિ પુત્રે મારિયા નિ તેહેનો આણ્યો અંત. ૧૦
પછે રાય પોતે ગયો ને ઉતાવલો તે જાય,
તેહેને પુત્રે મારિયો એ. તારો મહિમાય. ૧૧
પછે ત્યાંહાં નાગપાશે બાંધિયો પાપિયો પાપિષ્ઠ,
કારાગૃહમાં રાખિયો નિ તેહેનિ ઘણું છે કષ્ટ. ૧૨
ઘડી બિ હું ઊભો રહો તો કષ્ટ કહ્યું ન જાય,
સુજ દેખતાં મારિયો તે મિ કયમ ખમાય? ૧૩
નારદ કહિ છિ કૃષ્ણનિ, તમે સુણો દેવ મોરાર,
તાહારિ તો પુત્ર છિ ઘણા, ઘણો ત્યાંહ પરિવાર. ૧૪
અરે સ્વામી, સાંભળો, પાલા ત્યાંહાં ન જવાય,
અગિયાર સહસ્ર જોજન જાવું, ઘણા દાહાડા થાય. ૧૫
ગોવિંદ, સમરો ગરુડનિ, લેઈ જાય તતકાલ,
એક મુહૂર્તમાં પોટોંચાડશે સૈન્ય સહિત, ગોપાલ. ૧૬

ગોવિંદે ગરુડ સંભારિયો, આવિયો તે પાસ,
દેઈ પ્રદક્ષિણા ચરણે લાગો, સ્વામી શ્રીઅવિનાશ. ૧૭
વિલંબ હવે ત્યાહા શો કરો? કેહેતાં નોંવિ પાર,"
ઉતાવલા પ્રભુ થાઓનિં ગરુડ ઉપર અસવાર.' ૧૮
બલભદ્ર ભાઈનિ સાથે તેડયા પ્રદ્યુમન લીધા મન;
એવી પેરે ચઢીને બેઠા કરી ગરુડવાહન. ૧૯
બિ ઘડીમાં આવિયા ગગા કેરે તીર,
કૃષ્ણ હેઠા ઊતરા નિ ગરુડે પીધુ નીર, ૨૦
પાણી પૂગ્યુ વાવર્યુ નિ ત્યાંથી ઊઠ્યા એવ,
બિ ઘડીમાં આવિયા શોણિતપુરમાં દેવ. ૨૧
બાણાસુરના નગરમાહા કોણ કોણ રખવાલ,
રાય આગલ બુબ ગઈ, આવ્યા શ્રીગોપાલ. ૨૨
પાવક ત્યાંહાથી પરજલો હુતાશનનો તાપ,
ગોવિંદ કિહિછિ ગરુડનિ, કાંઈએક દેખાડો આપ. ૨૩
પાણી પૂગ્યુ વાવર્યું તે (તાં) પાછુ નાખ,
પછે હુતાશન બાપડો (તે) ગયો ત્યાંથી સાક્ષ. ૨૪
ત્યાંથી આઘેરા ચાલિયા, જુએ તો ભૂત પ્રેત,
પ્રાણે મારી પાડિયા, તેહેને કીધા અચેત. ૨૫
વલી આઘેરા ચાલિયા તો દૈત્યનો નહિ પાર,
તેહને ચાચે મારી પાડિયા, તો બીજા ગયા રાજદ્વાર. ૨૬
એક સાંભલ, રાજા, વીનતી, આવ્યા શ્રીગોપાલ,
નમી નમી કહે શયનિ જે દ્વારના રખવાલ. ૨૭
એક પંખી મહા મોહોટુ ઘણુ તે નગરમાહે ન માય,
ઉપર ત્રણ તેજસ્વી બેઠા તેહેની કુંવર કાય. ૨૮
વચન એહેવુ સાંભલી વલી મોકલ્યા વીર,
સેના સહિત શૃંગારિયા, પર્વત સરખાં શરીર. ૨૯

અનેક આયુધ લેઈને કૃષ્ણ સાહામા જાય,
ગોવિંદ કિહિછિ ગરુડને, કાંઈ દેખાડો બલ કાય. ૩૦
તેહેને પાંખે મારી પાડિયા, વીર કીધા ચૂર,
વલી વીર બીજા મોકલ્યા જે શૂરા માહે શૂર. ૩૧
કૃષ્ણ કહે બલભદ્રનિ, તમે સાભળો ભ્રાત,
આપણ એક ઉપાય રચીએ તે રૂડી વાત. ૩૨
આમલ કીજે ગરુડને, દક્ષિણ પ્રદ્યુમન,
વામ ભાગે રહો તમે, વચમાં રહે આ તન,[1] ૩૩
એણી પિરિ જો યુધ કીજે તો એનિ જિતાય,
જેહેની ફૂંકે દવ બલે તેણે તે શુ બલ નવ થાય.[2] ૩૪
ગરુડ, હવે વેહેલા થાઓ, શુ વિચારો મન ?
કિહિતામાં થયો ઉદિત વિનતા કેરો તન. ૩૫
પાંખ વાગી પખીની ને નાસી ચાલ્યા નાગ,
અનિરુદ્ધ આવી ઊભા રહ્યા નિ કીધો શખનાદ. ૩૬

## કડવું ૩૫ મું

### રાગ સામેરી[3]

અનિરુદ્ધ છૂટયો જેટલે બાણાસુરે ધરિયું ધ્યાન,
વદને દેશ આંગળી નિ તજીનિ અભિમાન, ૧
કર જોડીનિ કરિ વીનતી, સમરથ ઉમયાનાથ,
પરદલ પીડે મુજને, આવિયો જાદવ–સાથ ૨
સેવકનિ ભીડે પધારો, કરુણાસિંધુ કૃપાન,
નગર વીટયુ જાદવે • તે સહિત શ્રીગોપાન. ૩
આહારિ પાસુ તમમણું, બહુ સુભટ કરે અતિ શોર,
તે કારણ પ્રભુજી, પધારો, મુજને વીર દેખાડો જોર. ૪

---

૧, क, ख 'હુ એમ' ૨. ઘ રખે કો છાના પડો તો નવ જીતાય ૩ ख સારે.

તમારી ઉપર કરી કૃષ્ણને લગાડું પાય,
શોણિતપુરમાં આવીએ, યુદ્ધને કોડ કૃષ્ણનુ થાય. ૫
કૃષ્ણ પરમેશ્વર સહુ કહિ, માહારિ તો શિવ જગદીશ,
તે કારણ પ્રભુજી, પધારો, બલ વાધે શીશ. ૬
સ્તવન સેવક તણું સુણીનિ ઊઠિયા શિવ રાય,
ત્રિભોવનમાં ભક્ત માહારો બાણાસુર કહિવાય. ૭
નદી ભૃંગી તેડિયા ને વૃષભ ચડયા મહાદેવ,
સાથિ તે ખટમુખ ગિરિસુતા, માંહે ભૂતાવલિ તતખેવ. ૮
અંગ વિભૂતિ સોહામણી ને ભુજ બહુ વિશાલ,
મૃગચર્મ ઓઢયું બિહામણું ને લોચન ત્રણ વિકરાલ; ૯
જટાજુટ સોહામણી ને તે મધ્ય પાવન ગંગ,
હાથમાં ડમરૂ ત્રિશૂલ છે, આ પાર્વતી અર્ધાંગ. ૧૦
રુંઢમાલા શોભતી ને કંઠમાં વિષ સાર,
ભક્તની ભીડે પધારિયા તે શોણિતપુર મોઝાર. ૧૧
બાણાસુરનિ વધામણી ગઇ જે આવિયા મહાદેવ,
તેહેને આપી વધામણી, ઊઠયા હર્ષશું તતખેવ. ૧૨
આવીને ઊભા રોહોનિ, ચરણે નામ્યું શીશ,
સ્વામી, મુજને કૃપા કીધી પાર્વતીપતિ ઈશ. ૧૩

## કડવું ૩૬ મું

### રાગ મારુ

બાણાસુર ત્યાંહાં પોતે જાય, આણ એહેવી ત્યાંહાં કરાય,
રખે રે કોઈ ઘેર રહે રે:-

### ઢાલ

રખે રે કોઈ ઘેર રહે, એહેવી દેવરાવી આણ્ય,
બાપ માહારા શો વડો છો (!) એમ બોલે વાણ્ય; ૧

આયુધ નાનાવિધ્ય તણાં તમો લ્યોનિ ગોડરા વીસ,
પાછી પાની કો નવ્ય કરશો, અમે રહ્યા છું શીશ; ૨
ગરુડે પાંખે મારિ પાડિયા તે વીર નાઠા જાય,
એક કહે હલ્યા ! શું નાસો છો ? શીશ ઊભા રાય; ૩
વકાર્યો પાછા ફર્યો તેહેનું ગરુડ ઉપર ધ્યાન,
આ તે વાહન કૃષ્ણ કેરું (હું તે) ઉતારું (એનું) માન; ૪
બલભદ્ર નિ કાર્તિક વઢિ છિ, કો ગાંજ્યો નવ્ય જાય,
અસ્ત્ર અન્યોઅન્ય વાવરિ, શિવ વિષ્ણુનો મહિમાય; ૫
કાર્તિક ત્યાંથી એહેવો વાધ્યો, ગાજ્યો વલતો વીર,
બલભદ્રજીએ બાણ માર્યું, શોણિત ચાલ્યું શરીર; ૭
ત્યાહારિ મહાદેવજી કોપે ચઢિયા, કોપ કરીનિ જાય,
વળી સાહામા આવિયા વૈકુંઠ કેરા રાય; ૮
ઈશ્વર કૃષ્ણ બેહુએ મળાનિ યુદ્ધ માંડ્યું ઘોર,
અસ્ત્ર અન્યોઅન્ય વાવરે, બ્રહ્માંડ ચાલ્યો શોર; ૯
સંગ્રામ મહા મોહોટો રચ્યો, આયુધ કોડ઼ન્દશ વીસ,
અંત્રિક્ષથી દેવતા જુએ છિ કોડ ત્યાં તેત્રીસ; ૧૦
તે વારે મોહાસ્ત્ર જ મેહેલિયું, મેહેલ્યું દેવ મોરાર,
મહાદેવજી, મોહ પામિયા ને બલ નહિ જ લગાર; ૧૧
તે વારે મહાદેવજી કોપે ચઢિયા, માથે ધાયો ક્રોધ,
જા રે પુત્ર, તું વેહેલો ચઢનિ, એમ દીધો પ્રતિબોધ; ૧૨
આજ્ઞા દીધી તેહેનિ પછિ વચન બોલ્યા ઈશ,
બાણાસુર દુર્જનિ કહે , તે વચન ચઢાવે શીશ; ૧૩
આવીને ઊભો રહ્યો તેણે કર્યો છિ પ્રણામ,
સુદ્ધ કેહેવું આવડે, અલ્યા ! કરાં તું શું કામ ? ૧૪
ત્રણ ચરણ માહારે ઉદર, ત્રણ વદન, ત્રણ પાણ,
ત્રણ નેત્ર નિ ત્રણ નાસિકા [illegible] ૧૫

ત્રાહે ત્રાહે શ્રીકૃષ્ણજી ઓ કમલા કેરા કંથ,
એકાંતરિયે મારિયો નિ આણ્યો માહારો અંત; ૨૯
વલી વલી વિષ્ણજી, વીનવું, અપરાધ કીધો અપાર,
દીનાનાથ દયાલજી, મુકાવીએ એકવાર; ૩૦
રેતુત્ય કરતાં તેહેને કૃપા કીધી, મુકાવ્યો ત્યાંહાં તેહ, -
દેઈ પ્રદક્ષિણા ચરણે લાગો, એહેને પૂછ્યું એહ, ૩૧
કૃપાનિધાન તમો કૃષ્ણજી, તમારું નામ ધન્ય ધન્ય,
સંસારમાં હું અવતર્યો, ક્યાંહાં અમારું જીવન ? ૩૨
તો કહ્યું, જા તું સ્થાવર જંગમ, ચેડે ચારે ખાણ્ય;
ઓખાહરણ જે સાંભળે તે થકી અલગો જાણ્ય; ૩૩
વચન એહેવું કૃષ્ણે આપ્યું ત્રઈઓ સ્થાનક જાય,
વલતા ભાથા ભીડિયા કૈલાસ કેરે રાય; ૩૪
સારે મોહાસ્ત્ર ત્યાં મેહેલિયું સાહામા રહી જુગદીશ;
અગ્નઅસ્ત્ર જ મેહેલ્યું સાહામા રહીને ઈશ; ૩૫
વરુણઅસ્ત્ર જ મેહેલિયું રહી(ને) દેવ મોરાર,
પવનાસ્ત્ર જ પાડવ્યું સ્વામી (શ્રી)ત્રિપુરાર; ૩૬
નાગાસ્ત્ર જ ત્યાં મેહેલિયું સાહામા રહીને ઈશ,
ગરુડાસ્ત્ર જ ત્યાંહાં મેહેલિયું સાહામા રહી જુગદીશ; ૩૭
અણપત્ય કરસી ફેરવી પાડયું દલ ભંગાણ,
બલભદ્રે હલમુસલ લેઈ કર્યું કચ્ચરઘાણ; ૩૮
નંદી ને પ્રદ્યુમન વઢે મહા મોહોટા યોધ,
ભૂતાવલિનો પાર જ નહિ, યાદવ છપ્પન કોડ; ૩૯
[1]બ્રહ્માસ્ત્રનું ત્યાં બાણ મેહેલ્યું, મેહેલ્યું સમરથ ઈશ,
સારંગ ધનુષથી પાડવ્યું બાણ ત્યાં જુગદીશ; ૪૦
વાયવ્યાસ્ત્ર બાણ મેહેલિયું, મેહેલ્યું તે ત્યાં ઈશ,
પર્વતાસ્ત્ર મેહેલિયું, મેહેલ્યું તે જુગદીશ; ૪૧

૧. આ નથી. ક, ખમાં બ્રહ્માસ્ત્ર મેહેલીઉ મેહેલ્યું ઈશ. એમ છે.

પાશુપતાકાસ્ત્ર કરવા પ્રશ્ને ઈશે લીધું હાથ,
નારાયણાસ્ત્ર જ રક્ષા કરવા મેહેલિયું જુગનાથ; ૪૨
સુદર્શન ત્યાં કાઢિયું નિ કાઢિયું જુગદીશ,
ત્રિશૂલ ત્યાં તોણી રહ્યા સાહામા રહીને ઈશ; ૪૩
શુકદેવ કહિ, પરીક્ષિત સુણો, મન્ય માર્ગ્યું સોય,
એ જોડને વદતાં યુગ જાએ તો પાર ન પામે કોય; ૪૪
સંદેહ માહારા મન તણો, અસ્ત્ર એહેવાં કાઢ,
એ યુદ્ધ જે એણી પિરિ હવું તે કયમ ભાગી રાઢ; ૪૫
અસ્ત્ર એહેવાં કાઢિયાં તે મેહેલવાનિ આહાર,
શેષ ત્યાંથી ચસળ્યો ને ધરતી નાખ્યો ભાર; ૪૬
આ પૃથ્વી ત્યાંહાંથી ઊડી ચાલી બ્રહ્મા કેરે પાશ,
દેઈ પ્રદક્ષિણા ચરણે લાગી, સ્વામી શ્રીઅવિનાશ; ૪૭
તમારી આજ્ઞા થકી કોલાહલનું ઠામ,
ઈશ નિ જુગદીશ વઢે તો કયાં રહેવા મુજને ઠામ? ૪૮
વલતા બ્રહ્મા બોલિયા ને, પૃથ્વી, તું અવિધાર,
જઈ તમે તો સ્થાનક રહોનિ, અમ્યો કરશું સાર; ૪૯
બ્રહ્મસદનથી બ્રહ્મા પધાર્યા શોણિતપુર મોઝાર,
આવીને કૃષ્ણનિ નમ્યા, સાંભળો દેવ મોરાર. ૫૦

## કડવું ૩૭ મું

### રાગ પરજિયો

એણી પેરે બોલ્યા શુકદેવજી, સાંભળ પરિક્ષિત રાય,
મહાદેવ ને શ્રીકૃષ્ણજીની સ્તુતિ કરે બ્રહ્માય; ૧
મદનમૂર્તિને હું નમું, નમું શિવજી ધ્યાન,
મસ્તકમુકુટને હું નમું, નમું કુંડલ કાન; ૨
કૌસ્તુભમણિને હું નમું, નમું જટાજૂટ ઘોટ,
શેષધારીને હું નમું, નમું શૃંગી કોટ; ૩

લક્ષ્મીવરને હું નમુ, નમુ ઉમયાભર્તાર,
તુલસીદલને હું નમુ, નમુ ચઢિ કલ્હાર; ૪
પીતવસ્ત્રને હું નમુ, નમુ અંગવિભૂત,
ચક્ર સુદર્શનને હું નમુ, નમુ તેજ ત્રિશળ; ૫
વૃષભવાહનને હું નમુ, નમુ ગરુડાસન,
એહુએ જણની સ્તુત્ય કરિ બ્રહ્મા એકે મંત્ર; ૬
શિવ વિષ્ણુની સ્તુત્ય કરી બ્રહ્મા સ્થાનક જાય,
ત્યાર પૂઠે શું થયું, સાંભળો કહું, રાય. ૭

## કડવું ૩૮ મું

રાગ [1]

બાણાસુર તે એકલો જાય ધાયો ધાયો ધરણીધર ભણી,

ઢાળ

ધાયો ધાયો :ધરણીધર ભણી તેણે એક મારી સાંગ,
ગડગડતી ગડગડાટ કરતી જઈ વાગી કૃષ્ણનિ અંગ; ૧
શ્રીહરિનિ શીશ વાગી, એહેથી મેહેલી મર્મ,
ભગવાનજી ભોમે પડયા નિ આંખિ આવ્યાં તર્મ; ૨
ત્યારે શ્રીકૃષ્ણજી કોપે ચઢયા નિ સુદર્શન લીધુ હાથ,
હાથ એના છેદી નાખું, જુએ સઘળો સાથ; ૩
વચમાં આવી માતા કોટરા વસ્ત્ર વોહોણી તન,
શ્રીકૃષ્ણજી ઉપરાટા થઇ રહ્યા નિ લાજ્યા ત્યાંહાં મન્ય, ૪
અરે, રંડા ! તુ જા પરી નિ તું કરાંછાં શુ એહ ?
વચમાંથી દિહિ વેગલી, શુ નગ્ન દેખાડે દેહ ? ૫
રાક્ષસી સ્તુત્ય કરવા લાગી, સાંભળોનિ તમે, નાથ,
માહારિ કાજે રાખીએ એક મસ્તક નિ બે હાથ, ૬

૧. રાગનુ નામ નથી.

ત્યાં તો શરિયા ચાર જલાવે, ધૂસર મુસેલ રૂડાં ભાવે,
ત્રાક સુત્ર મંગાથે સોહીએ, નેતરું રવાઇ સંગાથે જોઇએ; ૫
વામ કરમાં ભસ્મની પીંડી, દક્ષિણ હાથે દૂરની લીંડી,
કામિનીએ મુઠ્ઠીઓ ઊચીકીધી,માથા પાછળ ફેરવીનિ નાંખીદીધી; ૬
નાસિકા તાણી વલી સોય, ત્યાહારિ લોક હસિયા સર્વકોય,
કનક કોડિયાં સંપુટ કીધાં, ગંધાક્ષત કરીનિ લીધાં; ૭
તે જલહલ કરીનિ પાગે ધરિયાં, દક્ષિણ ચરણ દઈ પરવરિયાં,
જડિત્ર આસન માંડયુ જ્યાંહ જઇનિ અનિરુદ્ધ બિઠા ત્યાંહ; ૮
ઓખાબાઇનિ નવરાવો, વેગે ગોરજ આગળ પધરાવો,
કરમાં કનકચૂડો સાર, કંઠે મોતી કેરો હાર; ૯
કટિમેખલાનો ખણકાર, પાયે નેપૂરનો ઝણકાર,
પાનેત્ર પટકુલ વિહિરો, કંચુકી સુવર્ણ કેરી ધરી; ૧૦
કરમાં શ્રીફલ વલી ધરિયાં, ગોત્રજ કેરાં પૂજન કરિયાં,
ત્યાંહાં ચિત્રલેખા ચતુર સુખ બોલે વચન મધુર; ૧૧
તેણે ઓખાનિ કટીએ ધરિયાં, વેગે મંડપમાં પરવરિયાં,
ત્યાંહાં અનિરુદ્ધ સન્મુખ બિઠા તે તો તેત્રીસ ક્રોડે દીઠા; ૧૨
ત્યાહારે હર્ખ્યો તે સુરિનર લોક, આવડો અનર્થ કીધો તે ફોક,
આડો અંતરપટ જ કરિ, બ્રહ્મા વદે ત્યાંહાં ઊચરિ; ૧૩
ત્યાંહાં તો માનુની મંગલ ગાય, બ્રહ્મા સાવધાન કિહિવાય,
પાનેત્ર ગાંઠણાં મંડાણાં, વરકન્યા મીંઢલ બંધાણાં; ૧૪
કંઠે વરમાલા તે ઘાલે, હાથેવાલો સાહ્યો છિ હાથે,[1]
વેદી ચોરી ત્યાંહાં બંધાય, ત્યાંહાં માનુની મંગલ ગાય; ૧૫
ત્યાં શરિયા ચાર તે લ્યાવિ, આનંદ સહુનિ મન ભાવિ,
પિહિલું પિહિલું મંગલ વર્તાય, ત્યાંહાં તો હસ્તીનાં દાન અપાય; ૧૬
બીજું મંગલ વર્ત્યું જ્યાહારે, આપ્યા અશ્વ અનોપમ ત્યાહારે,
ત્રીજી પરદક્ષિણા ત્યાં સાર, એમ વર્ત્યાં મંગલ ચાર; ૧૭

---

૧. વરમાલા ઘાલી તે વલી સોહેરે, હાથેવાલો સાવધાન કહેવાયેરે ન.

કંસાર બાણુમતી ત્યાં લ્યાવિ, અનિરુદ્ધ ઓખાનિ આરોગાવિ,
ઓખા અનિરુદ્ધનિ ખવરાવિ, આરોગતાં રૂડું ભાવિ; ૧૮
અનિરુદ્ધે શુદ્ધ આચમન કરિયાં, મુખમાં તાંબૂલ બીડાં ધરિયાં,
સૌભાગ્યવતી આવી ચ્યાર તે વધાવીનિ નીસરી બહાર; ૧૯
હવિ હાથઘાલણું થાય, બ્રહ્મા સ્વરિત ત્યાં ભણાય,
હસ્તી દશ સહસ્ર ત્યાં આપ્યા, સકલ શૃંગાર કરીનિ થાપ્યા; ૨૦
અશ્વ આપ્યા ત્યાંહાં લક્ષ એક, અશ્વ આપ્યા ત્યાંહાં વિશેક,
ઓખાનિ ત્રુઠા અંતરયામી, સાસુ લક્ષ્મી સરખી પામી; ૨૧
છપ્પન કોડ માંડવે આવ્યા તે આપોપે જઈ ભાવ્યા,
ગર્ગાચાર્યનિ તેડાવો, તેહેનિ ધોતિયાં અપાવો; ૨૨
પ્રશ્ન પૂરણ ત્યાંહાં એ હોય, ત્યાંહાં સુરિનર કૌતક જોય,
હવે માંડવે ત્રકરીનિ(?) પધરાવો, મંડપમાં વેગે વધાવો; ૨૩
વરકન્યા સાથે લીધાં, ત્યાંહાં કુંકુમના હાથા દીધા.
રામણુ દીવો લક્ષ્મીને હાથ, સાહામા બિઠા વૈકુંઠનાથ; ૨૪
કુંકુમછાંટણાં ત્યાંહાં થાય, ત્યાંહાં ઊલટ અંગ ન માય,
શુકદેવ કહિ, સુણ રાય રે, સહુ જાનીવાસિ જાય રે. ૨૫

## કડવું ૪૨ મું

### રાગ સારંગ

બાણાસુર આવ્યો જાનીવાસ કૃષ્ણને ગોરવ નુતરવા રે:
સાજન સહિત પધારજો મને મોહોટો રે કરવા રે; ૧
ગોરવ મનાવિને આવિયો રાય કૃષ્ણ શું ઘેર,
સેવક સહુકો સજ થયા, કીધી રસોઇની પેર; ૨
શાક પાક પેરપેરનાં નિ નીપની બહુ ભાત,
છપન ભોગ તે નીપના, રાય થયો રલિયાત; ૩

ત્યાં તો શરિયા ચાર જલાવે, ધૂસર મુસેલ રૂડાં ભાવે,
ત્રાક સૂત્ર સંગાથે સોહીએ, નેતરું રવાઇ સંગાથે જોઇએ; ૫
વામ કરમાં ભસ્મની પીંડી, દક્ષિણ હાથે કૂરની લીંડી,
કામિનીએ મુઠ્ઠીઓ ઊચીકીધી,માથા પાછળ ફેરવીનિ નાંખીદીધી; ૬
નાસિકા તાણી વલી સોય, ત્યાહારિ લોક હસિયા સર્વકોય,
કનક કોડિયાં સંપુટ કીધાં, ગંધાક્ષત કરીનિ લીધાં; ૭
તે જલદલ કરીનિ પાયે ધરિયાં, દક્ષિણ ચરણ દઈ પરવરિયાં,
જડિત્ર આસન માંડયું જ્યાંહ જઇનિ અનિરુદ્ધ બિઠા ત્યાંહ; ૮
ઓખાબાઇનિ નવરાવો, વેગે ગોરજ આગળ પધરાવો,
કરમાં કનકચુડો સાર, કંઠે મોતી કેરો હાર; ૯
કટિમેખલાનો ખણુકાર, પાયે નેપૂરનો ઝણુકાર,
પાનેત્ર પટકુલ વિહિરી, કંચુકી સુવર્ણ કેરી ધરી; ૧૦
કરમાં શ્રીફલ વલી ધરિયાં, ગોત્રજ કેરાં પૂજન કરિયાં,
ત્યાંહાં ચિત્રલેખા ચતુર સુખ બોલે વચન મધુર; ૧૧
તેણે ઓખાનિ કટીએ ધરિયાં, વેગે મંડપમાં પરવરિયાં,
ત્યાંહાં અનિરુદ્ધ સન્મુખ બિઠા તે તો તેત્રીસ ક્રોડે દીઠા; ૧૨
ત્યાહારે હર્ષ્યો તે સુરિનર લોક, આવડો અનર્થ કીધો તે ફોક,
આડે અંતરપટ જ કરિ, બ્રહ્મા વદે ત્યાંહાં ઊચરિ; ૧૩
ત્યાંહાં તો માનુની મંગલ ગાય, બ્રહ્મા સાવધાન કિહિવાય,
પાનેત્ર ગાઠણાં મંડાણાં, વરકન્યા મીંઢલ બંધાણાં; ૧૪
કંઠે વરમાલા તે ઘાલે, હાથેવાલો સાહ્યો છિ હાથે, [1]
વેદી ચોરી ત્યાંહાં બંધાય, ત્યાંહાં માનુની મંગલ ગાય; ૧૫
ત્યાં શરિયા ચાર તે લ્યાવિ, આનંદ સહુનિ મન ભાવિ,
પિહિલું પિહિલું મંગલ વર્તાય, ત્યાંહાં તો હસ્તીનાં દાન અપાય; ૧૬
બીજું મંગલ વર્ત્યું જ્યાહારે, આપ્યા અશ્વ અનોપમ ત્યાહારે,
ત્રીજી પરદક્ષિણા ત્યાં સાર, એમ વર્ત્યાં મંગલ ચાર; ૧૭

---

૧. વરમાલા ઘાલી તે વલી સોહેરે, હાથેવાલો સાવધાન કહેવાયેરે ન.

કંસાર બાણુમતી ત્યાં લ્યાવિ, અનિરુદ્ધ ઓખાનિ આરોગાવિ,
ઓખા અનિરુદ્ધનિ ખવરાવિ, આરોગતાં રૂડું ભાવિ; ૧૮
અનિરુદ્ધે શુદ્ધ આચમન કરિયાં, મુખમાં તાંબૂલ બીડાં ધરિયાં,
સૌભાગ્યવતી આવી ચાર તે વધાવીનિ નીસરી બહાર; ૧૯
હવિ હાથઘાલણું થાય, બ્રહ્મા સ્વસ્તિ ત્યાં ભણાય,
હસ્તી દશ સહસ્ર ત્યાં આપ્યા, સકલ શૃંગાર કરીનિ થાપ્યા; ૨૦
અશ્વ આપ્યા ત્યાંહાં લક્ષ એક, અશ્વ આપ્યા ત્યાંહાં વિશેક,
ઓખાનિ ત્રુઠા અંતરયામી, સાસુ લક્ષ્મી સરખી પામી; ૨૧
છપ્પન ક્રોડ માંડવે આવ્યા તે આપોપે જઈ ભાવ્યા,
ગર્ગાચાર્યનિ તેડાવો, તેહેનિ ધોતિયાં અપાવો; ૨૨
ત્રણ પૂરણ ત્યાંહાં એ હોય, ત્યાંહાં સુરિનર કૌતક જોય,
હવે માંડવે ત્રકરીનિ(?) પધરાવો, મંડપમાં વેગે વધાવો; ૨૩
વરકન્યા સાથે લીધાં, ત્યાહાં કુંકુમના હાથા દીધા
રામણુ દીવો લક્ષ્મીને હાથ, સાહામા બિઠા વૈકુંઠનાથ; ૨૪
કુંકુમછાંટણું ત્યાંહાં થાય, ત્યાંહાં ઊલટ અંગ ન માય,
શુકદેવ કહિ, સુણ રાય રે, સહુ જાનીવાસિ જાય રે. ૨૫

## કડવું ૪૨ મું

### રાગ સારંગ

બાણાસુર આવ્યો જાનીવાસ કૃષ્ણને ગોરવ નુતરવા રે;
સાજન સહિત પધારજો મને મોહોટો રે કરવા રે; ૧
ગોરવ મનાવિને આવિયો રાય કૃષ્ણ શું ઘેર,
સેવક સહુકો સજ થયા, કીધી રસોઇની પેર; ૨
શાક પાક ચેરપેરનાં નિ નીપની બહુ ભાત,
છપન ભોગ તે નીપના, રાય થયો રલિયાત; ૩

વેગે આવ્યા શ્રીહરિ, યાદવ સઘ્રજો સાથ.
ઉષ્ણોદક મેહેલું, વલી નાહ્યા વૈકુંઠનાથ; ૪

આસન આસન મેહેલી છે સોનાની થાલ,
આખલિયા મેહેલિયા ઓપતા દીસે ઝાકઝમાલ; ૫

પ્રથમ આવ્યાં પ્રીસણું દાડમ મેવા દ્રાખ,
ખડબૂચ ને ફાલસાં રાયણાં આંબા-સાખ; ૬

સેવ સુંવાળી લાપસી, પોલી પાતલી જેહ,
આંબારસ ઘોળી કરી સરવને પીરસે તેહ; ૭

ખાજાં જલેબી રેશમી મગદલ મોતીચૂર,
પેંડા ઘારી દૂધપાક ઘેબર ભરપૂર; ૮

સહસ્ર શાક તે નીપનાં, કેહેતાં તે નાવે પાર,
આરિયાં તૂરિયાં રીંગણૂ કાલેર કંકોણ સાર; ૯

ચોલાફલી ને ચણા, તલવડી વેડમી જેહ,
પૂરણ કીધ બહુ પેરનાં રાયતાં અતિઘણુ તેહ; ૧૦

અથાણાં ભાત ભાતનાં, પાપડ પૂનેમ-ચંદ,
જાદવ સહુએ જાનમાં, આરોગ્યા આનંદકંદ; ૧૧

ઊનો કૂર કમોદનો, દાળ ચંપાના છોડ,
દૂધ કઢું ને શાકર ભેલી, આરોગો, શીરણછોડ; ૧૨

લવંગ સોપારી ને એલચી બીડલાં બાસઠ પાન,
બાણાસુર પાયે લાગીને ઘણું દે છે માન; ૧૩

માંડવે આવ્યા શ્રીહરિ, ઊલટ અંગ ન માય,
શુકદેવ કહે, પરીક્ષિત સુણો, શી શી પિહિરામણી થાય. ૧૪

## કડવું ૪૨ મું

### રાગ કલ્યાણ

કૃષ્ણને કીધી પિહિરામણી, આપ્યા મણિમાણેક ભંડાર,
બલભદ્રનિ કીધી પિહિરામણી, આપ્યા અર્થ ગર્થ ભંડાર. ૧
યાદવને કીધી પિહિરામણી, આપ્યા તેને તોખાર,
લક્ષ્મીને કીધી પિહિરામણી, આપ્યાં વસ્ત્ર ત્યાંહાં સાર; ૨
બ્રહ્માને કીધી પિહિરામણી, આપ્યાં ક્ષીરોદક સાર,
પિહિરામણી પ્રીત્યે કેરી પેહેરાવ્યો જદુપરિવાર. ૩

### ઊથલો

#### ઢાલ

કીધી પિહિરામણી અત્ય ભલી, અનિરુદ્ધ ઓખા જાગ,
ચોવાની પાછા વળ્યા બાણાસુર આવિયા નગર માંહ; ૪
ઓખા ચાલી સાસરે, શિખામણ દે છે માગ,
સાગર નાહાતાં સંભારજો ગોમતીસંગમ માંહ; ૫
શ્રીકૃષ્ણ મારગ સાંચરે અને વાજે તે ઢોલ નિશાન,
અસુર-વધૂ ગાયે પ્રેમશું રે સર્વ સુકૃત વિખાણ. ૬

## કડવું ૪૩ મું

### રાગ ધન્યાશ્રી

અસુરવધૂ કરે વિખાણ, લાખેણી લાડી લેઇ વળ્યો રે, ૧
આવ્યો આવ્યો દ્વારકાનો ચોર—લાખેણી० ૨
દેવકી સુત નંદકિશોર—લાખેણી० ૩
એતો બળિયો યાદવનાથ—લાખેણી० ૪
જીત્યો યુદ્ધે દાનવનાથ—લાખેણી० ૫

જીત્યો યુદ્ધ કરીને ભૂપ—લાખેણી० ६
બાણાસુર-સુતા મહારૂપ—લાખેણી० ७
જીત્યા યુદ્ધ કરીનિ યોધ—લાખેણી० ८
કર છેદ્યા આણી ક્રોધ—લાખેણી० ९
ત્યાંહાં વલિયા નિશાણે ધાય—લાખેણી० १०
બંદીજન સ્તુત્ય કરાય—લાખેણી० ११
આવ્યો આવ્યો પ્રદ્યુમન-તન—લાખેણી० १२
જેણે માને ઓખાનું મન—લાખેણી० १३
શોણિતપુર દીધી ડોટ—લાખેણી० १४
હરિએ સુભટ સંહાર્યાં કોટ—લાખેણી० १५

## કડવું ૪૪ મું

### રાગ કલ્યાણ

શ્રીકૃષ્ણ મારગ સાંચર્યો, વલિયા નિશાણે ધાય,
ઓખાને ત્યાં લેઇનિ ગોવિંદ આવ્યા દ્વારકા માંહિ; १
ઘેર ઘેર ગુણીજન ઊચરે, તલિયા તે તોરણ બાર,
લક્ષ્મીને પાયે લગાડિયાં, વર્ત્યો જેજેકાર. २
પછી ગોત્રદેવી આગળ આવી બેઠા અનિરુદ્ધ દેવ,
સારે પાસે વરકન્યા ત્યાં રમે છે તતખેવ; ३
ચારવાર અનિરુદ્ધે ઢાલિયા પછિ હાળિ છિ સુકુમાર,
જીત્યા તણો જશ યદુપતિનિ છાજે છિ સંસાર; ४
પિરિ પિરિ હાથકંકણ દોરડો છોડાય;
બ્રહ્માએ દીધી દૃઢ કરી તે કેમ છૂટી જાય ? ५

૪૩. વલીયા.

## ઊથલો

તે કયમ છૂટી જાય, છબીલા, દોરડો નવ્ય છૂટે,
તાહારા બાપનો બાપ તેડાવ્ય,છબીલા,દોરડો નવ્ય છૂટે; ૬

તાહારો બાપ બાણાસુર તેડાવ્ય, હો લાડી, દોરડો૰
તાહારી બાણામતી મા તેડાવ્ય, હો લાડી૰ ૭

તાહારો શંકર તાત તેડાવ્ય, હો લાડી૰
તાહારી પાર્વતી આઇ તેડાવ્ય, હો લાડી૰ ૮

તાહારો ગણેશ ભાઇ તેડાવ્ય, હો લાડી૰
તાહારી ચિત્રલેખા સખી તેડાવ્ય, હો લાડી૰ ૮

## કડવું ૪૫ મું

શુકદેવ કહે પરીક્ષિતનિ, તિં કથા પૂછી જેહ,
વિસ્તારીનિ . વર્ણવીને ભાજિયો સંદેહ; ૧

એકમના જે સાંભલે હવે કથા ત્યાં હરિવંશ જી,
કૃષ્ણ દ્વૈપાયન ઊચરે, તેહેનુ ન જાયે નિર્વંશ જી; ૨

તૃતીય જવર પીડે નહિ, એમ બોલે દેવ મોગર જી;
હરિવંશ માહિં કથા મહા મનોહર સાર જી; ૩

અડસઠ તીર્થ ત્યાંહાં વસિ. જ્યાંહાં એ કથા વંચાય જી;
નૌતમ કથા એહેવી જે વિવાહ ત્યાંહાં ઓખાય જી; ૪

શીખે સુણે ને ગાય સાંભલિ તેહેનું દુઃખ તે વામે જી,
ધર્મ અર્થ ને કામ મોક્ષ ફલ ચાર પદાર્થ પામે જી; ૫

દીસાવાળ-કુલ અવતર્યો ને વીરક્ષેત્રમાં વાસ જી,
કર જોડીનિ કરે વીનતી નાકર હરિનો દાસ જી; ૬

અલૂણું વ્રત જે કરિ તેહેની પોહોચે આશ જી,
ઓખાહરણ જે સાંભળે તેહેને વૈકુંઠવાસ જી; ૭

ઇતિ

इति श्रीप्राकृत ओखाहरण संपूर्णह: समाप्तः। श्रीरस्तु ॥ संवत १८४१ वर्षे शाके १७०६ प्रवृतमाने श्रावणमासे सिते पक्षे चतुर्दश्यां १४ शनिवासरे उत्तराषाढानक्षत्रे वर्षे वर्षाऋतौ प्रीतियोगे वणिजकर्णे तदुपरि विष्टिकर्णे मकराक्षचंद्रे दक्षिणायनगते सूर्ये.

रावळ गोविन्दरामात्मजविष्णुराममिदं पुस्तकं। लखितं विष्णुराम.

ॐ

कवि नाकर-कृत

# ओखाहरणमां

## कडवुं ४१ मुं*

### राग सारंग

મહાદેવ બાણાસુર આવિયા ગૌરવને નોતરે રે,
વીનતી કરી એમ કહ્યું, હુંને મોહોટો કરો રે; ૧
પારવતીજી ઘરમાં ગયાં જ્યાંહાં રાણી રૂક્મણી રે,
'સત્યભામા સહુ નારને વીનતી કરી ઘણી રે; ૨
વલતાં કમલા બોલિયાં, વેહેવાણુ, સુણો તમ્યો રે,
ગૌરવની જે રીત્ય તે સર્વ લેશું અમ્યો રે; ૩
વારુ કહે મન હર્ષતાં, ઘેર ગયાં વલી રે,
કરાવો વેગે રાય રસોઇ ઉતાવલી રે; ૪
રામ કૃષ્ણ પ્રદુમન અનિરુદ્ધ સહુ મલ્યા રે,
યાદવ સહુ પરિવાર દેવે ન જાય કળ્યા રે; ૫
કેસર પાકાં તેલ અભ્યંગ કરે વલી રે,
જલ ઊનાં શીતલ નાહ્યા જાદવ સહુ મલી રે; ૬
પીતાંબર ભલાં પેહેરણો સહુને આપ્યાં વલી રે,
અંગૂછા ઘણું સાર, કોર્યો રેશમી રે; ૭
ચરણોદક શ્રીકૃષ્ણનું લે છે સહુ મલી રે,
ભક્ત થઇ ભરપૂર કે પાપ ગયાં બલી રે; ૮

---

* બીજી પ્રતમાંથી.

ત્યાહાંથી આસને આવિયા ચંદન પાટલે રે,
થાળી કચોળાં હિમનાં, ઝારી જલહલે રે; ૯
આખલિયા તકિયા ભલા, સોનાના લોટડા રે,
જલ ઝારી ચબૂ સાર દીસે ફૂટડા રે, ૧૦

પછે પ્રીસવા આવ્યાં નાર શ્રીમહાદેવની રે,
લાપસી સેવ ને વડાં ખીર તે મેવની રે; ૧૧
પોલી વડાં ને વેડમી, વાસી કપૂરની રે,
પૂરી કચોરી ઢોકળી સાકર ચૂરની રે; ૧૨

લાડુઆ લક્ષ પ્રકારના ચૂરમા ચોટિયા રે,
સેવૈયા મોતિયા દલ મગદલ તણા રે; ૧૩
સક્કરપારા ને ખાજલાં ઝીણાં પાતલાં રે,
તલસાંકલી ને ગુંદપાક, મેસુબ હહીંથરાં રે; ૧૪

ઘેબર જલેબી ઘૂઘરા સેવ છૂટી કળી રે,
પેંડા ' એલચી પાક તે ફીણી ઘણું ગળી રે; ૧૫
દૂધ કદું ને રેવડી, સાકરિયા ચણા રે,
રેશમી મરકી(?) પાપડી પુલ્લા ગળ્યા ઘણા રે; ૧૬

પક્વાન્નનો નહિ પાર, કહું તે કેટલાં રે,
પછી શાક કર્યાં સવાદ કહીએ તેટલાં રે; ૧૭
કંકોડાં ને કરમદાં કારેલાં કાકડી રે,
આરિયાં તૂરિયાં ને તૂંબડાં વાલોલ પાપડી રે; ૧૮

ખારાં ખડબુજાં ને દૂધિયાં ગલકાં રીંગણાં રે,
તીદૂડાં ને તાડસાં કોલાં, આંબ ગળ્યા રે; ૧૯

રતાળુ પિંડાળુ ને અળવી સૂરણાં રે,
આશંખાળુ સકરકંદ રાયતાં પૂરણાં રે, ૨૦

મટર તઅર તે નીલુઆ ભાતનાં રે,
ચોળી ફળી ગવાર, કર્યાં સહુ જાતનાં રે; ૨૧

સરસવ સૂઆ, ભરૂચી તાંદિલજો બહુ થયો રે,
મેથી લૂણી ને ભરૂચી કણ મેથુઓ રે; ૨૨
ચૂંકો ચણોઠી ગોખરુ અલવી પાદડાં રે,
કાચલી તે કોડચ પ્રકારની, ખાટાં પકવડાં રે; ૨૩

કઢી વડી ને પાપડ તીખા તમતમા રે,
ચણા ઝાવર ને રાયતાં મહા તે મહમહ્યા રે; ૨૪
મગ ને • તુઅર દાળ મસૂરની રે,
જાણે જાયનાં ફૂલ કે વાસના ફૂલની રે; ૨૫

ખાંડ ઘણી માંહે મહેકે, ઘી તે સહુ ઘણું રે,
ચાપણુની મલાઈ, મુરબ્બો કેરી તણો રે; ૨૬
આંબા કેળાં ને રાયણાં મોટાં ફાલસાં રે,
પસ્તાં અખોડ બદામ દ્રાખ બહુરસાં રે, ૨૭

અથાણાં બહુ ભાત્યનાં કેર કેરી તણાં રે,
આંબળાં કોઠવાં કર્મદાં લીંબુ આદાં આણ્યાં રે, ૨૮
બીનાં વડાં ને દહીવડા કેટલાં રાધને રે,
ખાતાં લાગે સવાદ, વોહોરે છે તે ધાઈને રે; ૨૯

દહીં દૂધ રાઈ મેથી જીરું છમકારનું રે,
મીઠું જીરાનું છાશ કે જમણ પ્રકારનું રે; ૩૦
સામગ્રી બહુ ભાત્યની કહું તે કયમ કરી રે,
જીભલડાં મુખ એક તો કયમ જાય ગણી રે; ૩૧

સોલ સહસ્ત્ર ને એકસો આઠ પટરાણી રે,
પામે સેઈ ઓખા વહુઅર મોહોટા ભાગ્યની રે; ૩૨
તે સહુ મંદિરમાં જમિયાં યાદવની નારશું રે,
ચોકમાંહે ચતુર્ભુજ સહુ પરિવારશું રે; ૩૩
ભોજન-સુખ શું કહું? જીભ તો છે એક રે,
પાર ન પામે શેષજી, જીભ વિશેષ છે રે; ૩૪

પુષ્પવૃષ્ટિ કરે દેવતા રે તેત્રીસ ક્રોડ ને રે,
શિવ બ્રહ્માદિક સ્તુતિ કરે બહુ કર જોડને રે; ૩૫
સહુના મનમાં હર્ષ આજે પામશુ રે,
ભોજન કરવા જોઉ બેઠા દૂધ સર્વ તામશું; ૩૬
આચમન નામે દાસ્ય સાહામુ જોઇ હરખિયા રે,
પ્રસન્ન થઇ કૃપા કરી આપે પદ આવિયા રે; ૩૭
આજાવું (?) આપ્યું દાસ પોતાનો થાપિયો રે;
જાણી નિજ પૂર્વ વચન ભવબંધ કાપિયો રે; ૩૮
મુખવાસ બરાસ એલચી લવંગ કપૂરશું રે,
કાથો ચૂનો મોતીનો પૂગી ભરપૂરશુ રે; ૩૯
મકે ગગેરી માલણી પાન તે ચેલવાં રે,
બીડલાં બાસદ પાન સમાં કરી કેલવાં રે; ૪૦
યાદવ સહુને બીડલાં સોપારી ચેલવી રે,
રાણી રૂક્ષ્મણીને મુખવાસ બીડી સર્વ મેલવી રે; ૪૧
ગાંધર્વ ગાયે ગીત નદુઆ નાદશું રે,
સ્રી જન સઘળો સાથ કે શરુઆ સાદશું રે; ૪૨
માંહોમાંહ હસ્યા કરે પ્રેમ ઘણો કરી રે,
મંડપમાંહાં રહ્યા સાંભલી હર્ષે હરિ રે; ૪૩
લાડીને લેઇને પરવરિયા, આનંદ ઊપનો રે,
બેઠી થઇને જોય પોતે સાથ સહુ મલ્યો રે. ૪૪

રુધિર માંસ સુકાઇ ગયું, ડીલ સુકા કાષ્ઠવત થયું,
રાયે તપનો માંડયો અભ્યાસ, માથા ઉપર ઊગે ઘાસ; ૫
મહા તપે કાંઈ નવ બોલે, એને તપે ત્રિભુવન ડોલે,
શેષ સળવળવા લાગ્યો વળી, શિખર ધ્રૂજ્યા ને પૃથ્વી ચળી; ૬
તે તો બેઠો આસન દૃઢ વાળી, તેહેને શંકર સાથે લાગી તાળી,
સ્તુતિ કરતાં જાગ્યા શ્રીહર, નેત્રકમળ નિદ્રાને પરહરિ; ૭
[1]વળતું બોલ્યા તે શિવરાય, મારિ વાત સુણો, ઉમિયાય,
કોઇક અસુર મહાતપને સાધે, ધ્યાન ધરી મુને આરાધે, ૮
બલિ રાજા છે એનો બાપ, એ તો માંડીને બેઠો મારો જાપ,
તમે કહો તો એને વર આપુ, મારો પુત્ર કરીને થાપુ; ૯
[2]વળતું બોલ્યાં છે રુદ્રાણી, એવા દુષ્ટને ન પાઇએ પાણી,
[3]દૂધ પાઇને ઉછેરવો સાપ, તેથી પામીએ મહા સંતાપ; ૧૦
ભેદ બ્રહ્માંગદનો લહો, વર પામીને પૂઠળ થયો,
વરદાન રાવણને તમે આપ્યાં, તેણે જનકીરાય[4] સંતાપ્યા; ૧૧
મોટા દેવને દુઃખ જ દીધાં, વળી બ્રાહ્મણનાં રુધિર પીધા,
માટે ઘણુ ઘણુ શુ કહીએ, એવા દુષ્ટની સંગે નવ રહીએ; ૧૨
પાછી શી શી શિખામણ દીજે, ભોળા શંભુ રૂડું જાણે તે કીજે,
વળતા બોલ્યા છે શૂલપાણિ મારી વાત સુણો, રુદ્રાણી; ૧૩
ાગી પાનીએ બુદ્ધિ તમારી, વરદાન આપતાં ન રાખીએ વારી,

તેમાં વડાં જે રુકમણી ને પ્રદ્યુમ્ન તેના તન,
પદ્યુમનજીના અનિરુદ્ધ કહીએ, પરમ કથા પાવન; ૮
આદ્યબ્રહ્મા સૃષ્ટિ-કર્તા મરીચિ જેના તન,
મરીચિના તો કશ્યપ કહીએ, હિરણ્યકશ્યપ રાજન; ૯
વિષ્ણુભક્ત પ્રહ્લાદજી જેને વાહાલા શ્રીગોપાલ,
સ્થંભ ફાડીને સ્વામી પ્રગટ્યા, ઉગાર્યો તે બાલ; ૧૦
પ્રહ્લાદનો વૈરોચન રાજા, બલરાય તેનો તન,
બલ તણો રે બાણાસુર જેનું મહારુદ્રચરણે મન; ૧૧
એકવાર તો શુક્ર આવ્યા, બાણરાય લાગ્યો પાય,
અહો, ગુરુજી ! અહો ગુરુજી ! કહોને તપ-મહિમાય; ૧૨
શુક્ર બોલ્યા હેત ધરીને, સુણ બાણાસુર યજમાન,
ત્રણ લોકમાં ભલો શંભુ આપશે વરદાન; ૧૩
મધુવનમાં જઈ તપ કરો, આરાધો શિવ ભગવાન,
પછી બાણાસુર તપ કરવાને થયો ત્યાંહાં સાવધાન. ૧૪

## કડવું ૨ જું

### રાગ રામગ્રી

શીખ માને બાણાસુર ભૂપ, વન જાવાને તપસ્વરૂપ,
શુકન હુવાં મારગ સન્મુખ, રાજા દિલમાં તે પામ્યો સુખ; ૧
ચાલી આવ્યો ગંગાતીર, રાણી મનમાં તે રાજા ધીર,
ત્યાંહાં કીધું મુસલ આસન, પછી ધર્યું શિવજીનું ધ્યાન; ૨
રાય બેઠો આસન ઉગ્ર વાળી, કર જમણામાં ગ્રહી જપમાળી,
રાજા શંભુને (એમ) આરાધે, તે (તો) પંચાગ્નિ (પુરા) સાધે; ૩
રાજા બાણાસુર નિર્મળ શીતકાળે પેસે છે જલ,
માળા ઘાલ્યા સુગ્રીવે કાન, તે તો આરાધે શિવ ભગવાન; ૪

રુધિર માંસ સુકાઇ ગયું, ડીલ સૂકા કાષ્ઠવત થયું,
રાચે તપનો માંડયો અભ્યાસ, માથા ઉપર ઊગે ઘાસ; ૫

મહા તપે કોઈ નવ્ય બોલે, એને તપે ત્રિભુવન ડોલે,
શેષ સળવળવા લાગ્યો વળી, શિખર ધ્રૂજ્યાં ને પૃથ્વી ચળી; ૬
તે તો બેઠો આસન દૃઢ વાળી, તેહેને શંકર સાથે લાગી તાળી,
સ્તુતિ કરતાં જાગ્યા શ્રીહર, નેત્રકમળ નિદ્રાને પરહરિ; ૭
[1]વળતું બોલ્યા તે શિવરાય, મારિ વાત સુણો, ઉમિયાય,
કોઇક અસુર મહાતપને સાધે, ધ્યાન ધરી મુને આરાધે; ૮
બલિ રાજા છે એનો બાપ, એ તો માંડીને બેઠો મારો જાપ,
તમે કોહો તો એને વર આપું, મારો પુત્ર કરીને થાપું; ૯

[2]વળતું બોલ્યાં છે રુદ્રાણી, એવા દુષ્ટને ન પાઇએ પાણી,
[3]દૂધ પાઇને ઉછેરવો સાપ, તેથી પામીએ મહા સંતાપ; ૧૦
ભેદ ભરમાંગદનો લહો, વર પામીને પૂંઠળ થયો,
વરદાન રાવણને તમે આપ્યાં, તેણે જાનકીરાય[4] સંતાપ્યા; ૧૧

મોટા દેવને દુઃખ જ દીધાં, વળી બ્રાહ્મણનાં રુધિર પીધાં,
માટે ઘણું ઘણું શુ કહીએ, એવા દુષ્ટની સંગે નવ રહીએ; ૧૨
પછી શી શી શિખામણ દીજે, ભોળા શંભુ રૂડું જાણે તે કીજે,
વળતા બોલ્યા છે શસ્ત્રપાણિ મારી વાત સુણો, રુદ્રાણી; ૧૩
નારી પાનીએ બુદ્ધિ તમારી, વરદાન આપતાં ન રાખીએ વારી,
હું તો ભોળો નાથ કેહેવાઉં તે તો કપટીનાથ કયમ થાઉં? ૧૪
સેવા કરી ચડાવે જલ તેની કાયા કરું નિરમળ,
સેવા કરી ચડાવે ચંદન તેની બુદ્ધિ કરું ધન ધન; ૧૫

જે કોઇ ચડાવશે અક્ષત તેને જઈ મળું પ્રત્યક્ષ,
જે કોઈ ચડાવે બીલીનાં પત્ર તેને ધરાવું સોનાનું છત્ર; ૧૬

---

૧. અ. વળતું બોલ્યા શિવ વાણી, મારી વાત સુણો રુદ્રાણી ૨ અ. વળતાં બોલ્યાં પારવતી રાણી ૩. બ. માં નથી. ૪. અ. જાનકીનાથ.

પૂજા કરી વજાવે ગાલ તેને કરી નાખું ન્યાલ ન્યાલ; ૧૭
એવું કહીને ચાલ્યા ભોળાનાથ, મેહેલ્યો અસુરને શિર હાથ,
"જાગ જાગ બાણાસુર જાગ, તું તો શિવ કને વરદાન માગ;" ૧૮
"હું તો જાચું છું, મહારાજ, આપો શોણિતપુરનું રાજ,
શિવ, માગું હું વારંવાર, મને આપોને કર હજાર; ૧૯
હરત એકેકો એવો કીજે, હસ્તી સહસ્રતણું બલ દીજે,
"અસ્તુ અસ્તુ" કહી વર આપ્યો, એહેને પુત્ર કરીને થાપ્યો, ૨૦
"શિવ, અમર કરો માહારી કાય" 'અલ્યા અમર તો નવ કો થાય,
અમર નથી કો સ્વર્ગના દેવો રે, જઇ શોણિતપુર રાજ્ય સેવો રે.' ૨૧

## કડવું ૩ જું

### રાગ ધનાશ્રી

વર પામી વળિયો બાણાસુર શોણિતપુરમાં જાય,
વનનાં વાસી પશુપક્ષી રે લાગ્યાં છે રે બીહીવાય; ૧
કહીં નવ દીઠું નવ સાંભળ્યું રે, જાણ્યું વૃક્ષ ચાલ્યું જાય,
આવીને જોવાં લાગ્યાં રે, દીઠો બાણાસુર રાય; ૨
નગર સમીપે ચાલી આવ્યા બાણાસુર બલવાન,
કોભાડ નામે રાય તણે ઘેર પ્રકટ થયો પરધાન; ૩
કોઇ એક દૈત્ય તણી રે કન્યા વરાવ્યો રાજન,
સભા પૂરીને બેઠો રાજા બાણાસુર બળવાન; ૪
જોધા સહુના શરીર શોભે, બે ભુજ શુભ આકાર,
પોતાના ભુજ સહસ્ર શોભે, બળ તણો નહિ પાર; ૫
બળિયો તે બાણાસુર રાજા દેશ જીતવા જાય,
સેના સઘળી તે વાત સાંભળી ત્યાંહાં તો તૈયાર થાય; ૬

વળતાં તે બાણાસુર રાયે સજ્યાં છત્રીસ હથિયાર,
[1]દેશદેશના મહીપતિ જીત્યા, કહેતાં ના આવે પાર; ૭
જઇ સૂરજને રથે વળગ્યો, સૂરજ વિહ્વળ થાય,
જોયું ત્યારે કૌતક દીઠું, બાણ વીર લઈ જાય; ૮
સૂરજે વળતી સાંગ આપી, બાણ તણાં કરમ,
સાંગ આપી, વળી વળિયો, સૂરજે રાખ્યો ધરમ; ૯
પાતાલ જઇને પ્લવંગ જીત્યા જ્યાંહાં વસે છે શેષ,
મણિ આપી વળાવિયો, શેષે રાખ્યો વિશેષ; ૧૦
જીતી સુરનર વળ્યો પાછો, મળ્યા નારદ મુન,
પ્રણામ કરીને પાયે લાગ્યો તેણે સમે રાજન; ૧૧
હો ! નારદજી, હો ! નારદજી, થયું માહારું કામ,
સહસ્ર હાથ જો શિવે આપ્યા તો શિવશું કરશું સંગ્રામ. ૧૨

## કડવું ૪ થું

કૈલાસ પર્વત રાયે જઇને ભલી ભરાવી બાથ,
જળમાં બાંધ્યું નાવ ડોલે ત્યમ ડોલે કૈલાસ; ૧
ઘટાટોપ ઘનસૃષ્ટિ ગાજે, ગડગડાટ બહુ થાય,
તેણે સમે પાર્વતી ઘરમાં લાગ્યાં રે બીહીવાય; ૨
કાં બીહો છો, પાર્વતી રાણી? આવ્યો બાણાસુરરાય,
એવું કહીને શિવજી ત્યાંથી બાણાસુર પાસે જાય; ૬

---

૧. આ.
ગુર્જર બંગ ને નાગ લોક જીત્યા દ્રવિડ ને મુલતાન,
ઇન્દ્રપ્રસ્થ, હસ્તિના પૂર મથુરા ગોડ ને ગુજરાત;
શ્વેતબંધુ રામેશ્વર જીત્યો રામે બાંધી પાજ,
સ્વર્ગ જઇને દેવ જીત્યા દેવ નાઠા જાય,

અલ્યા ! શોણિતપુરનું રાજ્ય જ આપ્યું, આપ્યા કર હજાર,
વળી માગવા શું આવ્યો છે, અલ્યા ! બલિ તણા કુમાર ? ૪
સ્વામી માહારા, મુજને આપ્યું એ તો સર્વ સત્ય,
એક જ જોધ મુને જુધ કરવા આપોને સમરથ; ૫
પર્વત પર જો હાથ પછાડું પર્વત ચૂરણ થાય,
પૃથ્વી પર જો પગ પછાડું પૃથ્વી ભાંગી જાય; ૬
ઊઠોરે મહારુદ્ર આપણ વઢીએ આવ્યાઠો મારી નજરમાંહિરે. ૭

## કડવું ૫ મું

તે તો વણ-કહે રે મેં ઉપજાવ્યો છે એક,
તારી સહસ્ર ભુજાને છેદશે, રાખશે કર બે ને મસ્તક એક; ૧
[1]સ્વામી માહારા, હું કયમ જાણું ? ચિંતા મુજને થાય.
લે બાણાસુર, લેઇને જાને, આપું એક ધજાય; ૨
[2]તે લઇને બાંધજે જ્યાંહાં તાહારી છે છજાય,
ધ્વજા રે જ્યાહારે ભાગી પડશે, તાહારા કર છેદાય; ૩
વર પામી વળિયો બાણાસુર, શોણિતપુરમાં જાય,
ધજા લઇને બાંધી છે કાઇ પોતાની છજાય; ૪
નિત્ય ઊઠીને નરખે રાજા, ધ્વજા ભાંગી નવ જાય,
શ્રીશુકજી કહે, સાંભળ રાજા, તુજને કહું મહિમાય; ૫

### ઊથલો

એ કથા રહી એટલે તુજને કહું છુ રાય રે,
પાર્વતીને પુત્ર ઊપનો તેહેનો કહુ મહિમાય રે. ૬

---

૧. *આ.* તુજને યુદ્ધ કરવાની ઇચ્છા એથી પૂરણ થાય.
૨. *આ.* ૩ થી ઊથલા સુધી નથી. કડવું ચાલુ જ છે.

## કડવું ૬ઠ્ઠું

### રાગ દુહો (?)

એક સમે મહારુદ્ર કહે, મારે તપ કરવાનું મન,
તેણે સમે ઉમયાએ માંડયું અતિ ઘણું રુદન; ૧
હેરે, શિવજી! હેરે, શિવજી! માહારો જન્મારો કયમ જાય?
માહારે નથી એકે બાળકો, કહો, વંશે શી થાય? ૨
મહારુદ્ર વાણી બોલિયા, માહારું રે વરદાન,
એક પુત્ર ને એક પુત્રી (તમો) પ્રગટ કરો સંતાન; ૩
વર આપી મહાદેવજી વન તપ કરવાને જાય,
એક સમે પારવતી બેઠાં ઘરમાં રે નાહાવાય; ૪
શિવનાં ઘર મોહોટાં જાણીને રખે આવતું કોય,
બે બાલક મેહેલું બારણે તો તે બેઠાં જોય; ૫
દક્ષિણ અંગથી મેલ ઉતારી અગ્રક ઘડિયું રૂપ,
શોભા તે તેની શી કહું? શુકદેવ કહે, સુણ ભૂપ; ૬
હાથ ચરણને ઘૂંટણું પાહાની, ટૂંકું અંગસ્વરૂપ, .
ચતુર્ભુજા ને ફાંદ મોટી દીસે પરમ વિશાલ,
શોભા તે તેની શી કહું? કટિએ ઘૂઘરમાલ; ૭
પેહેલા કરમાં જલકમંડળ, બીજે મોદક હાથ,
ત્રીજે કર ફરસી સોહીએ, ચોથે રે જયમાલ; ૮
ગણેશને ઉપજાવીને રે બોલ્યાં પારવતી માત,
એની પાસે જોડ હોય તો બેઠો કરે [કાંઈ] વાત; ૯
પછી વામ કરેથી મેલ લઇને ઘડયું તે કન્યારૂપ,
શોભા તે તેહેની શી કહું? શુકદેવ કહે, સુણ ભૂપ; ૧૦
સેંથો ટીલી રાખડી, અંબોડે વાંકી માળ,
કંઠ કપોત ને, કામની તે હીંડે ગોડામોડ; ૧૧

કોયળી કુલડી વેલણુ દાબડી, રમત નાની ભાત
કંકું પડી નાડાછડી તે આપ્યાં બાઇને હાથ; ૧૨

ઉમયાજી (જઇ) નાહાવા બેઠાં, દીઠો તે નારદ સંગ,
અરે, દૈવ ! હવે શું થાશે માહારું, દેખશે નગ્ન અંગ; ૧૩

ખિટલિયાળા કેશ હતા ઉમયાને તેણીવાર;
શરીર પોતા કેરું ઢાંક્યું, ક્ષણુ ન લાગી વાર; ૧૪

નારદ વાણી બોલિયા, ઉમયાજી, તાહારો પાડ,
મારું નામ નારદ ખરો, માંહોમાંહે કરાવું રાડ. ૧૫

## કડવું ૭ મું

નારદ ત્યાંથી પરવર્યા જ્યાંહાં તપ કરે મહાદેવ,
હોરે, શિવજી ! હોરે, શિવજી ! બળી તમારી ટેવ; ૧

આંક ધંતુરો વિજયા ચાવો, કરમાં લ્યો ત્રિશળ,
મડે મસાણે ફરતા હીંડો, માથે ઘાલો ધૂળ: ૨

અહિંયાં બેઠા તપ કરો, ન જાણો ઘરસૂત્ર;
તમ વિના તો પારવતીએ ઘર ઉપજાવ્યો છે પુત્ર; ૩

[1]તમ્યો વનમાં તપ કરો ને ઘેર ચાલ્યાં ઘરસૂત્ર,
શિવ શંકરને કોપ ચઢયો કે ક્યાંહાંથી પ્રગટયો પુત્ર; ૪

મહારુદ્ર ત્યાંથી પરવર્યા કૈલાસ પ્રત્યે જાય,
ગણુપતિ વાણી બોલિયા આડી ધરી જંગેષ્ટિકાય; ૫

અરે ભિખારી જોગટા, શિવના ઘરમાં તે ક્યાંહાં જાય?
મારી માતા ભવન માંહે કોઈ બેઠાં છે નાહાવાય; ૬

હવડાં ભિક્ષા માગી આવો પછી આપશે અન્ન,
માહારી માતા નહાઈ ગેડી તને કરાવશે ભોજન; ૭

---

[1] ઞ માં કડી ૪ નથી.

કહ્યું ન માન્યુ મહાદેવે, ધસમસ્યા જાય ઘર મોઝાર,
જટા સાહી મહાદેવ તાણ્યા, આણ્યા બારણા બહાર; ૮
ગડગડ ગડદા પડે ગણપતના, ચાલે રુધિરની ધાર,
ઉપરથી મારે ગણપતિ ત્યાંહાં પાદ તણા પ્રહાર; ૯
વણ આજ્ઞાએ કયમ જાતો'તો ભિક્ષાના અધિકાર?
કહ્યું ન માન્યું માહારુ તો પેટ ભરી મારીશ માર; ૧૦
એવી વાણી સાંભળીને ચેઢી ત્યાં શિવને રીશ,
કોપ કરીને ત્રિશળ મેહેલ્યુ, છેદ્યું ગણપતિનું શીશ; ૧૧
મસ્તક ત્યાંહાંથી પરવર્યું છે પડ્યુ ચંદ્રને રથ,
ઓખાબાઇ થરથર ધ્રૂજે, ઘણો થયો અનરથ; ૧૨
ઓખાબાઇ જઈ સંતાણાં લવણ-કોટડી માંહ્ય,
મહારુદ્ર તો જઇને પોહોંત્યા જ્યાહાં પાર્વતીબેઠાં નાહ્ય; ૧૩
ઉમયા વાણી બોલિયાં, તમ્યો સાંભળો, મહાદેવ,
માથા ઉપર આવી રહો છો, બળી તમારી ટેવ; ૧૪
જે બારણે બે બાળક મેહેલ્યા તેણે નવ રાખ્યા વારી?
મહારુદ્ર ત્યાંહાં વેણ બોલિયા, સુણ પારવતી નારી;
તોહારી પુત્રી તો નાશી ગઇ ને પુત્રને આવ્યો મારી. ૧૫

## કડવું ૮ મું

### સાખી

પુત્ર વિના રે ઝૂરે માય, શિવ! મારે પિપલી રે (?),
ફળ વિના ઝૂરે ઝાંડ, બાંધવ વિના ઝૂરે બેહેનડી રે,
એહેવી પુત્ર વિના ઝૂરે માય. ૧
(અ)સ્રીહરણ ને પુત્રમરણ વળી વાહાલાં તણો વિયોગ,
એ તો ન આપે, ત્રિકમા રે, ઘરમાં સંપ હજો, ન હજો વિયોગ; ૨

પુત્ર કરસણુ ન શિવ માહારે પુત્ર ધ્યાન (?), વલી પુત્ર આગેવાન,
જે કુલ પુત્ર નવ નીપજે તેહેનાં સૂનાં બળે શમશાન; ૩
પુત્ર વિના માહારે પીંજરિયું રે વનમાં ઊભું અગ્નિ બળે રે,
શાને માર્યો માહારો ગણેશ, શિવ? મને માહારો પુત્ર તે ક્યાંહાં મળે રે? ૪

ઢાળ

ઓલો હો, ઓલો ગણપતિ, ઓલો ઓલો, વાહાલા બાલ,
માહારા લાડકવાયા તન, ગણપતિ હો ઓલો બાલ; ૧
ઉમયાજી કરે છે રુદન, ગણુ૦ શિવ શાને માર્યો માહારો તન; ગણુ૦ ૨
માહારે હાથે ઘડયો તો તન, ગણુ૦ માહારો લાડઘેલો હો તન; ગણુ૦ ૩
શિવ! પુત્ર વિના જે માય, ગણુ૦ તે તો વાયે લીધી જાય; ગણુ૦ ૪
શિવ! પુત્ર વિના જે માય, ગણુ૦ તેહેનું સગું નવ કો થાય; ગણુ૦ ૫
શિવ! પુત્ર વિના જે માય, ગણુ૦ તે તો તરણા જેવી ગણાય; ગણુ૦ ૬
શિવ! પુત્ર વિના જે માય, ગણુ૦ તેહેની સંપત પર-ઘર જાય; ગણુ૦ ૭
શિવ! મેં તો લઈ તમારું વરદાન, ગણુ૦ મેં તો ઉપજાવ્યાં સંતાન; ગણુ૦ ૮
ત્યાહારે શિવજીને આવ્યું જ્ઞાન, ગણુ૦ મેં એહેને આપ્યું હતું વરદાન; ગણુ૦ ૯
એ તો નારદિયાનાં કામ, ગણુ૦ એહેનું જૂઠાબોલો નામ; ગણુ૦ ૧૦
એણે વાત કરી સર્વ જૂઠી, ગણુ૦ તપ છોડી આવ્યો ઊઠી; ગણુ૦ ૧૧
ઉમયા, મેં માર્યો તાહારો તન, ગણુ૦ તો હું જિવાડું પાવન; ગણુ૦ ૧૨

કડવું ૯ મું

નંદી ભૃંગી મોકલ્યા રે, પેહેલી પોળે જાય,
હસ્તી એક મળ્યો માર્ગમાં રે મેહેલ્યો તે શિર ધાય; ૧
તે તણું મસ્તક લાવી ધડ ઉપર મેહેલ્યું નેટ,
ઝડગડીને હેઠો બેઠો, આગળ નીકળ્યું પેટ; ૨
કાળું એહેનું કુંભસ્થલ શિર, વરવા એહેના દાંત,
આગળ એહેને સૂંઢ સોટી, લાંબા પોહોળા કાન; ૩

સભામાં જાશે, શું પોસાશે ? અપાર મુજને દુઃખ,
દેવતા મુજને મેણાં દેશે, ધન પાર્વતીની કૂખ. ૪

### કડવું ૧૦ મું

#### રાગ સાખી (?)

રૂપ ને ગુણને વાદ પડ્યો તે વળી ગયા રાજદ્વાર,
ગુણને રે આપ્યાં બેસણાં, પછી રૂપને કર્યો જુહાર; ૧

રૂપે રે રૂડા શિવ ! માહારે નાગરાં જોગીજન અદ્ભુતાં,
ચતુરાઇ દીધી શિવ ! માહારે ચરણાં તેમાં કો કોજન જાણુતા(?) ૨

માયા દીની રે પ્રભુ તેં તો સોમકુ, મુરખ ઘેર દીની નાર,
પણ લોચન તો દીનાં કોરંગકુ, સો તો જાય વંશે ઉજાડ (?) ૩

મૂરખ સંગ દીની પદ્મિની, સોમકુ દીને ઉદામ,
પણ નેત્ર તો નિત્ય દીનો કુરંગકુ, એ તો રામ, તાહારો કામ; ૪

પુણ્ય વિના ધન કુણ કામકે, કુણ કામકો ઉદવસ્ત કૂપ,
એ દોહ્ય સખી ! કુણ કામકે, તું ગુણવિના સુંદર રૂપ; ૫

ગુણ દો, શિવ ! માહારે રૂપ દો, નહિતર તમારું પાછું લ્યો,
[1]પણ રૂપ ગુણને ચતુરાઇ નહિ, શિવ, મુને તાં દુઃખ મ દ્યો. ૬

### કડવું ૧૧ મું

#### ઢાળ

પંચદેવના દેહેરામાંય એહેની વેહેલી પૂજા થાય,
ગણપતિની પૂજા વિના નવ લહુ હું કોહોની પૂજાય; ૧

---

૧. કડી ૪, ૫, અ માં નથી, કડી ૭ અ માં નથી :—
બડે ન મૈપે ગુણ વિના બહોત બડાઇ પાય,
કનકે ધતુરા હોત હે વાકો ખટણુ પડયો જાય; ૭

લાખેણી જો પૂજન થાય, એ વિના સર્વ વૃથા થાય;
સોની સમરે ઘડતાં ઘાટ, પંખી સમરે જાતાં વાટ,
પંથી જ્યારે ચાલે ગામ પેહેલું લે ગણપતિનું નામ; ૨
કથા ગ્રંથ-આરંભે જેહ પ્રથમ એહેને સમઝે તેહ,
વિહિવા જન આરંભે જેહ પ્રથમ એહેને સમરણે તેહ; ૩
સોવામણી મોલ શણગાર સજે,ગણપતિને મનમાં ભજે,
શાહાને કાજે રુએ, પાર્વતી (!) શાહાને લોચન ચોળે ? ૪
વિહિવા જન યજ્ઞ યાગ જ્યાં હોયે લેશે ગણપતિ ઘીને ગોળે.
ઓખા ' ઓખા ' કહીને જ્યાહારે સાદ કર્યાં બે ચાર,
ઓખા ત્યાહારે આવી ઊભાં નીસરીને બહાર; ૫
બાઇ મરાવી ભામિની, તું ઘરમાં નાસી ગઇ,
મહાદેવજીએ ગણપતિ માર્યો, મુજને શુદ્ધ ન કહી; ૬
તે માટે તાહારું અંગ ગળજો, લગ્ન ક્ષયનો કાય,
દૈત્યકુળમા જઇ અવતરજો, એમ બોલ્યાં માય; ૭
ઓખાબાઇ તો થરથર ધ્રૂજે, એ તો વાત અદંડ !
અપરાધ પાખે, માતા, માહારો એવડો તે શો દંડ ? ૮
ઉમયા કહે, મેં શાપ દીધો તે મિથ્યા તે કયમ થાય ?
જા, દૈત્યના કુળમાં અવતરજે, દેવ વરી કોઇ જાય; ૯
ચૈતર મીનારક ઓખા, તાંહારો રેશે રે મહિમાય,
ઓખાહરણ જે સાંભળે, મહા રોગ થકી મુકાય; ૧૦
એકવાર તો મીઠાં મોળું કરવું રે ભોજન,
એકમાસો નવ ચાલે તો દિવસ કરવા ત્રણ; ૧૧
ઓખાહરણ ત્રણવાર સાંભળવુ, કરવું મીઠા-દાન,
નાંણુ રૂપુ સોનું વસ્ત્ર વધે, વધે છે મેરુ સમાન; ૧૨
વળતી ઓખા લંતણ પેઠાં શાપમોચન-કાળ. ૧૩

## કડવું ૧૨ મું

શ્રીશુકજી કહે, સાંભળ રાજા, તુજને કહું અભિપ્રાય,
એ કથા એટલેથી રહી પછી બાણાસુરનું શું થાય; ૧
રાય બાણાસુરને બારણે વાજતા આવી ચાંડાળ,
નિત્ય પ્રત્યે ૨૮ વાજાને કરે ઝાકઝમાળ; ૨
રાય માળિયેથી હેઠે ઊતર્યો, થયો પ્રાતઃકાળ,
મુખ આગળ ત્યાં આડી ધરી માતરણી સાર; ૩
ત્યાં બાણાસુર વળતો વદે મન પામીને દુઃખ,
મુને દેખીને કેમ ફેરવ્યું, કેહને તારડારું મુખ; ૪
ત્યારે ચાંડાલણી વળતી વદે, સાંભળો, રાજન,
તમો ઉચ્ચ છો અમો નીચ છું, મોઢાં કેમ દેખાડું, રાજન? ૫
ત્યાહારે બાણાસુર વળતો વદે, તું સાંભળને રડાય,
સાચું બોલો કામની, કહું બે કકડા કાય; ૬
ત્યાહારે ચાંડાલણી વળતી વદે, કરશો મા મનખંડ,
સાચું બોલું છું, રાજાજી, હવે તો ઘટે તેહેવો કરજો દંડ; ૭
રાય, મેહમાં ગેહો દૂમણો ને તેથી ગેયો લોભ,
તેથી ગેહો હિંગો તે મૂએ ન પામે મોક્ષ. ૮

## કડવું ૧૩ મું

ચાંડાલણી એણીપેરે બોલી, સુણ બાણાસુર તું રાય,
ચાંડાલ કાંઇ એક નથી, છે દશવિધના ચાંડાલ; ૧
પેહેલો ચાંડાલ તો એહેને કહીએ જે નદી ઊતરી નવ નાહાય,
બીજો ચાંડાલ તો એહેને કહીએ જે પરદારા સુખ્યાય; ૨
ત્રીજો ચાંડાલ તો એહેને કહીએ જે દૂજે માતપિતાય,
ચોથો ચાંડાલ તો એહેને કહીએ જે પુત્રીનું દ્રવ્ય ખાય, ૩

પાંચમો ચાડાલ તો તેહેને કહીએ જેહેને હૃદયે છે કાલ,
છઠ્ઠો ચાંડાલ તો તેહેને કહીએ જે દણે નાનાં બાલ; ૪
સાતમો ચાડાલ તો તેહેને કહીએ જેહેનું મેલું મન,
આઠમો ચાંડાલ તો તેહેને કહીએ જે હરે પારકું ધન; ૫
નવમો ચાંડાલ તો તેહેને કહીએ નહિ તનયા તન,
દશમો તે કરમચાડાલ, ચડાલ એ દશ, રાજન. ૬

## કડવું ૧૪ મું

વળિયો રે બાણાસુર રાજા પુત્ર માગવા જાય,
મહારુદ્રની પાસે આવી બેઠો તપ કરવાય, ૧
હજાર હાથે તાળી પાડે તવ રીઝયા શિવરાય,
કયમ આવ્યો બાણાસુર રાજા! શુ વળી માગવાય, ૨
પુત્ર માહારે એકે નથી તેણે માગે છે ઘરસૂત્ર,
'આપો રે, આપો રે, શિવજી, આપોને એક પુત્ર; ૩
ચિત્રગુપ્ત લહિયા તેડાવ્યા કરમના જોનાર,
પૂર્વે રાજા! તું હતો વૈશ્યનો અવતાર; ૪
એકવાર બેઠો'તો તું તો વેગે કરવા ભોજન,
તાહારા ખોળામાંહે આવી વેગે બેઠો તાહારો તન; ૫
માટીવાળા હાથ હતા તે બાળકના તેણીવાર,
ત્યાહારે તુજને સૂગ આવી, હાંકી કાઢયો બાલ; ૬
બાળક ત્યાહારે થરથર ધ્રૂજ્યો, નવ ગણ્યો તુંને તાત,
તુંને વાહાલો નથી દીકરો તો વાંઝિયા જન્મ સાત. ૭

## કડવું ૧૫ મું

ઉમયા વાણી બોલિયાં, તું સુણ બાણાસુર રાય,
તાહારા મનમાં જો આવે તો આપુ એક કન્યાય; ૧

બાણાસુર એણીપેરે બોલ્યો, સાંભળ મારી માત,
સુજને આપો એક દીકરી, આપ્યા દીકરા સાત; ૨
વાંઝિયાપે બલી દીકરી, દીકરીએ દીવો થાય,
લે બાણાસુર, લઈ જા, તુંને આપી એક કન્યાય; ૩
જે પુત્રી આવે તેહેનું તું ધરજે ઓખા નામ,
મહાબલિયા જોધા જુધ કરશે, પોંહોંચે મનની આશ; ૪
વર પામી વળિયો બાણાસુર, શોણિતપુરમાં જાય,
હવે બાણુમતીને ગર્ભ રહે છે, કહું તેનો મહિમાય; ૫
પોષ માસની પુરણમાસે પ્રગટ થઈ કન્યાય,
વધામણિયા આવિયા તે રાજસભામાં જાય; ૬
રાજા, તાહારે પુત્રી આવી, કેહેતાં વરણુન નવ થાય,
વચન એહેવું સાંભળીને હર્ખ અંગ ન માય; ૭
જો માહારે પુત્રી આવી તો સીધ્યાં સરવે કાજ,
કોઇક દેશનો રાજા જોઇ આપીશ અર્ધું રાજ; ૮
જ્ઞાની જોશી તેડાવિયા ત્યાં જન્મપત્રી લખાય,
વિદ્યાબળે કરીને બોલિયા શુરુ શુક્ર જે કેહેવાય; ૯
પેહેલે ઉમયાના અંગથી પ્રગટી છે કન્યાય,
તે માટે તો એહેનું ધરવું પૂરણ નામ ઓખાય; ૧૦
આકાશવાણી તો એમ હવી, તું સુણ બાણાસુર રાય,
એ પુત્રી ઇચ્છાવર વરશે, તાહારા કર છેદાય; ૧૧
જો પુત્રી ઇચ્છાવર વરે, સહસ્ર હાથ તુજ મારે,
પુત્રી જો ઇચ્છાવર કરે તો બાણાસુર કયમ ઊગરે? ૧૨
તે માટે તેડી પ્રધાન એણીપેરે બોલ્યો રાજન,
એ દેવવચન મિથ્યા કયમ થાય? એહેને મેહેલો માળિયામાંય. ૧૩

## કડવું ૧૬ મું

### સાખી

........ ...... ગામ જાતાં શત્રુ કને માગે શીખ,
જે ઘેર પુત્રી હોય લાડવાઇ તે અંગે માગે ભીખ; ૧
નદી નારી ને ઋષિકુલ, મણિધર નૃપ ને કમલા;
એટલાનો અંત ન લીજીએ, રાય, જો વાંછો કુશલા; ૨
અગ્નિ રૂઠયો વન દહે, વળી પરજાન્યે પરવત, હો રાય,
અબલા રૂઠી જે કરે તે દૈવ કહ્યું નવ જાય; ૩
[1]મારગ ક્ષેત્ર જૂનાં ઝરણાં, વળી સાસરે વાસ,
ભીંત ભોરંગ ને કુટુંબ કબીલો એ કદીએ કરે વિનાશ; ૪
પાડોશી ગરછી શેઠ અને વળી સર્પ ને સોનાર,
એકલાં તેને નવ હોયે આપણાં, વળી તુરી ને તોખાર; ૫
ઇશક મૂશક ને શ્વાન, બીશું, નસ ખેરસને મધુપાન, (?)
એટલાં છુપાવ્યાં નવ છૂપે, પ્રગટ હોય નહિ દાન; ૬
મેઘ મોભ ને મેદની રે, ગાય ગોધા ને વાહાણ,
વહુ વછેરા ને દીકરો, એનાં નીપજ્યે વખાણ. ૭

## કડવું ૧૭ મું

નગર થકી એક જોજન રાગે મેહેલ ચણાવ્યો સાર,
ગોખ બારી ને અટાલી, કેહેતાં આવે નહિ ત્યાંહાં પાર; ૧
મુક્તામણિ ને મોતી જડિયાં, માંહ્ય પિરોજાના પાટ,
હયશાલા ગજશાલા અને (વળી) હિંચવા દોલા-ખાટ; ૨
ઓખાબાઇને મેહેલ્યાં માળિયે, સાથે ચિત્રલેખાય,
પશુ પંખી કો પુરુષનાથી ઊંચું નવ જોવાય; ૩

---

[1]. આ ૪ થી ૭ નથી; ક્ષેપક લાગે છે.

સવાલક્ષ જોધા રખવાળા મેહેલ્યા, રે રાજન,
તમ્યો જાગો, દિવસે જાગો, નવ મીંચશો લોચન; ૪
ઓખા કેરા માળિયામાં નવ પેસે પવન.

## કડવું ૧૮ મું

શોણિતપુર પાટણ ભાળ્યું રાય બાણાસુરનું ગામ,
તેહેની પુત્રી ઓખા વળતી રે કરતી ઉત્પન્ન કામ; ૧
ઘડી એક ગલીએ, ઘડી એક ખાટ, નાનાવિધ રમત કરે,
ઘડી એક હીંચોળે હીંચકા, ધમધમ વાધે ઘૂઘરાની સેર; ૨
રમે જમે ને મંગલ ગાય જોબનવંતી ઓખા થઈ માલિયામાંય. ૩

## કડવું ૧૯ મું

હાંજી જોબનિયું આવ્યું ને ઓખા નાહાનડી રે લોલ,
માહારે જોબનની જાય, એહેની, ઘડી ઘડી ઘણું રે લોલ; ૧
ચિત્રલેખા સહિયર, સાંભળ માહારી વીનતી રે લોલ,
માંહારો મૂરખ પિતા કંઇ લેહેતો નથી, માહારો જાય કન્યાકાળ,
વર જોતો નથી રે લોલ; ૨
જોબનિયાનો લટકો દાહાડા ચાર જો, ટાણે માલ-સોંપાણો
તે નહિ મળે રે લોલ.

## કડવું ૨૦ મું

પાંચ વરસની પુત્રી રે તે-તો ગૌરી રે કહેવાય,
તેનું કન્યાદાન દે તો કોટિ યજ્ઞનાં ફલ થાય; ૧
તે માટે મારા પિતાને સમજાવી કહો કો વાત,
રેવતિવાહનું ફલ લેહેને, વરસ થયાં જો સાત; ૨

પુત્રી કેરા પિતાને કાહાવો રે, કોઇ આપ્યો રસિયો ધન,
ગાંધર્વવિવાહનું ફલ તેહેને, વરસ થયાં જો નવ; ૩
નહિકર માહારા પિતાનો નીકળશે કાંઈ વાંક,
મનુષ્યવિવાહનું ફળ તેહેને, અગિયારે આડો આંક; ૪
તે ઉપર વરસ વાધે, બાર જ્યાહારે થાય,
પુત્રીનું મુખ પિતા જુએ તો વસે બ્રહ્મહત્યાય. ૫

## કડવું ૨૧ મું

ચિત્રલેખા એણીપેરે બોલી, સાંભળ તું, ઓખાય,
તુજને કાજે નહિ પરણાવે બાણુ તાહરો તાત; ૧
તુજને કાજે જો પરણાવે, છેદાય એહેના હાથ,
મુજને કાજે નહિ પરણાવે પ્રધાન માહારો તાત; ૩
તો જોને, બાઇ પ્રધાનના કાંઈ નથી વઢાતા હાથ,
આપણ બે જણાં રહીએ કુંવારાં તો કોહેને કહીએ વાત ? ૪
ચિત્રલેખા કહે છે, ઓખાબાઇ, રહોને છાનાં આપ,
તુજ વરૂધી બાઇ, હું કુંવારી, મુને તાહારાં લાગ્યાં પાપ. ૫

## કડવું ૨૨ મું

ઓખા તાહારા શ્રવણે ઝળૂકતી ઝાલ રે,
ઓખા ! તું તો ચાલે હંસની ચાલ રે; ૧
ઓખા ! તાહારે કુંકુમ રોળ્યા ગાલ રે,
ચોલનો રંગ, રે ઓખા, તાહારી ચૂંદડીરો;[1] ૨
ઓખા ! તાહારે બાંહે બાજૂબંધ રે,
ઓખા ! તાહારું મુખડું પૂનમચંદ રે; ૩

---

૧. મારવાડી પ્રત્યય. કડવું ૧૦ મું વિચારો.

ઓખા ! તાહારે મન ઊપજ્યો આનંદ રે,
કસબની કોર, રે ઓખા ! તારે સાલુડે રે; ૪
ઓખા ! તાહારે ઉરે એકાવલ હાર રે,
ઓખા ! તાહારે શોભીતા શણગાર રે; ૫
ઓખા ! તને વરસ થયાં છે બાર રે,
પાવલે નેપૂર, ઓખા ! તાહારે વાજણે રે. ૬

## કડવું ૨૩ મું

### રાગ સાખી

નેપુર જેહુર ને વીંછિયા રે કર કકણ મુદ્રિકા ને હાર,
પુરુષ વિના જે પેહેરે પ્રેમદા રે તેહેનો ધિક્ પડયો અવતાર; ૧
સેંથો ને ટીલડી રાખડી રે, નથણી કાજલ કુંકુમ હાર રે,
કંથ વિના પેહેરે કામની, બાઇ ! બળ્યો તેહેનો અવતાર, ૨

### ઢાળ

પછી તોડીને નાખ્યા હાર રે, બાઇ ! લે તારા શણગાર રે,
હું તો નહિ પામુ ભરથાર રે, હું તો નહિ ઓઢું ઘાટડી રે; ૧
બાણાસુર મારો બાપ રે, મુને નહિ પરણાવે આપ રે,
મારાં પૂર્વ જનમનાં પાપ રે, નહિ હું જોઉં વાટડી રે. ૨

## કડવું ૨૪ મું[1]

બાઈ! તુંએ કુંઆરી, હુંએ કુંઆરી, સાભળ સૈયર વાત,
ગોર માતનું પુજન કરીએ તો પામીએ ભરથાર; ૧

---

૧. આ કડવાની પહેલા આ મા ત્રણ કડવા છે જેમા ચિત્રલેખા ઓખાને ઉપાલંભ અને મહેણા દે છે એ ક્ષેપક લાગે છે એમા ૧ લુ કડવું તે ૨૧ મા કડવા જેવું છે. (પાદટીપ ૨૦૬ પાને ચાલુ)

વાસી પુષ્પે કરી પૂજા નહિ પામે ભરથાર,
એહેની ' તું તો અટક(?) ચાલી ઘહિલો કરે વિચાર; ૩

ભરથાર જ્યાહારે હું નહિ પામું, તું સાંભળ માહારી વાત,
તો આ લે તાહારાં પૂતલાં, માહારી પૂજે બ્લારાત; ૪

માટી કેરાં પૂતલા, બાઇ ' એ પૂંજ્યે શું થાય?
પાણી ઉપર રેડીએ તો આ ફરતા ધોવાય; ૫

પછાડીએ તો ભાંગી ભૂકો થાય, માટીએ મંદિર ચણાય,
માટીએ ઘર લીંપાય, સાંભળ માહારી માય; ૬

પકવાન આમળ મેલીએ, કકડો તે નવ ખાય,
મે પંદર દિન પૂજા કીધી, બોલાવ્યાં નવ બોલે;
અરે, બાઇ ' તું કેહેતી'તી, નહિ કો એહેને તોલે; ૭

એ માટીનાં પૂતળાં, બાઇ ' એથી વર ન અપાય,
આ લે તાહારા પૂતલાં, માહારી પૂજે બ્લાય. ૮

## કડવું ૨૭ મું

### સાખી

શિવનાં લીજે રે ભામણાં, જેણે ગંગા ધરી શીશ,
એક ભગીરથ તપથી ઉઠાડિયો હું તે કયમ મેહેલું, ઈશ? ૧

શિવનાં લીજે રે ભામણાં, જેણે નેત્રે બાળ્યો રે કામ,
એક ત્રિપુર દૈત્ય વિદારિયો, હું તે કયમ મૂકું નામ? ૨

ભોળો સૂએ ત્યાહારે શ્મશાનમાં, ચોળે ત્યાહારે રાખ,
શિવ માગે ત્યાહારે ભિક્ષા માગે, આપે ત્યાહારે લાખ. ૩

## કડવું ૨૮ મું

હું હિમાચલની ભાણેજી, ગણપતિ માહારો વીર,
મહાદેવજીની પૂજા કીધી મન રાખીને ધીર; ૧
ચિત્રલેખા કહે છે ઓખાને, સાંભળ સહિયર વાત,
પૂજન કરવા શિવનું તે આજ્ઞા મગાવો તાત; ૨
મુજ તાત આપો આજ્ઞા શંભુ પૂજવા જઈએ,
ઘેલી પુત્રી એમ ન કહીએ, ઘરમાં બેશી રહીએ; ૩
ઘેર આવે મહાદેવજી ત્યાહારે પૂજીને લાગીએ પાય,
હવે આંતરગત્યમાં ઓખા ચાલી તેહેનો કહું મહિમાય; ૪
સ્નાન કરીને કામનીએ પેહેર્યા રે શણગાર,
વીંછુઆ ગાજે ને નેપૂર વાજે, ઝાંઝરનો ઝમકાર; ૫
નાગ નાગોદર ઝૂમણું, તેહેને ઉર એકાવલ હાર,
આભૂષણ તો તેણે સજ્યાં, તેજ તણો નહિ પાર; ૬
કનક થાળી મોતીએ ભરી, માંહ્ય શ્રીફળ ફોફળ પાન,
આંક ધંતુરો અગથિયો, માંહિ શંખાવલીનાં પાન; ૭
મહાદેવને પારવતી બેઠાં સારે પાસે રમે,
ઉમયાજી જે વચન કહે તે શિવ શંકરને ગમે; ૮
મહાદેવ કહે પારવતીને, ઓ ! આવે કોઈ નાર,
સ્વામી ! માહારા એ તો કહીએ બાણુની કુમાર; ૯
ભોળો મનમાં એમ વિચારે, વરશે મુજને ક્ષાત,
પારવતીએ મન વિચાર્યું, હવે રે વંકી વાત; ૧૦
મહાદેવજીને કામાતુર જાણી લોચન કીધાં આડ,
ત્રીજું લોચન ઉઘાડી તે શંકરને લે લાડ; ૧૧
એટલે ઓખા ચાલી આવી, ક્ષણ ન લાગી વાર,
આવડી આવી ઉતાવળી તો નહિ પામે ભરથાર. ૧૨

## કડવું ૨૯ મું[1]

'હો, ઉમયા ' હો, માહારી માવડી, હું તો પુત્રી તમારી,
પણ અહિંયા બેઠા તમ્યો સાંભળ્યુ જે કન્યા રહી કુમારી; ૧
હું તો આવી ઈશ્વરને પૂજવા ત્યાહારે સાહામો પામી શાપ,
પરણ્યા પેહેલાં રંડાપણુ થયું, હુ તો શા શાં ચાવતી પાપ; ૨
ઓખા કેહેછે, તૃષા લાગી તનમાંરે સરોવરિયાને તીરવલા,
માંહે જેહેવા રે મેહેલ્યા પાય માહારાં સરોવરિયાં સૂકી ગયાં; ૩

---

૧. અહીં' આ મા બે ક્ષેપક કડવા હોય એવું લાગે છે. (૮૪ કડવાનું ઓખાહરણ કહાનભટનુ જે મારી પાસે છે તેમાં આવા કડવા ઘણા ફેરફાર સાથે મળી આવે છે આમાની કોઈક લીટીઓ એમા છે)

### રાગ શણગારનો

સુવા ચંદન કસ્તુરી કેસર કૃષ્ણાગર ઘોળી,
કનક કાસકી કેશ હોળ્યા ઉત્તમ જલે અંઘોળી: ૧
પાયલ પાનડા કલા કાંબી કેર ઝાંઝર ઝમકે,
પાયલ નેપૂર, પાન, પાનસ ગુવાધાર ઘુઘરી ઘમકે, ૨
કર સાકળા લંગર, લંગરવા વાજે અંગે ગોર,
અણુવટ, વીછીઆ, છાલા, છાવગી, રાયફુલના મોર, ૩
અંગુલીઓ ચંપાની કલીઓ, નખ નક્ષત્ર સમાન,
ચાવતા ચરણ ધરે ને ચિત્ત ચલે, જયગાધર્વનાબ્યાન, ૪
હસ્તકમળ શું દીસે રૂડાં જડાવ ચુડી ખલકે,
ગુજરી, બાજુબંધ, બેરખા ફુમતુ બિજોરે લલકે, ૫
કેહડીઆળા કામ્ણુ તેને જડાવ, વાકના હાર,
ચંદન ચુડીને મ ધ મોતી કામળી, કાગણુ બોર, ૬
છલુઆ, બલઇઆ, અવલીઆ, પીરોજા કરતીઆ, કુંદનની કોર
× × × × ૭
પોચી, તગતી ને માદળીઆ મોરડે મોતીનુ માપ,
છલા, સાબ અંગુઠા આરસી મધ્યે ગ્રાહની ખાપ ૮

### કડવું ૨ જું

પોખરાની પે'રી કંચુકી તેને ચુનીઓ ચળકે ઘણી,
બે બાજુ મુક્તાફળ લલકે મોરિડીએ ટંકામણી; ૧
અંગોઅંગ અનંગ સોહે બેરખા બે ઝળકે,
જાણે કલશ કુચ કનકના જેવા, કમળકોશ ના ચળકે; ૨
બે સેરો મોતી તણી જાણે વેંછે ગંગાધાર,
પૂઠે ચમરી સરસો ગોફણુ તેને ઘુઘરીનો નહિ પાર; ૩
વાળે વાળે મોતી પરોવ્યાં વેણી વાસુકિ સમાન,
કામબાણ ને કટાક્ષ કીકી ભ્રૂકુટિ કોર કમાન; ૪
શીશફુલ ને રાખડી રત્નતણી બંમર ભજીઆ લાલ,
જડાવ જોતુ ઉદ્યોગ પાસે સેંથો સોહે મણિનો લાલ; ૫
મુકુટ ઉપર ઉછેદીયું 'તેને ચાર ફરતા બોર,
શિકાની સાંકળી સરસા વસંત સામેના મોર; ૬
માથા કેરી લટ ખસી તે ઉર ઉપર લપટાઇ,
પાતાળ ફેડી નાગણી જાણે સામું પૂજવા આઇ; ૭
નાકે વાળી વિરાજે વારૂ તેમાં ગ્રહ બેઠા છે ચાર,
ગુરૂ સોનામાં, ભૃગુ મોતીમાં, લાલમાં ભૂમિકુમાર; ૮
શનીશ્વર લીલમાં લલકે અધર અરૂણનું તેજ,
દંતપંગ દાડમની કળી, જાણે ચુનીઓ ચળકે બીજ; ૯
હડપચી ઉપર લીલો હીરો બે હીરા બે ગાલ,
ફુંદુ ત્રાજવું ગોરે ગાલે મુખડું લાલમ લાલ; ૧૦
ઉપલે કાને જડાવ વેલા ફડકે ફરફરીઆં, (?)
ઝુમળ જુમળ મણિનો મોગરો ગુલરે જરમરિયાં (?); ૧૧
કંઠે કનકની કણુસરી કુલ રૂપીઆ ગલે બંધ,
જંબુવા, —— તનમનીયું હાંસડી હીરા ચંદ; ૧૨
અરિસે હિસે ઘુઘરી અંગુઠે (?) કનકની કલીયે,
× × તેને મધ્યે હિરોં જડીયે; ૧૩
લવંગીઆં મુગલીઆળ પોટલીઆળ મણકો ગોળ,
પખાછ (?) ,મણકાની કંઠે પાંચ બાંધી ઓળ; ૧૪
હિરાકણીની પાંચ માળા સાંકળીની સાત,

ઓખા કેહેછે, હું પેઠી પાણી માહેં, તરવાને બે તુંબાં ગ્રહ્યાં,
હું આવી રે સમુદ્રબેટડે, માહારાં તુંબાં બે તૂટી ગયાં; ૪
વર માગો, વર માગો, ઓખા ! માગો આણીવાર,
માગું છું માગું છુ માતા ! આપો રે મુજને ભરથાર; ૫

---

ગોવાલ ઘડીના અંકોડા તેમાં ખજુરા માત; ૧૫
બોર માળા, પ્રવાલાની માળા, મોતીની માળા ધરી,
અંબર માળા, જાળીયાળા, તેમાં કસ્તુરી ભરી; ૧૬
બે માળા છે મણિ તણી માહે ગણુક પુષ્પના હાર,
કેડ કમરપટા જડાવનો તેને ઘુઘરીનો નહિ પાર; ૧૭
શ્યામ મણિ સાણુ સુંદર અંગ ખીજલી (!) વર્ણ,
ચાર છેડે ચાર ચંદ્રમાણી ચળકે મધ્યે સુરજના કર્ણ, ૧૮
નેણે કાજળ સારીઆં, મુખ ભર્યાં તબોલ,
દર્પણ લેઇ મુખ આગળ મૂક્યુ, ઓખાબાઇનું મનડું હીસે; ૧૯
મારા રામ સહિયર સાચું કહે, માજ મુખડું કેવું દિસે. ૨૦

કડવું ૩ જું

એવા એવા ઓખાબાઇએ સોળ ધર્યાં શણગાર,
કનકથાલ ભરી મોતીડે માંહી શ્રીફળ પાન; ૧
આકાશ મારગે પક્ષિણી એ શંભુ પૂજવા જાય,
ઇદ્રતણું વિમાન શોભે એવી છે શોભાય; ૨
મહાદેવજી ને ઉમિયાજી બેઠાં સારે પાસે રમે,
શિવજીએ ઓખા દીઠી, શિવતણા મનમા ગમે; ૩
શિવજી કહે છે પાર્વતીને, આ ! આવી કોઈ નાર.
મુજ કંપ કાં ઘેલા થયા, એ બાણતણી કુમાર; ૪
ભોલાનાથ કહે, સુણ પાર્વતી, તેનો કરો કો ઉપાય,
શોકતણું સાલ તાહરે થાય તે માટે છે નાય; ૫
પાર્વતીએ મન વિચાર્યું, હવે વંઠી રે વાત,
શિવજીને કામાતુર જાણીને લોચન દીધા હાથ, ૬
ત્રીજું લોચન ઉઘડયુ શંકર તણે લલાટ,
તેણે સમે ઓખા આવી લાગ્યા ઉમિયાને પાય. ૭

ત્રણવાર જો તે માગ્યું તો ત્રણ હજો તુજને ભરથાર,
વચન એહેવું સાંભળીને ઓખા કરે રે વિચાર; ૬
અરેરે, માતા ' માનવી આ, વાત કહી નવ જાય,
પુરુષને નારીઓ ઘણી, સાંભળ માહારી માય; ૭
પણ નારીને તો પુરુષ બીજો શ્રવણે સુણ્યો નવ જાય,
પુત્રી જાણી, માતા માહારી, મુજને કરો ક્ષમાય; ૮
તે માળિયામાં નિંદા કીધી પૂતળાંની નિરધાર,
તે માટે તુજને શાપ દઉં છું, ત્રણ હજો ભરથાર; ૧૦
વૈશાખ સુદિ દ્વાદશીને દાહાડે તુજને હજો સ્વપ્ન,
સ્વપ્નાંતરમાં આવી પરણશે તાહારા પ્રાણનો જીવન; ૧૧
જાગ્યા પૂછે ઓળંભજો (?), જા, કહું છું સત્ય વિવેક,
ત્રણવાર 'પરણશે પણ વર તો એકનો એક; ૧૨
વર પામી ઓખાબાઈ વળિયાં માળિયા મોઝાર,
બાઈ ' મહા વર પામી આવી સુંદર વર ભરથાર; ૧૩
એમ કરતાં ઓખાબાઈને દિન પૂછે દિન જાય,
દિન સુંદર માધવ માસ આવ્યો, દ્વાદશીનું લગન,
સુંદર સેજો પાથરીને શણગાર્યું ભવન; ૧૪
આ સ્વપ્નામાં આવશે મુજ પ્રાણનો જીવન,
સંધ્યા થઇ રવિ આથમ્યો, નાવ્યો પ્રાણનો જીવન ! ૧૫
પોહોર ગત વીતી ગઇ ને હજુએ નાવ્યો હોય,
ઉમિયાજીનું વચન કહ્યું તે રખે રે મિથ્યા હોય; ૧૬
બેબાકળી બોલે ઘણી ને વાગે બણકારાય,
ઓ આવ્યો, ઓ આવ્યો, એમ ઝબકી બેઠી થાય; ૧૭
વા આવે ને બારી હાલે, ખડખડાટ બહુ થાય,
ઓ આવ્યો, ઓ આવ્યો, એમ ઝબકી બેઠી થાય; ૧૮

[1]મધ્યરાત તો વહી ગઇ ને મીંચાણાં લોચન,
સ્વપ્નાંતરમાં આવી પરણ્યો પ્રદ્યુમ્નજીનો તન ૧૯

---

૧. આ પદેવાં આ મા અમુક કડીઓ વધારાની છે.
ચાર ઘડી દિવસ રહ્યો સુરજ ક્યારે મળશે ?
સ્વપ્નાન્તરનો તે સ્વામી મારો આવી ક્યારે મુજને ગળશે, ૧
ચિત્રલેખા કહે છે ઓખાને, મિથ્યા મન બાળે,
જુઠું સ્વપ્નાનુ પરણ્યું, બાઇ ! સંધ્યા શાને ગાળે, ૨
હવે દિનકર અસ્ત થયો, ઉગ્યો સાગરનો તન,
માળીએ કીધા દીવડા, હરખ્યુ ઓખાનુ મન, ૩
વીણા લીધી હાથમા, ગાન કરે બેહુ સાથ,
હડમચી ઉબોડા લેતી ગાન કરે વિખ્યાત, ૪
એટલે ચિત્રલેખાને ઊંઘ આવી નામ,
બાઇ ! આ પોરણુ તુ ઊંઘે, મારે જાગ્યાનુ છે કામ, ૫
હું જાગું તો રાખી રાખું સ્વપ્નાનો ભરથાર,
હવડા ઉઘાડો કહેતો આવે મારા સાસુજીનો સતાન, ૬
એટલે દશ દરિયા ફેરો આવ્યો આવ્યો વાય,
ખડખડવા લાગ્યુ બારણું ને જબકી બેઠી થાય, ૭
ઓખાબાઇ તો મનમા જાણે નાવે મારી તોલ,
છળના વાસલાને સ્વામી જાણી વચન બોલે, ૮
ઓ ! પેલા અંધારે ઉભા છો રે મારા સ્વામી,
શા માટે તમે નથી બોલતા, કહ્યા રહો છો લજ્જા પામી, ૯
ધીરજ ધરી તમે કેમ બેઠા, તમ ઉપર જાઉં વારી,
પણ બોલ્યા વિના નહિ ઉઘાડું, છું ગુણવત હુ નારી, ૧૦
બાણાસુર જો દેખશે તો વાત થશે અવેખે,
રખેવાળ બળીઆ બેઠા છે તે હવડા તમને દેખે, ૧૧
ગુણવત ગોરીને પજવે ગુણઓશિંકળ થાઓ,
આવો આપણે માળીઆમા મળીએ આવાસે, આવો, ૧૨
પાર્વતીનું વરદાન મુજને, વર પામી છુ રૂડો,
આવો આપણા માળીઆમા, પહેરાવો મુજને ચુડો, ૧૩

## કડવું ૩૦ મું

સ્વપ્નામાં તો દીઠી સોગઠિયાની જાન રે,
સ્વપ્નામાં તો વરસસરો ભગવાન રે; સ્વપ્ના૦ ૧
માળિયામાં મંગલ વરતાં ચાર રે,
માળિયામાં આરોગ્યા કંસાર રે; સ્વપ્ના૦ ૨
માળિયામાં ચળકે છે ચૂડી રે,
માળિયામાં ઓખા દીસે રૂડી રે; સ્વપ્ના૦ ૩
માળિયામાં કરે છે પિયુશું વાત રે,
હસી હસી તાળી લે છે હાથ રે; સ્વપ્ના૦ ૪
ચિત્રલેખા ભરી નિદ્રામાંથી જાગી રે,
ઓખાબાઇને કાંકણ કર ગતિ લાગી રે; સ્વપ્ના૦ ૫
ઓખાબાઇને નાટક ચેટક વળગ્યાં રે,
તે તો કેમ કરીને જાશે અળગાં રે? સ્વપ્ના૦ ૬

---

એટલે ચારે દિશાનો ફરફર વાયો વાય,
આ તો પીટયો થાંભલો સ્વામી નવ કહેવાય;" ૧૪
એમ વિહ્વળ થઇને પડે, કરે રે શોરબકોર,
શિવ પાર્વતી ગગને જતાં સાંભળ્યો તેનો શોર; ૧૫
પાર્વતી પૂછે, પ્રાણનાથ! આ કોણ રૂવે મધરાત,
શિવજી કહે, પાર્વતી! તું કાં ચિંતામાં પેઠી; ૧૬
તારી પુત્રી ઓખા વૃંદા ખોટું કરવા બેઠી; ૧૭
પાર્વતીને કોપ ચડયો તે નિદ્રાને બોલાવી,
પાર્વતીના કહેવા થકી તે નિદ્રા ચાલી આવી; ૧૮
પાર્વતી કહે છે નિદ્રાને, સગાં સારાં થાઓ,
ઓખાબાઇ જાગરણ કરે તેને માળીએ જાઓ; ૧૯
ઉંઘ ત્યાંથી પરવરી તે ચઢી ઓખાને રોમ,
ઘેણ કરથી ઓખાને પડી છે તે ભોમ; ૨૦
લોચન વળવા લાગ્યાં અને શ્વાસ સરખા થાય,
વાસુએ લટ ઢળી પડે, ઢળી ઓખા ઢોલીઆ માંય. ૨૧

જાગ રે જાગ રે ઓખાબાઇ, જાગ રે,
તારે જે જોઇએ તે તું માગ રે; સ્વપ્ના૦ ૭

### કડવું ૩૧ મું

ઓખા ભરી રે નિદ્રામાંથી જાગી રે, અંગોઅંગ અંગીઠી લાગી રે,
ફટ પાપિણી, શીદ જગાડી મને, ભર્યો રે અમૃતમાંથી કાઢી; ૧
ફટ પાપિણી, એ તેં શું કીધું, માહારું સર્વસ્વ ઝૂંટીને લીધું,
અમૃત લઇને વિષ કાં કીધું? મન જાણ્યું કે પોતાનું કીધું. ૨
ભરથારને ભાંતિ જ આવી, માહારો નાથ ગયો રે રિસાવી,
બીડી પાનની અડધી કરડી, ખાધી મન વિના મુખ મરડી; ૩
તું તો માહારા કરમની કરણી, મુને મેહેલી ગયો રે વર પરણી,
માહારો હૈડા કેરો હાર, આણી આપને તું આ વાર. ૪

### કડવું ૩૨ મું

#### સાખી

ચંદા! તું જીવે કોટિ વરસડાં રે, વળી સ્વપ્ને કેશો સંજોગ,
તુને આપું રે સૂરજ દેવતા રે! મુજને જાગ્યે પડ્યો વિજોગ; ૧
આજ રે સુપનામાં રે બાઇ! મુજ પિયુશું કરતી'તી રંગરેલિયાં,
અમૃતમાં વિષ ભળી ગયું રે, ચિત્રલેખા! તુજ સરખાં કમાણસ મળિયાં; ૨
આજ સુપનામાં રે બાઇ! માહારા પિયુશું કરતી'તી લીલાલેહેર,
પણ અમૃતરસ પીતી'તી તેમાં શાહાને લાવીને રેડ્યું ઝેર? ૩
હો, કુંજરિયાં! માગી દો પંખડિયાં! તાહારો વનો હું કરીશ,
અહીંથી ઊડી સ્વજનને મળીશ, પછી તાહારી પાછી દઇશ; ૪
પાંખ પિયારી, પંથ તો વેગળો રે, વળી તાહારો વાલમ કોણ વિદેશ,
માગી રે ત્યાગ તારી પાંખડીઓ, ઓખા! તાહારો સજન શો સંદેશ? ૫
તો ઉત્તરથી અમ્યો આવિયાં, પશ્ચિમમાં સમોયાં,
એક અબળા પિયુનો સંદેશડો તમ્યો જઇને કેહેજો, કુંજરિયાં; ૬

માણસ હોઇએ તો બાઇ ! અમ્યો મુખથી જઇને કહીએ,
કુંજરિયાં અમ્યો તો બાઈ! સંદેશો લખને તું પાંખડીએ; ૭
પાંખે તો પાણી ઊતરે, અક્ષર રેલાઇ જાય,
એક અબલા પિયુનો સંદેશડો સુને વિષમો દૈયામાંય; ૮
એક કંથ વિજોગે કામિની રે ગઇ પંડિતની કે પાસ,
હું તુજને પૂછું, પંડયા રે, એક દિન કે કેતે માસ? ૯
દિરસે પંડિત યું કહે, તું સુણ, સ્યામ કર જોડ,
સાચી પ્રિત હોય આપને પિયુસે પલક એક વરસ હોય; ૧૦
રજની ના શોભે, બાઇ, ચંદ્ર વિના રે, વળી કાયર–કર હથિયાર,
પણ લક્ષ્મી ના શોભે દાતા વિના રે, ત્યમ નર વિના ન શોભે નાર. ૧૧

ઢાળ

ચંચ કટાવું, બપૈયા! તાહારી રે, વળી ઉપર ડાલું લૂણ,
મેં પિયુરી, પિયુ મોરા, તું પિયુ પિયુ કેસો કૂણ? ૧
પિયુવિજોગન પીરી ભઈ, મેરો તનમન ગયો સુકાય,
સાપે તો ગ્રહી છછુંદરી, પછે સાપ પછતાય; ૨
મેરે પ્રીત્ય કરી સુખ લેણે, કુરેસો પ્રીત્ય ગઇ સંધારક, (?)
પંખી તો પંજરે પછે સોઉ ચરક ચરક; ૩
મધ્ય નિસાસા મેલે માળિયામાં રોતી રોતી રાજકુમાર,
કહાં ગયો? કહાં ગયો? બાઇ! માહારા સ્વપ્નાનો ભરથાર? ૪
મીંઢળ માહારું કહાં ગયું! બાઇ! માહારો ચૂડો હતો જે હાથ,
પિયુ! પરદેશિયા ભૂંડા, મુજને શેં ન્વ લીધી તુજ સાથ? ૫
લાવ, સખી! વિષ પીઉં રે, હું તો કાઢું પાપી પ્રાણ,
હવે કયમ જીવું રે? બાઇ મુને વાગ્યાં મોહનાં બાણ; ૬
ઓખાબાઇ તો ઘણું રડે રે, તે તો પડતાં મૂકે ધરણ,
પાપી માહારો જીવડો રે, મુને માગ્યાં તે નાવે મોત; ૭

રોતાં રોતાં તે ગયાં ઓખાબાઇ જયાહાં રે રોપ્યુ વાડીવન,
જેને પૂછ્યુ ક્રમને રે, અહિયાં દીઠો રે પ્રાણજીવન? ૮
નું ગુણ-વેલડી રે બાઇ, માહારો જોને કર્મનો આપ,
નાથ મેહેલી ગયો, રે બાપ! જોને માહારાં કુણ જનમનાં પાપ? ૯

## કડવું ૩૩ મું

### સાખી

ઓખા રુએ ને ચિત્રલેખા વીનવે રે, મારી ઘેલી સહિયર મા રોય,
પાણી વલોવે માખણ જો નીપજે તો ન જમે કોય. ૧
ચિત્રલેખા! તું તો મુને વાહાલી હતી રે,જેવો માહારો હૈડાકેરો હાર,
આજ કય વિજોગેથઇઅળખામણી જેવીમાહારા બાપતણીમારનાર; ૨
વેરણ થઇ રૂઠા મુજ વિધાતા જેણે અવળા લખિયા આંક,
કરણી રે પ્રાણ ભોગવે રે તેમાં વિધાતાનો તે શો વાંક? ૩
લાચ લઇને બાઇ' તું લખતી હતી રે તો હું આપતી હતી સર્વ પેહેર્યું,
માહારા સ્વામીરે તજીગયા જાણતીરે તો માથે મરણ શે ન લખ્યુ વેહેલું? ૪

### ઢાળ

સ્વપના સાચાં ન હોય, રે સહિયર માહારી,સ્વપનાં સાચા ન હોય રે,
એક રાજા કહું તો તે રાજ્ય પામ્યો સ્વપનાંતર મોઝાર;
માથા ઉપર છત્ર ધરે ને નેકી બોલે છડીદાર, ૧
હાથી ઝૂમે બારણે, ગાડીઘોડા પરમ વિશેક રે,
જાગીને તો જોવા માંડ્યુ તો નહિ નિશાની એક રે; ૨
એક નિરધનિયો તે તો ધન પામ્યો સ્વપનાંતર મોઝાર રે,
વિદેશે તેહેના વાહાણ ચાલે, વાણોતર સે ચાર રે; ૩
વેહેવારિયો બહુ ધન પામ્યો પૂરણ પરમ વિશેક રે,
જાગીને રે જોય ત્યાહારે નવ મળે નિશાની એક રે; ૪

એક વાંઝિયો તે પુત્ર પામ્યો સ્વપ્નાંતર મોઝાર રે,
જાગીને રે જેવા જાય ત્યાહારે કોડોનું લાવે બાળ રે ? ૫
એક મૂરખ હતો તે તો સ્વપ્નાંતરમાં ભણિયો વેદ પુરાણ રે,
જાગીને રે જોય ત્યાહારે મૂળ નામે પાષાણ રે. ૬

## કડવું ૩૪ મું

ચિત્ર ચાલીને, વાનો વાળીને, દીવો બાળીને હો,
રંગ ભેળીને, કાંજળ પાડીને, ચિત્ર મેળીને હો, ૧
રંગ ભેળીને, રંગ ભરતી ને ચિત્ર કરતી હો,
લેખણ લાવીને હો કરમાં સાહીને હો, ૨
હવે સ્વર્ગલોક લખાય રે, લખ્યા સ્વર્ગના દેવતાય રે,
સુરલોક લખ્યું ને ભૂરલોક લખ્યું, જનલોક લખ્યા, તપલોક લખ્યા, ૩
સપ્તલોક લખ્યાં ને વૈકુંઠ લખ્યું, ગુણદેવ લખ્યા ને ગંધર્વ લખ્યા; ૪
હવે ઓખાબાઇ ! ઓરા તમ્યો આવો ને,
એહેમાં હોય તેને આવી બોલાવો રે; ૫
ઓખા આવી કાગળમા જુએ રે,
ઓખા રાતે ગતે લોચન રુએ રે; ૬
ન હો યે, ન હો યે, ન હો યે રે,
હું તો પરણી તે વર ન હોયે રે, ૭
મુ ને સ્વ પ્નાં ત ર માં પ ર ણ્યો રે,
તેહેનું મુખ તો આ નવ હોયે રે; ૮
બાળ, બાળ, મોહોં નથી ગમતાં રે,
અને રણવગડામાં મેહેલ્યો રમતાં રે, ૯
ચિત્ર ચાલીને, વાનો વાળીને, દીવો બાળીને હો૦ ૧૦
હવે પાતાલ લોક લખાય રે, લખ્યા પાતાલ લોકના રાય રે,
તલાતલ લખ્યુ ને પાતાલ લખ્યું, રસાતલ લખ્યું ને અતલ લખ્યુ; ૧૧

નાગલોક લખ્યા; ને વાસુકિ નાગ લખ્યા,
તક્ષક નાગ લખ્યા ને કાલી નાગ લખ્યા,

શેષ નાગ લખ્યા ને પુંડરિક નાગ લખ્યા,
ચંડમુંડ લખ્યા, નાગ સર્વ લખ્યા; ૧૨

હવે ઓખાબાઇ ! ઓરાં તમ્યો આવોને,
આમાં હોય તો આવી બોલાવોને.

ઓખા આવી કાગળમાં જુએ, રે તે તો રાતે લોચન રુએ રે; ૧૩

બાળ બાળ, બાઈ ! તાહેરું દર્પણ રે,
શું સ્વપ્ને પરણી'તી આવા સાપ રે;

ચિત્ર , ચાલીને, વાનો બાળીને, દીવો બાળીને હો૦ ૧૪

હવે મૃત્યુલોક લખાય રે, લખ્યા તે મૃત્યુલોકનો રાય રે,

અજમેર લખ્યું, અલિહાર લખ્યું,
કામરુ દેશ લખ્યો, મુલતાન લખ્યો; ૧૫

ખુરાસાન લખ્યો ને બંગાળ લખ્યો,
એકમુખા લખ્યા, અષ્ટમુખા લખ્યા,

શ્વાનમુખ લખ્યા, ખરમુખ લખ્યા, લખી વનસ્પતિ અઢાર રે,
ઓખાબાઈ, જુઓ ભરથાર રે; ૧૬

બાઇ ! કાગળિયાં લખ્યાં તે તાહારો પાડ રે,
હું સ્વપ્નામાં પરણી આવા ઝાડ રે?

બાઈ! ખડિયે તે શાહી માહારે ખૂટી રે,
માહારી લખતાં તે લેખણ તૂટી રે; ૧૭

થયા કાગળના અંબાર રે, બાઇ ! તુંને નથી લાધ્યો સાર રે.

## કડવું ૩૫ મું

### રાગ સોરઠ

સોરઠ દેશ સોહામણો રે, મુજને જોવાના કોડ,
રત્નાકર ને ગોમતી, રાય જે જે શ્રીરણછોડ; ૧
સોરઠ દેશ નવ જોયો રે, નવ ચડયા ગઢ ગિરનાર રે,
નવ નાહ્યાં ગોમતીમાં જન તેહેનો અફળ ગયો અવતાર રે; ૨
સોરઠ સુઘડમાં નવા નવારે નિત્ય નિત્ય કહીએ જે વેહેવાર રે,
...... ...... ...... ...... ; ૩

### ઢાળ

મેં આજ સ્વપ્નામાં દીઠી સોરઠિયાંની જાન જો,
મેં તો જાણ્યું જાદવરાય આવ્યા પરણવાને જો; ૪
મેં તો આજ સ્વપ્નામાં દીઠાં ગોમતીનાં તીર રે,
શ્રીહલધરજીના વીર પરણતા માહારે ઘેર રે; ૫
મે તો આજ સ્વપ્નામાં દીઠો સુંદર વર ભરથાર રે,
તેહેમાં અડધાં ઊંઘતાં ને અડધાં અમ્યો જાગતાં રે; ૬

## કડવું ૩૬ મું

ચિત્ર ચાલીને, વાનો વાળીને, દીવો બાળીને હો૦
હવે સોરઠ દેશ લખાય રે, લખ્યા સોરઠ દેશના રાય રે; ૧
લખ્યું લખ્યું તે નગર દ્વારકાંય રે,
કોટ કોશિશ કાંગરે નગ ઝળકે રે,
મંદિર માળિયે મોતીની સેરો લલકે રે,
લખી યાદવની રાજધાની રે જેની શોભા સૂર્ય સમાન રે; ૨
લખ્યો યાદવનો પરિવાર રે ઉગ્રસેન વસુદેવ સાર રે,
ઓખા, આવી જુઓ ભરથાર રે,ઓખાને નેત્રે વહે જલધાર રે; ૩

ઓખા આવી કાગળમાં જુએ રે,ઓખા રાતે રાતે લોચને રુએ રે,
બાઇ તિનાં છધાણુ કાંઇ મળિયાં રે
આતો ધરડા લખ્યા, એહેને માથે પળિયાં રે; ૪
એહેને માથે મુગટ કુંડલ કાને, એવા જો જો ભગવાન રે,
બાઇ! તિના સરખું રૂપ, સરખા ચાળા રે,
મારા નાથજી ગોરા ને આ તો કાળા રે; ૫

આને વડસસરો સહુ કેહેતા રે,
જયાહારે પરણી ત્યાહારે ચોરી સાહીને રેહેતા રે,
લખ્યા કૃષ્ણના કુમાર રે, એક લાખ એકસઠ હજાર રે; ૬
એથી આગળ કેહેવાય રે, આવીને જુઓ લખાય રે,
આ તો રીંછડીના બાળ રે, એહેને માથે મોહોટા વાળ રે; ૭
એહેના કુળમાં માહારો કંથ રે, જેના ધાવણના છે દંત રે,
તે તો રૂપાળો ને મીઠી વાણી ઊચરે, તેહેને મુખે નહોતી મૂછ રે; ૮
પછી લખિયા પ્રદ્યુમ્ન રે, ઓખા કાંઇક માન્યું મન રે,
જાણુ કે ના જાણ્યુ હોય રે, મુને પરણ્યો તે વર ન હોય રે; ૯
આને સગો સસરો કેહેતા, હું પરણી ત્યારે ચોરી સાહીને રેહેતા,
એમ કહીને અનિરુદ્ધ લખિયા, ક્ષણું ન લાગી વાર રે,
કરી મરકલડું ને ઊભી રહી, બાઇ! એ માહારો ભરથાર રે. ૧૦

### કડવું ૩૭ મું

ચિત્રલેખાના હાથમાંથી પેલુ પૂતળું લખ્યુ'તું જેહ,
ઓખાબાઇએ પ્રેમ આણીને ખૂચી લીધુ તેહ; ૧
કરમાં લઇને કામિની બહુ દે છે આલિંગન,
માળિયામાં મૂકીને ચાલિયા માહારા પ્રાણજીવન; ૨
પેહેલી વાર તો તમ્યો રે મુજને ગયા માળિયામાં મૂકી,
ઓલી વારના નહિ જવા દઉં, પેહેલી વાર હું ચૂકી, ૩

આ વારના નહિ જવા દઉં, ઝાલ્યો છે મેં છેડા,
મારા પિયુડા ' પરવરશો તો મુજને માથે તેડો; ૪
ચિત્રલેખા કેહે છે, ઓખા ' શા જોડે છે આ જોડો ?
પરણ્યો તો પોઢયો દ્વારકામાં, આ ચિત્રામણનો ઘોડો. ૫

## કડવું ૩૮ મું

### સાખી રાગ મારુ

આપો હો ' આણી તે મને, આપો હો આણી, ૧
નહિતર માહારા કાઢું રે પ્રાણ,તેહેને આપો હો આણી;
માહારા પિયરની છે લટકતી ચાલ રે,
મુને પરણી ગયો છે એ કાલ રે; ૨
તેહેને ટબકું છે જમણે ગાલ રે, મુને આણી આપો તે આજ રે,
મેં તો સ્વપ્ને દીઠો છોગાળો રે,એહેની પાંપણનો જોયો ચાળો રે;
માહારું મનડું હર્યું લટકાળે રે, મુને આણી આપો તે આજ રે; ૩
પેહેર્યાં પીતાંબર પરિધાન રે, મુને કેહેતો ગયો નામ રે,
તો ક્યાંહાંથી સરે માહારાં કામ રે,તેહેને આણી આપો આજ રે; ૪
જેના ખીટળિયાળા કેશ રે, ગૌર શાંત તિલક, બાળે વેશ રે,
હું તો ફરી કયાહારે મળીશ રે ? તેહેને આણી આપો તે આજ રે; ૫
માહારી બાઈ, ત્યાંહા કોણ જાય રે ?-કાંમરે કાંમરે ચામુડ રે,
મને મારે હેલામાંય, કહો, કયમ પરવરુ રે ? ૬

## કડવું ૩૯ મું

ચિત્રલેખા ' વેહેલી વેહેલી આવજે રે,
તું તો માહારા મનમાન્યાને તેડી લાવજે રે,
હાં રે, તું તો દેખીને વર રૂડો રે રખે પેહેરીને બેસતી ચુડો રે; ૧

હાં રે, જોતી રહું છું તારી વાટડી રે, રખે ઓઢીને બેસતી ઘાટડી રે,
ચિત્રલેખા કેહે, ઓખા! રાખજે ધીર રે,
તે તો મ્હારી માડીનો જાયો વીર રે; ૨

એવું કહીને ચિત્રલેખા ત્યાંહાંથી જાય રે,તે તો વેગે આવી દ્વારકાગામ રે,
કીધાં કીધાં ગોમતીજીમાં સ્નાન રે, ધરિયાં નારદજીનાં ધ્યાન રે; ૩

નારદજી આવ્યા ચિત્રલેખા જેણે ઠામ રે,
કહે, બાઇ! કોણ પિતા, કોણ ગામ રે?
સ્વામી નારદ! શોણિતપુર મ્હારું ગામ રે,
કોભાણ્ડતનયા, ચિત્રલેખા નામ રે; ૪

બાણાસુરની ઓખાને લાધું છે સ્વપન રે,
સ્વપ્નાંતરમાં પોઢયો પરણ્યો પ્રદ્યુમન-તન રે,
.........................તેહેને લેવા આવી છું, નારદમુન રે. ૫

## કડવું ૪૦ મું

જારે, બાઇ! દ્વાકામાં ઊંઘે બધું ગાંમ,
જાતાં વળતાં કોઈ ન લે તાહારું નામ,
તસ્કરવિદ્યા શીખવીને પ્રાણ મેહેલ્યો ન્રુષ્ટ,
તુજને જાતાં આવતાં ન દેખે દ્દષ્ટ; ૧

[1]એટલે તો ચક્ર આવ્યું જાણે મારી નાર,
નારદ ચક્રને કેહે સમાચાર,
ચક્રે મન વિમાસ્યું, મ્હારું મોટું ભાગ્ય,
નારદ સાથે વાત કરવા ક્યાંહાંથી પામું લાગ? ૨

જોતી જોતી ગઈ જ્યાંહાં કૃષ્ણનાં ભવન,
જોતી જોતી ગઇ જ્યાંહાં પોઢયા પ્રદ્યુમન,

---

૧. અ અને દ માં કડીઓ એકસરખી છે આ માં આ સ્થળે નવી જુદી જ લીટીઓ છે.

જોતી જોતી ગઈ જ્યાં છે વિરાટનો વીર,
સોડ ઘાલીને પોઢયો મહાધનુર્વિદ્યાવીર; ૩
જો એહને અહિંયાં જગાડું તો માહારા કરે કડકાય,
માથે લીધો ઢોલિયો ને ઊલટ અંગ ન માય; ૪
જય જગતઅંબે, જય અંબે, એમ કરતી જાય,
તે નારદે જાતી દીઠી ચિત્રલેખાને ત્યાંહ્ય; ૫
નારદ કહે છે ચકને, ઊઠ ' રાખ તાહારું ગામ,
કાલ કોઈ ચોરી થશે તો લઘશ માહારું નામ; ૬
ઓખા બેઠી વાટ જુએ છે મંદિર માળિયા માંય,
પેલી ચિત્રલેખા પાપણી ને ગઇ તે નાવી આહાંય; ૭
માથે દીઠો ઢોલિયો ને ઊલટ અંગ ન માય,
[1]ભલે લાવી, ભલે લાવી, બાઈ, જગાડું ભરથાર; ૮

---

૧. શ્રા ને ઈ માં ઉમેરેલો છેઃ
રાળે મળોને તો તારણી આ તારો ભરથાર રે,
પછી ઓખાએ ચિત્રલેખાને આપ્યા સોળ શણગાર રે.

પછી ઈ મા નવું કડવું છે (સરખાવો પ્રેમાનંદ) (આ ઉપરનું કડવું પણ સરખાવો).

ઓખા કહે છે ચિત્રલેખાને, બાઇ ! તેં આપ્યું પ્રાણદાનજી,
દીપક જગતો કરીને કન્યા આવી હિંડોળા પાસજી; ૧
સુતા સ્વામી નિદ્રાવશ થઇને હિંડોળા હલાવેજી,
કામકુંવરને નિદ્રા આવી રે સુતાં દેખે ને સારૂં લાગેજી; ૨
દુર્ગપંથથી પિયુજી પધાર્યા તો હે સુતા નવ જાગેજી; ૩
અલ્પ રહી છે રાત્રિ હો ! રાણા, ઊંઘ તમને શી આવેજી !
સખી ! હું તો એમ કહું કાંઇ કુંભકરણ ઉપારોજી;
હસ્ય સ્વરે મધુર વચને જાય બોલાવતી પાસેજી; ૪
ચરણ તળાંસે ઝાંજર વાજે એ મસે હિંડોળો હલાવેજી,
જીભ્હાએ બોલે વદન નિહાળે કરતી હાસ્ય વદનજી,
એવામાં અનિરુદ્ધને થયું છે સ્વપનજી; ૫

## કડવું ૪૧ મું

ઊંઘ્યા પિયુને જગાડીએ, નિદ્રામાંથી જગાડીએ,
મન સાથે એવાં બીહીજીએ, બ્રહ્મહત્યા શિર લીજીએ;
ભરથાર પેહેલી ભામિની જે અન્ન રાંધીને ખાય,
ઊંધે મસ્તક અવતરે વાગોળનો અવતાર;
ભરથાર પેહેલી ભામિની જે સૂએ શય્યા માંય,
આંધળી ચાકરડી અવતરે તે પડે મારગમાંય;
ભરથારનું જે કહ્યું ન માને, કરે ત્રેહોડા કંથ,
હડકાઈ કૂતરી અવતરે, તેહેને માથે પડશે જંત;
ભરથારનું જે કહ્યું ન માને આપ-મતમાં જે નારી,
તે તો નારી અવતરે કાંઇ બિલાડી માંજરી;
અરે બાઇ ' જોતાં જોતાં તું તો બોલે છે આપ,
પિયુ પોઢયા હોય પારણે ને કરડવા આવે છે સાપ.

## કડવું ૪૨ મું

ઓખા કેહે છે ચિત્રલેખાને, હવે ન બોલીશ આડું,
તું કેહે તો માહારા પિયુને પગ ચાંપીને જગાડું;
રે, બાઇ ' આકળી, ઉતાવળી શું થાય અપાર?
મોહોટાનો કુંવર એ, હશે પાસે કાંઇ હથિયાર.

---

કોઈક નારી મુજને લાવી છે કરી હિંડોળો હરણજી,
એકતિ મુજને સાથ એને કરાવ્યું છે પાણિગ્રહણજી;
તેનો પિતા મુજને બાંધે છે હાક ચોદિશ વાગે જી,
તેના જોધ સહુ હોકારા કરે છે તેની હાકે ગગન ગાજે જી;

ઊથલો

અનિરૂદ્ધને સપનાંતર લાધ્યું ચિત્રલેખા તે બોલતી વચન રે,

ઓશીકે આવી જુએ તો મોટી એક ગદાય,
ઉપાડીને હેઠે મૂકી ઓખા ચાપે પાય; ૩
એટલે અનિરુદ્ધ જાગિયા, માળિયે ત્યાં દીઠું વિપરીત,
ઓખા દેખી માળિયામાં થઇ રહ્યો ભયભીત; ૪
હસતી ખસતી ઓખા રહી અલગી, હાકી ઊઠયો સુર,
અનિરુદ્ધ ગાભરો થઇને બેઠો, કયાંહાં આવ્યો છું હુંય ? ૫
હિંદોળો તો માહારો ખરો પણ નહિ આ મેડી માહારી,
દાસી માહારી નથી દીસતી, આ બે કોણ કુંવારી ? ૬
ચિત્રલેખા [લજ્જા] પરહરીને બોલી નિજ મસ્તક નામી,
હું તમને હરી લાવી છું ક્રોધ, ન કરશો, સ્વામી; ૭
આ કુંવરી છે બાણાસુરની, ઓખા એહેનું નામ,
એહેને પરણાવવા લાવી છું સુંદર વર સુજાણ; ૮
એહેવું વાયક બોલી વિધાતા બોલી મસ્તક નામી,
સહિયર માહારી છે કુંવારી, તમ્યો છો સ્વામી; ૯
એહેવે અનિરુદ્ધ વચન બોલ્યો આપ કરીને રીસ,
શું કરું માહારું ખડગ નથી, નહિતર છેદું બેનાં શીશ. ૧૦

### કડવું ૪૩ મું

મહા બળિયો જાગ્યો તે, બળનો નાવે પાર,
હડકુ હાક મારી ને તેણે કાપો ત્યાંહાં હોકાર; ૧
ડળક ડળક ડાકલાં વાજે ઠામોઠામ,
ન હોય રે, ન હોય રે, મારા બાપજીનું ગામ; ૨
દ્વારકામાં વસે છે તે સર્વે વૈષ્ણવજન,
અહોરાત્ર બેઠા બેઠા તે કરે છે કીર્તન; ૩
અહિંયાં લાદ કેરા ચરડકા હોય રે અપાર,
ભૂત ભૈરવ જોગણી, અસુર કેરી હોયે નાર; ૪

ડાકયણી ને શાકયણી હોયે મોટી બલાય,
ચિત્રલેખા વેગે આવી કહેતી ખમા ખમાય[1] ૫

---

૧. ઈ. વધારાનું કડવું. (પૂર્વે આપ્યા છે તેવું ક્ષેપક લાગે છે પ્રેમાનંદ ઉપરથી કદાચ ઉમેરો કર્યો હોય. ત્રણે પ્રતો સરખાવતાં લહિયાએ ગનસ્વી વધારા ઘટાડા કર્યાં છે એ સ્પષ્ટ છે.)

અનિરુદ્ધ જાગીને ભુવન પિયારાં દેખે, વિચિત્ર કન્યા આલેખે,
કોણ કારણ અમને અહિયાં લાવીઆ હો; ૧
ચિત્રલેખા બોલી વાણી, તમને લાવી છું જાણી,
ઓખાને કરો પટરાણી, પરણવાને સુંદર વરને લાવીઆ હો; ૨
તમે બે નારી ધન્ય દીસો છો, કુંવારી કન્યા પરણું,
તો થાયે અન્યાય કેમ પરણું અસુરની નંદની રે. ૩

### કડવું ૨ જું

તમે ડાહ્યા છો તે બેશી રોહોને પરાક્રમ સર્વે જાણું,
વડવાની જો વાત કરૂ તો લાગશે દુભાણું; ૧
કુબ્જા પેલી રાંડી હુંટી, કંસ ઘેર ભરતી પાણી રે,
તેના મનમા ગમે તે કરી બેસાડી પટરાણી; ૨
નરકાસુરને મારીને ઘેર સોળ સહસ્ર લાવ્યા પરણી,
તારા સમ જો, તારા બાપને નથી એક પરણી; ૩
તારી માને જૈને લાવ્યા બધવને બંધાવી,
ચોકી જાંબુવની રીંછડીને માનીતી કહી બોલાવી; ૪
તે કરતાં શું ભુંડી છે આ બાણરાયની કન્યા,
તેને લઈ પરણતામાં જુઓ થાય છે અન્યા; ૫
અનિરુદ્ધ વલતો કોપીઓ ક્યાં ગઇ ગદાય રે,
તમારા બે જણના મારી કરુ કટકાય રે, ૬
તમે રે જાણું અહિયાં લાવી કર્યું કપરે દામ,
તમને બેને મારી ઉડી જાઉં દ્વારકા ગામ; ૭

## કડવું ૪૪ મું

જાગ્યા જાગ્યા રે જાદવરાય જુવતીની પેર દેખે,
અસુર દૈત્યના માળિયાં રે; ૧
નહોય અમારી નગરી રે, નહોય અમારું ગામ રે,
નહોય કનકની દ્વારકાં રે; ૨
રણુગા બણુગાં વાગે ને રણતૂર ઘણેરાં ગાજે રે,
નહોય નહોય શંખશબ્દ સોહામણા રે; ૩
આંમણે આપણે વાડી આવી રમતા દાહાડી દાહાડી રે,
શા માટે રત્નાકર નથી ગાજતો રે; ૪
કોઈ રંડા લાવી રે માહારી દ્વારકાં છંડાવી રે,
કોઈ રે બામનીએ મુને ભોળવ્યો રે; ૫
ચિત્રલેખા બોલી આખરે, તમ્યો જોઇએ તો દેજો ગાળ રે,
આવ્યા છો, આ કન્યા સુખે વરો રે; ૬
ત્યાહારે અનિરુદ્ધ બોલ્યો વાત રે, વળી મૂછે નાખી હાથ રે,
જાણી જોઇને જાત ગળીમાં કેમ બોળું રે ? ૭
માહારો વડવો જુગજીવન ને તેહેનો પ્રદ્યમન તન રે,
કવમ રે પરણું અસુરની દીકરી રે ? ૮
ચિત્રલેખા બોલી વાત રે, ઢાંકી રેહેવા દ્યો તમ્યો જાત રે,
હવડાં વાતો કાઢીશ વડવાની વણી રે; ૯
અલ્યા તાહારોવડવો જુગજીવન ને એહેનો વડવો બલિરાજન રે,
એકવાર બલિરાયે યજ્ઞ માંડિયો રે; ૧૦
બલિરાય યજ્ઞતણો અધિકારી રે,તાહારો વડવો ભિખારી રે,
સાડાત્રણ ડગલાં માટે કર ઓડિયો રે; ૧૧
અલ્યા, તાહારો વડવો દધિ માખણનો ચોર,
ચાર્યાં વૃંદાવને ઢોર રે,
ધાવતાં મારી માશી પૂતના રે; ૧૨
અલ્યા અનિરુદ્ધ. તાહારી ફોઇ,તે અર્જુનશું નાશી ગઈ રે,
વડવાની વાતો ઢાંકી રાખીએ રે; ૧૩

નરકાસુરને મારી રે સોળ સહસ્ર લાવ્યા નારી રે,
વડવે ઉતરી શંખને મારિયો રે; ૧૪
સત્રાજિતને કાજ રે મણિ લેવા ગયા મહારાજ રે,
જાંબુવતી રીંછડી લાવ્યા જીતી રે; ૧૫
કુબ્જા તે પેલી રાણી, કંસ ઘેર ભરતી'તી પાણી રે,
કંસરાયને મારી લાવિયા રે; ૧૬
ભીમકરાયની કુમારી લાવ્યા હરણ કરી તે નારી,
શિશુપાલ મારી જરાસંધ જીતિયો રે; ૧૭
તારી રૂક્ષમણી વડીઆઈ લાવ્યા પંચાણું ક્ષોણી
કટક ચડાવી રે,
જાતભાત કુલ કોઈનું જોવા ગયા રે; ૧૮
તું તો બોલી ગયો આડું, બોલ્યાનાં ફળ હું દેખાડું,
ઓશીકે જોઇ ગદા દીઠી નહિ રે; ૧૯
તમ્યો જાણો છો અહિંયાં લાવીને કીધું સવળું કામ રે,
તમને મારી ઊડી જઉં દ્વારકા ગામ રે. ૨૦
ઓખા ત્યાહારે થરથર ધ્રુજી વચમાં આવી આડ રે,
આહારા પિયુને હું મનાવું, તું લાજી તે તાહારો પાડ રે. ૨૧

## કડવું ૪૫ મું

"મારા સોરઠિયા સુજાણ, મળ્યા મને મેડલમા, ૦
મારા જીવન પ્રાણાધાર ,, ,, ૧
મારા શરીરના શણગાર ,, ,,
મારા હૈડા કેરા હાર ,, ,, ૨
મારી સાસુજીના તન ,, ,,
મારો સ્વપ્ને ઝાલ્યો હાથ ,, ,, ૩

રાય! ચાલો, તેડો સાથ મળ્યા મને મેહેલમાં,
તમને દાદાજીની આણ ,, ,, ૪
રાય! ચાલો તો કાઢું પ્રાણ ,, ,, ૫

ચંદ્રવદની ચતુરપણે રે બોલતી મધુર વચન,
પ્રભુ, ચંદ ચકોર જેહેવી પ્રીત રે મન રાખું છું એહેવી રીત રે; ૬
સાંભળો કંથ, કોડામણા રે મારા પ્રાણજીવન,
હું છું તમારા ચરણુની રેણુકા રે, રાંકડી તમારી દાસ; ૭
મને વચન તે ઉમયાએ થાપિઉં રે, કહ્યું, વરશો કૃષ્ણકુલમાં,
જેમ ચક્રવાકી ભજે સૂર્યને તેમ એવડી તમારી આશ; ૮
મેં તો કંકણ પેહેરિયું, આ જુઓ, મીંઢળ બાંધ્યું હાથ,
... ... ... ... ... ... ... ... ... ૯
ચાલ જોઈને નાથ ચમકિયો રે ત્યાહારે માન્યું અનિરુદ્ધનું મન,
ત્યાહારે હસી હસી સન્મુખ જોઈ રહ્યો, કાંઈ ન રાખ્યું ભિન્ન; ૧૦
એમ ચતુરપણે વશ કીધલો રે, બેનું થયું એક જ મન,
[1]પ્રેમાનંદ કહે ભલો ભોળવ્યા રે કાંઈ ઓખાએ અનિરુદ્ધ જન. ૧૧

## કડવું ૪૬ મું

ત્યાહારે અનિરુદ્ધ બોલ્યા વાણુ, સાંભળ સુંદરી રે,
સહિયર ચઇ કાં અજાણ? ઘેલી કોણે કરી રે? ૧
એ અબળાએ નાખ્યા બોલ અમથું ઊપડી રે,
માહારા વડવાની શાહાને વાત કાઢીને વઢી રે? ૨
ત્યાહારે ઓખા બોલી વાણુ, એ છે દાસલડી રે,
છે કોભાંડની કન્યાય, પગની એ તો ખાસલડી રે; ૩

---

૧. કાવ્યદોહનમાં પ્રેમાનંદના ઓખાહરણમાં નથી, તેમજ બ પ્રતમાં ણ કડી-૫ પછીની કડીઓ નથી; તેથી પાછળનો પ્રક્ષેપ જણાય છે.

ત્યાહારે અનિરુદ્ધ બોલ્યા વાણ, હવે હું તને વરું રે,
મને મેહેણાં દીધાં તે સાર, તેહેનું વેર વળ્યું; ૪
ચિત્રલેખા બોલી વાણ, ગાળો દીધી સહી,
તમ્યો બે થયાં છો એક, પરણ્યાનું નહિ; ૫
પરણાવ્યાની પેર મેં સઘળી લહી,
મુને મળ્યા નારદ મુન, વિદ્યા શીખવી કહી; ૬
તો કહે, વેહેલી થાને, વાર હવે તો શાહાની?
માળિયામાં પરણાવ, રાજકુંવારી નાહાની. ૭

## કડવું ૪૭ મું

માળિયામાં મિથ્યા અગ્નિ પ્રગટ કીધા રે,
માળયિામાં દેવતાને સાક્ષી દીધા રે;
માળિયામાં હેમકલશ ચોરી ચીતરાય રે– માળિયા૦ ૧
શાંશાં મંગલ વરતાય રે પેહેલે મંગલ આપ્યાં,
અશ્વનાં દાન રે, દાન લે છે કૃષ્ણનો તન રે– માળિયા૦ ૨
બીજું મંગલ વરતાય રે,
બીજે મંગલ હસ્તીનાં દાન અપાય રે,
ત્રીજું મંગલ વરતાય રે,
ચિત્રલેખા આપે કરની મુદ્રિકાય રે;–માળિયા૦ ૩
ચોથું મંગલ વરતાય રે,
ચોથે મંગલ કૂંચી સહિત ભંડાર રે,
સમે વર્તે સાવધાન રે,
ચિત્રલેખા આપે કન્યાદાન રે;–માળિયા૦ ૪
માળિયામાં આરોગ્યા કંસાર રે,
માળિયામાં વરતી જેજેકાર રે,

અનિરુદ્ધ પરણી ઊઠયા રે,
દેવ સાતેયે મેહે ન્હાયા રે[૧]—માળિયા૦ ૫

---

૧. દ માં જુદું છે—
બ્રહ્માભાવે કવીશ્વર વર્ણો રે બ્રહ્મા આચાર્ય થઇ બેઠા રે,
કોઇએ નવ જાણ્યું ક્યાંથી પેઠા રે; ૨
કીધો ગાંધર્વ વિવાહ રે તેણે મન અતિ વાધ્યો ઉછાહ રે ૩
બ્રહ્મા કરે છે વેદ ગાન રે સમે વર્તે સાવધાન રે,
મધુપર્ક કારજ કીધું રે વસ્ત્ર અંતરપટ દીધું રે; ૪
વરમાળા આરોપી કંઠ રે પાડી પટોળે ગાંઠ રે,
માનુની મંગળ ગાય રે નારદ તુબરુ વાય રે; ૫
ઓખા વરને નિહાળે રે મેષોન્મેષ જ ત્યાં ચાલે રે,
માંહોમાંહે મરકલડ કરી જોયાં રે અનિરુદ્ધને ત્રિભુવન મોહે રે; ૬
બેસાડયાં જોડાજોડ રે પોત્યા છે બેહુના કોટ રે,
અગ્નિમાં ધૃત હોમાય રે પહેલું મંગલ ત્યાં વરતાય રે; ૭
પહેલે મંગળ શાં શાં દાન અપાય રે પહેલે મંગળ આપ્યાં છે મેધલી દાન રે;
તાં તો બીજું મંગલ વરતાય રે બીજે મંગલે શાં શાં દાન અપાય રે; ૮
બીજે મંગલ આપ્યાં છે વસ્ત્ર દાન રે ત્રીજું મંગલ વરતાય રે,
ચિત્રલેખા આપે છે કરમુદ્રિકા રે ચોથું મંગલ વરતાય રે; ૯
ચોથે મંગલ આપ્યાં છે કન્યાદાન રે એમ મંગલ વરત્યાં છે ચાર રે,
માળીઆમાં આરોગ્યાં કંસાર રે હાં રે કન્યા જમે વરને જમાડે રે;
હાં રે બ્રહ્મા કૌતુક વચને હસાવે રે; ૧૦
કંસાર આરોગ્યા રૂડી રીત રે, સુધા આચમન કર્યાં પ્રીતે રે,
બ્રહ્મા દે છે આશીરવાદ રે વરકન્યાનો રૂડો સાથ રે; ૧૧
ચિરંજીવી રહેજો બેની જોડી રે ઓખા! તું તો રૂડા વરને પામી રે,
હાં રે એનો દાદો ત્રિભુવનનો સ્વામી રે ઓખા! તું તો રૂડા વરને પામી રે; ૧૨
હાં રે એને છન્નુ લાખ દાકા રે જેને વરણવતાં કવીશ્વર થાક્યા રે,૧
ચાલ્યા બ્રહ્મા ગગન નિજ ગામ રે, નરનારી ક્રીડા કરે છે સુંદર ઠામે રે; ૧૩

## કડવું ૪૯ સું

માહારા પિતાને જાણ થયુ ને કટક મોકલ્યું પ્રૌઢ રે,
ચાર લાખ જોધા મોકલિયા, સેના સાગરપૂર રે;
બાલા, કયમ વઢશો રે ? ૧

કામિની, તુજને શું કહું રે ? કાલાવાલા તે સર્વે ફોક,
અમ્યો એહેવું યુદ્ધ કરું રે જેમ જુએ સ્વર્ગના લોક;
એમ અમ્યો વઢશુ રે ? ૨

માહારા સ્વામી, હાલે હાથ આયુધ ન મળે એક રે,
પાપિયો બાપ બાણાસુર મૂઢ, ન મળે વિવેક રે;
બાલા, કયમ વઢશો રે ? ૩

અબલા, તુજને શું કહું રે ? માહારું આયુધ ઓસાણ રે,
દ્વાર તણી એક ભોગલ કાઢી લેશુ સહુના પ્રાણ રે. ૪

## કડવું ૫૦ સું

મહા બળિયો જાગ્યો રે, બળનો નાવે પાર,
હડૂડૂક હાક મારીને ત્યાં કીધો તે હોહોકાર; ૧

ઝણણણણ ભોગલ મેહેલી વળતી તે દલમાંય,
જોધા તે નાઠા ચોદિશ, રણમાં રહ્યો નહિ તે કોય; ૨

કોઇની છેદી નાસિકા ને કોઇના છેદ્યા ચરણ,
કોઇની આંટી વાળી દેતાં કોઇક પામ્યા મરણ; ૩

તેમાંથી બે ચાર ઊગર્યાં તે રાજા પાસે જાય,
શુ બેઠા રે, શુ બેઠા, રાજા બાણાસુર હો રાય ? ૪

ત્યાંહાં રણ વિષે તો દેહેવટ વાળ્યું, યોધા સઘળા માર્યો,
સાત લાખ યોદ્ધા લઇને પ્રધાનને હંકાર્યો; ૫

નારદ ચાલી આવ્યા જ્યાંહાં બેઠી ઓખાય,
ઓખા! તું તો સૌભાગ્યવંતી, અનિરુદ્ધ ચિરંજીવી હોય; ૬
શણગાંઠડી તો ઓખાએ બાંધી તેણી વાર,
હવે જુદ્ધ કરો સુખેથી, મુજ પ્રાણના આધાર. ૭

ઢાળ

એક ભોગળ લીધી સાર રે, શૈલ્ય સહસ્ર મણનો ભાર રે,
તે જાણે પુષ્પનો દામ રે, એમ કરતો મારામાર રે; ૮
કંઈક માર્યા, કંઇક બચડયા, કર્યો કચરઘાણી,
અધમૂઆ કીધા કંઇકને તે પડયા માગે છે પાણી; ૯
તેહેમાંથી બે ચાર ઊગર્યા તે રાજા પાસે જાય,
શું બેઠા રે, શું બેઠા, રાજા તમ્યો બાણાસુર રાય? ૧૦
બાણાસુર ખીજીને બોલ્યો, તમ્યો શું રણમાં ચડિયા?
તમ્યો આવ્યા શું જીવતા? કાંઇ તેહેનાથી નવ વઢિયા? ૧૧
શું સાંખીને વઢીએ, રાજા, નહિ સગો સાણેજો,
ત્યાંહાં લગણ ડગલાં ભરો, રાય, ઘેર બેઠા શું ખીજો? ૧૨
પ્રધાન કેહે છે રાજાને, હું કહું કેટલો મર્મ?
એક ભોગળે દસ લાખ માર્યા, ખોગો ક્ષત્રિધર્મ; ૧૩
ત્યાહારે બાણાસુર ખીજી બોલ્યો સઘળી મારી હાક,
એણે ઠાકરે નીચું જોવડાવ્યું, ધસીને વાઢયું નાક; ૧૪
પ્રધાન કેહે રાજાને, તું શીદ કરે અભિમાન?
અભિમાનના કારણ માટે પાંડવ કાઢયા વન;
અભિમાનના કારણ માટે માર્યો દુર્યોધન; ૧૫
રામે રાવણ રણમાં રોળ્યો અભિમાનના માટે,
વારે વારે હું વારું છુ, અભિમાન કરો શા માટે? ૧૬[1]

૧. અહીંથી ઇ મા પાછું પ્રેમાનંદવાળું કડવું "મારા સ્વામી ચતુર સુજાણ" શરૂ થાય છે. (૨૩૬ મે પાને પાદટીપ ચાલુ)

## કડવું ૪૯ મું

માહારા પિતાને જાણ થયું ને કટક મોકલ્યું પ્રૌઢ રે,
ચાર લાખ જોધા મોકલિયા, સેના સાગરપૂર રે;
બાલા, કયમ વઢશો રે ? ૧

કામિની, તુજને શું કહું રે ? કાલાવાલા તે સર્વે ફોક,
અમ્યો એહેવું યુદ્ધ કરું રે જેમ જુએ સ્વર્ગના લોક;
એમ અમ્યો વઢશું રે ? ૨

માહારા સ્વામી, હાથે હાથ આયુધ ન મળે એક રે,
પાપિયો બાપ બાણાસુર મૂઢ, ન મળે વિવેક રે;
બાલા, કયમ વઢશો રે ? ૩

અબલા, તુજને શું કહું રે ? માહારું આયુધ ઓસાણ રે,
દ્વાર તણી એક ભોગલ કાઢી લેશું સહુના પ્રાણ રે. ૪

## કડવું ૫૦ મું

મહા બળિયો જાગ્યો રે, બળનો નાવે પાર,
હડડુક હાક મારીને ત્યાં કીધો તે હોહોકાર; ૧
ઘણણણણ ભોગલ મેહેલી વળતી તે દલમાંય,
જોધા તે નાઠા ચોદિશ, રણમાં રહ્યો નહિ તે કોય; ૨
કોઇની છેદી નાસિકા ને કોઇના છેદ્યા ચરણ,
કોઇની આંટી વાળી દેતાં કોઇક પામ્યા મરણ; ૩
તેમાંથી બે ચાર ઊગર્યા તે રાજા પાસે જાય,
શું બેઠા રે, શું બેઠા, રાજા બાણાસુર હો રાય ? ૪
ત્યાંહાં રણ વિષે તો દેહેવટ વાળ્યું, યોધા સઘળા માર્યા,
સાત લાખ યોદ્ધા લઇને પ્રધાનને હંકાર્યા; ૫

નારદ ચાલી આવ્યા જયાંહાં બેઠી ઓખાય,
ઓખા! તું તો સૌભાગ્યવંતી, અનિરુદ્ધ ચિરંજીવી હોય; ૬
ગણુગાંઠડી તો ઓખાએ બાંધી તેણી વાર,
હવે જુદ્ધ કરો સુખેથી, મુજ પ્રાણુના આધાર. ૭

ઢાળ

એક ભોગળ લીધી સાર રે, શૈલ્ય સહસ્ર મણુનો ભાર રે,
તે જાણે પુષ્પનો દામ રે, એમ કરતો મારામાર રે; ૮
કંઈક માર્યા, કંઇક ભચડયા, કર્યા કચરઘાણી,
અધમૂઆ કીધા કંઇકને તે પડયા માગે છે પાણી; ૯
તેહેમાંથી બે ચાર ઊગર્યા તે રાજા પાસે જાય,
શું બેઠા રે, શું બેઠા, રાજા તમ્યો બાણાસુર રાય? ૧૦
બાણાસુર ખીજીને બોલ્યો, તમ્યો શું રણમાં ચડિયા?
તમ્યો આવ્યા શું જીવતા? કાંઇ તેહેનાથી નવ વઢિયા? ૧૧
શું સાંખીને વઢીએ, રાજા, નહિ સગો સાણેજો,
ત્યાંહાં લગણ ડગલાં ભરો, રાય, ઘેર બેઠા શું ખીજો? ૧૨
પ્રધાન કેહે છે રાજાને, હું કહું કેટલો મર્મ?
એક ભોગળે દસ લાખ માર્યો, બોયો ક્ષત્રિધર્મ; ૧૩
ત્યાહારે બાણાસુર ખીજી બોલ્યો સબળી મારી હાક,
એણે છોકરે નીચું જોવડાવ્યું, ઘસીને વાઢયું નાક; ૧૪
પ્રધાન કેહે રાજાને, તું શીદ કરે અભિમાન?
અભિમાનના કારણુ માટે પાંડવ કાઢયા વન;
અભિમાનના કારણુ માટે માર્યો દુર્યોધન; ૧૫
રામે રાવણુ રણુમાં રોળ્યો અભિમાનના માટે,
વારે વારે હું વારું છું, અભિમાન કરો શા માટે? ૧૬[1]

---

૧. અહીંથી ૬ આ પાઠું પ્રેમાનંદવાળું કડવું "મારા સ્વામી ચતુર સુજાણુ" શરૂ થાય છે. (૨૩૬ મે પાને પાદટીપ ચાલુ)

બાણાસુર બહુ બાણ મૂકે, બળિયો કેમ જિતાય ?
નાગપાશે પછી બાંધી લીધો કૃષ્ણનો કુમાર;
લાવી કારાગ્રહમાં નાખ્યો, ક્ષણ ન લાગી વાર; ૨૨
ગય કેહે પ્રધાનને, તે હવે પામશે મરણ,
પછે અનિરુદ્ધે કીધું ત્યાહેં યોગમાયાનું સ્મરણ. ૨૩

## કડવું ૫૧ મું

નારદ ચાલી આવિયા જ્યાહાં બેઠો રે રાજન,
તમે આવ્યા છો તો કેહેતા જાઓ, આ તે કોહેનો તન ? ૧
શ્રીકૃષ્ણ કેરો દીકરો, નવ લઈશ તું એહેનું નામ,
નારદ ચાલી આવિયા અનિરુદ્ધ જેણે ઠામ; ૨
નારદ કેહે છે અનિરુદ્ધને, તેં ઊડળ ઘાલ્યો આમ,
અલ્યા ! કન્યા વરવા તું આવ્યો, મુજને દક્ષણાનો લાભ; ૩
અનિરુદ્ધ કેહેછે, હો નારદજી ! શું બોલો છો આમ ?
કારાગૃહમાં હું પડયો, આ દક્ષિણા કેરો ઠામ ? ૪
નારદ કેહે છે અનિરુદ્ધને, તમ્યો આવ્યા હરણ કરવા,
આહાવાં હરણ તો દાહાડી કરજો કારાગ્રહમાં પડવા; ૫
તાહારે મન તો જુદ્ધ થયું ને માહારે મન તો નાચ,
હવે એહેવું જુદ્ધ કરાવું, જે બોલું તે સાચ; ૬
નારદ ત્યાંહાંથી પરવર્યા તે ગયા દ્વારકાં માંય,
ગોમતીમાં સ્નાન કરી આવ્યા જ્યાહાં બેઠા જદુરાય; ૭
શ્રીકૃષ્ણે નારદ આવતા દેખી થરથર ધ્રૂજ્યાં હાડ,
ઓ પેલો નારદિયો આવ્યો, કરાવશે વઢવાડ; ૮
સતભામા કેરે મંદિર જાઓ તો માનું તમારો પાડ,
પેહેલાં પારિજાતક માટે તમ્યો કરાવી ... ૯

કયમ રે આવ્યા ? કયમ રે આવ્યા ? કોહોને નારદ મુન,
સ્વામી ! હું જોવા આવ્યો છું કેટલા તમારા તન; ૧૦
સભાએ સર્વે કુંવર બેઠા, મોખ્ય પ્રદુમન,
અનિરુદ્ધજી જોતા નથી, કોહોને નારદ મુન; ૧૧
શોણિતપુર બાણાસુર રાજા કારાગ્રહમાં ' તન,
કૃષ્ણજીએ કહ્યું ન માન્યું, આ તો ઠગ નારદ મુન; ૧૨
નારદજી વાણી બોલિયા, શ્રીકૃષ્ણજી, તમારો પાડ,
ઘરમાં જઇ નારી ભંભેરું તો થશે પૂર્ણ વઢવાડ; ૧૩
નારદ ચાલી આવિયા જ્યાંહાં રુક્ષ્મણી કરે ભોજન,
તમ્યો માતપિતા છો કઠણ હૈયાનાં, કારાગ્રહમાં તન; ૧૪
મુજ દેખતાં કુમાર માર્યો, ધાડે સાદે રોય,
રોતાં રોતાં રામે કહ્યું કે માહારે નથી સગું વહાલું કોય; ૧૫
ત્યાહારે મુજને દયા આવી પણ માહારું તે શું ચાલે ?
એકલો હું તે શું કરું ? મને સર્વ આવીને ઝાલે; ૧૬
રુક્ષ્મણી ચાલી આવિયાં જ્યાંહાં બેઠા છે જાદવરાય,
રોષ ભરી ચાલ્યાં આવ્યાં જ્યાંહાં બેઠા કૃષ્ણ સભાય; ૧૭
સ્વામી ' સેવકને ભીડ પડે તો અડુઆણા ઉજાઓ,
કુંવર કારાગ્રહમાં પડિયો, વાહારે શેં નવ ધાઓ ? ૧૮
અમને પરમેશ્વરે પુરુષ ન સરજ્યાં, નારી સરજ્યાં, નાથ !
તમ્યો પેહેરો કાંચળી ને આયુધ આપો અમ હાથ; ૧૯
અમને આપો આયુધ તો ભૂદર ' જઇને બઢીએ,
કુંવરને મેહેલાની આવું, રણમાં જઇને વઢીએ; ૨૦
વચને વચને પ્રભુજી કોપ્યા, ગરુડ તેડાવ્યો સાર,
છયાસી જોજન પાંખ ઉપર જાદવ થયા તૈયાર; ૨૧
આવી વાડીમાં ઊતર્યાં, ભાંગ્યું રાયનું વન,
ગરુડને આપી આજ્ઞા, મુકાવી લાવો તન. ૨૨

## કડવું પર મું

ગરુડ ત્યાંહાંથી પરવર્યો, એક નદી આવી વિશેક,
ગરુડે તેહેમાં ચાંચ બોળી પાણી લીધુ થોક;
ત્યાંહાથી આગા પરવર્યો, મહા ખેરના અંગાર,
પાણી[૧] પેહ્લુ લીધું'તુ તે ત્યાં વાવરિયું નિરધાર;
ત્યાંહાંથી આગા પરવર્યો, બહુ ભૂત ને બહુ પ્રેત,
પાંખે મારી પાડિયા, બહુ કીધા રે અચેત,
ભલું થજો ભગવાનનું જે પૂરણ પામ્યા આહાર,
કુવરને મુકાવી લાવ્યા જ્યાંહા છે જુગદાધાર;
ઉદ્ધવ ને અક્રૂર બે હસિયા, બવા કૃષ્ણના તન,
રાતમાં શુ દોડી આવ્યા ? પરણવા ઉપર મન;
તમ્યો અરે, આવ્યા પરણવા ને નવ લાવ્યા જોન,
અમને પીરસત લાપશી, . તમ્યો જમતા પકવાન.

## કડવું ૫૩ મું

એણી વાતે કુંવર, શરમાણા નવ થઇએ,
માહારી વાતો તુજને કહું તે રાખ તાહારા હઇયે, ૧
[૧]કુબ્જા પેની રાટી ટૂંટી કસ ઘેર ભરતી પાણી,
માહારા મનમા જો અમી તો કરી બેસાડી પટરાણી; ૨
નરકાસુરને મારીને સોળ સહસ્ર લાવ્યો ધરણી,
તાહારા સમ જો મુજને તેહેમાંથી એકે નથી પરણી; ૩
તાહારી માને જઇને લાવ્યો બંધવને બંધાવી,
જાણુવતી રીંછડી તેહેને માનીતી કહી બોલાવી; ૪
તુ તો માહારો દીકરો છે, ધન્ય તાહારી માનુ પેટ,
આ બીજા સર્વે દીકરા તે જનમ ઊપી વેઠ; ૫

---

૧. સરખાવો ચિત્રલેખાના શબ્દો પૃ ૨૨૭ ની પાદટીપમા.

આપણા તે કુળમાં ચાલ્યું આવ્યું, શરમાણા નવ થઇએ,
જો રૂડી કન્યા દેખીએ તો હરણ કરીને લઇએ; ૬
અક્રૂર ને ઉદ્ધવ હસિયા, ખડખડ મેહેલ્યા દંત,
તે વળતા સાંભળીને કેહે છે, ધન્ય ધન્ય ભગવંત; ૭
રૂડી શિખામણ દીકરાને દો છો શું ઘનશ્યામ,
તમારા વાદે અમારા શીખશે તો મેહેલવું પડશે ગામ. ૮

## કડવું ૫૪ મું

પ્રધાનની પેરે ઉદ્ધવને હરિએ હકાર્યો,
ઉદ્ધવ આવ્યા દૈત્યસભામાં, બાણાસુરે બોલાવ્યા; ૧
આવ્યા રે કૃષ્ણાગર કેશવ વાડીમાં ઊતરિયા,
આવ્યા રે જાદવના જોધા તરવારે તરવરિયા; ૨
આવ્યો છે દૈત્યનો કાળ જ, તું તો પાપી માર્યો,
શ્રીકૃષ્ણ સાથે જુદ્ધ કરતામાં તું તો જાઇશ હાર્યો; ૩
ઉદ્ધવ ભણે રે, અંધ બાણાસુર, તાહારી આંખો ફૂટી,
શ્રીકૃષ્ણ સાથે જુદ્ધ કરતાંમાં બાંહો જશે વછૂટી; ૪
ઉદ્ધવ ભણે રે, અંધ, આ બુદ્ધ કોણે આપી ?
સોંપ ઓખા અનિરુદ્ધને શ્રીકૃષ્ણ ચરણે લાગી; ૫
દર્પરૂપ બાણાસુર બોલ્યો, વિચિત્ર સુણજો, ભાઇ,
ઊપાન શિર ઉપર ચડી બેસે, કરે મસ્તકશું વડાઈ; ૬
નીચ જાત જાદવ જાડેજા પીંડારા પરિયાણ,
વૃંદાવનમાં ગાયો ચારી મહીંનાં લીધાં દાન; ૭
૭ મહિનાની રાત કરીને નટુઓ થઇને નાચ્યો,
ભરવાડાંની ગાયો ચારી માગી પીતો છાસો; ૮

આટલા રે દાહાડા સેવક થઇને પરઘેર ભરિયુ પેટ,
આજ માહારી કન્યા ઇચ્છે છે, જુઓ દૈત્યની વેઠ; ૯

જા, કરવુ હોય તે કરી લેજે વળી રે વાહાણા માહેં,
ઉદ્દવ ચાલી આવિયા શ્રીકૃષ્ણ બેઠા જ્યાહે; ૧૦

સ્વામી ! તમને બાણાસુર તેડે લઈ ઘણેરી જાન,
તમારે જમવાને કાજે કરાવ્યાં છે પકવાન; ૧૧

કહ્યુ તમારુ નહિ માન્યુ, મુજને છે વિશ્વાસ,
સૈન્ય લઇ બાણાસુર આવ્યો જુદ્ધ કરવા તમ પાસ. ૧૨

## કડવું ૫૫ મું.

નગર પડો વજાડાવિયો, રાજાએ વજડાવ્યાં નિશાન,
ગામ ગોદરે ચાલી આવ્યો બાણાસુર બળવાન; ૧

હયદલ, રથદલ, પાદલ, સૈન્ય ચાલ્યુ જાય,
સૈન્ય જોયુ જાદવનું ને દીઠા જાદવરાય; ૨

કૌભાંડ ને પ્રદ્યમન વઢે, રણ બાણાસુર ભગવાન,
વઢતા વઢતા રાજાને તો આવ્યુ છે અભિમાન. ૩

### રાગ સિંધુડો

જા, પરો જા, છોકરા નદના અલ્યા ! વઢવાને તું મોરી પાસ આવ્યો,
હાથ હજારની બાથમા કાં મરે ? મારિ દષ્ટેથી નહિ જાય ફાવ્યો; ૧

વૃદા તે વનમા ગાવડી ચારતો, પરનારી કેરા તું ચીર હરતો,
દાણુ લે દહીંતણાં, નામ ગોવાલિયો, અલ્યા ! પરઘેર રહીને પેટ ભરતો; ૨

સાંગ શ્રીસૂર્યની, નેત્ર ત્રિશ્વનનું, માહરા હાથમાં, તે રે ઝનકે,
ડોલે છે દેવતા, ધરણી ધ્રૂજે વળી, જોને તું જોને તું, કુશેષ સળકે. ૩

## કડવું ૫૬ મું

એહેવું કેહેતાં કોપે ચડિયા સ્વામી દેવ મોરાર,
બાણાસુરના હાથ વાઢિયા, ક્ષણુ ન લગી વાર; ૧
નારદ ચાલી આવિયા જ્યાંહાં બાણાસુરની માય,
તાહારા કુંવરના હાથ વાઢે, કોહો, વલે શી થાય; ૨
વસ્ત્ર કાઢી, નગ્ન થઇને ચાલી તે રણમાંય,
વસ્ત્ર વિના વેહેવાણુ આવ્યાં, લાજ્યા શ્રીજદુરાય; ૩
મેરુ જેવડું માથું તેહેનું, તાડ જેહેવા પાય,
કૃષ્ણ સાહામી આવી તે તો લાગી સ્તુતિ કરવાય. ૪
રાક્ષસી કેહેવા લાગી, સાંભળો, દીનના નાથ !
માહારે કાજે રાખજો એક મુસ્તક ને ચાર હાથ. ૫
પછી કૃષ્ણે ચક્ર મૂક્યું, ક્ષણુ ન લાગી વાર,
કર સઘળા તે છેદી નાખ્યા, રાખ્યા વળતા ચાર; ૬
શોણિતની તે નદી વહી છે સહસ્ર કેરે ધાય,
બાણાસુર તે પછી લાગ પામી કૈલાસ નાસી જાય. ૭

## કડવું ૫૭ મું

મહાદેવજીની સેના ચાલી, કેહેતાં નાવે પાર,
ભૂત પ્રેત ને ડાકણુ શાકણુ ચેટક ચીસો પાડે; ૧
લાંબા કાનની ભૈરવી ને ધાડે ધાડે ત્રાડે,
ભૂત પ્રેત આવ્યું ચરભડીને, જાતાં વાર ન લગાડે; ૨
અલ્યા, કૃષ્ણ નામ ધરાવીને તું ચાલ્યો છલભેદ,
જન્મારો એમ ગયો છે તાહારો, વાણી બોલ્યા એમ વેદ, ૩
તમ્યો ડાહ્યા છો તે છાના રેહેને, આક્રમ શિવ ! હું જાણું,
ભીલડીરૂપ પાર્વતીએ ધર્યું, હઇડે ના રાખી ધીર; ૪

આપ જે ડાહ્યા હઇએ તો બીજાને ન કહીએ,
મહાદેવજીને મેહેણું દીધુ, મહાદુઃખ લાગ્યું હૈયે; ૫
કોપ કરીને અગ્નયસ્ત્ર મેહેલ્યું, હરિએ અગ્નિ છાંટયો ત્યાહારે,
મહાદેવે પર્વતાસ્ત્ર મેહેલ્યું, પર્વત દોડયા જાય;
ભગવાને વજ્રાસ્ત્ર મેહેલ્યુ, પર્વત ચૂરણ થાય; ૬
મહાદેવે નાગાસ્ત્ર મેહેલ્યું, નાગ દોડયા જાય,
ગોવિંદે ગરુડાસ્ત્ર મેહેલ્યુ, નાગ વીણી ખાય; ૭
કોપ કરી ત્રિશૂલ મેહેલ્યું શિવે રણમાં જ્યાંહેં,
ભગવાને તો ચક્ર મેહેલ્યું, અગ્નિ ઊઠયો ત્યાંહેં; ૮
ચક્ર ને ત્રિશૂલ વઢે છે, રણ અગ્નિના ભડકાય,
વઢતાં વઢતાં ગગને ગયા, બળવા લાગ્યા દેવતાય; ૯
મહાદેવે તાવ મોકલ્યો જાદવ ઉપર જાય,
જાદવ સહુને તાવ ચડયો ત્યાહારે કોપ્યા જાદવરાય; ૧૦
ભગવાને તાપ ઉપજાવિયો એકાંતરિયો તાવ,
તાવ તાવ સઘળા વઢે, જુદ્ધ જોવા સરખું થાય; ૧૧
લડે ને લોટે; લડથડે, ભૂંઈ પડે ને બેઠો થાય,
શીતજ્વર ને પીતજ્વર માંહેં કૃષ્ણજ્વર કેહેવાય; ૧૨
પૃથ્વી થઈ છે આકળી તે બ્રહ્મા પાસે ગઇ તતકાળ,
મહાદેવજી ને શ્રીકૃષ્ણ વઢે છે, હું જાઉં છું રસાતાળ. ૧૩

## કડવું ૫૮ મું

બ્રહ્માજી વચમાં આવિયા, દુઃખ ભાંગીએ રે,
તમ્યો વઢતા રોહો, ભગવાન, મળ્યાં મન માનીએ રે; ૧
કોણ બ્રહ્મા ! કોણ વિષ્ણુજી ! દુઃખ ભાંગીએ રે,
કેણુ કહીએ મહાદેવ ! મળ્યાં મન માનીએ રે; ૨

એકરૂપ શરીર એક આતમા, દુઃખ ભાંગીએ રે,
આપણ ભેદમાં શી વઢવાડ ? મળ્યાં મન માનીએ રે: ૩

બાણાસુર લાગ્યો પાય, દુઃખ ભાંગીએ રે,
મે તો નવ જાણ્યું, ભગવાન, મળ્યાં મન માનીએ રે: ૪

હવે મંદિર માહારે આવજો, દુઃખ ભાંગીએ રે,
હું તો દેઉં કન્યાદાન, મળ્યાં મન માનીએ રે: ૫

ચતુર્ભુજ, રાજ્ય કરો, દુઃખ ભાંગીએ રે,
કર્યું પોતાના સરખું રૂપ, મળ્યાં મન માનીએ રે. ૬

## કડવું ૫૯ મું

ગરુડને આપી આજ્ઞા તે અમૃત લાવ્યો સાર,
અમૃત છાંટી સૈન્ય ઉઠાડ્યું, વર્ત્યો જેજેકાર; ૧

પેલા તાવ વાણી બોલિયા, કહીં રેહેવા આપો ઠામ,
અજ્ઞાન ને અધરમીને ઘેર આપ્યો તુંને વિશ્રામ: ૨

ઓખાહરણ જે સાંભળે તેહેનો તરિયો તાવ તે જાય,
આજ્ઞા માહારી તું લોપે તો શતધા કટકા થાય: ૩

પછી જાનીવાસે જાન લઇને આવ્યા તે જદુરાય,
પછી પારવતીનાં પિયેરને નોતરાં કેહેવાય. ૪

## કડવું ૬૦ મું

પારવતીનાં પિયેરને નોતર્યાં રે,
બેસણાં રૂડાં લાવજો પાથરણાં રે; ૧

તેડાવોને ઉદયાચલ, અસ્તાચલ તેડાવો રે,
વરરાયને નાહાવણું થાય, પીઠી ચોળાય રે ૨

## કડવું ૬૧ મું

( સરખાવો પ્રેમાનંદ કડવું ૪૨, ૪૩. બૃ. કા. દો. )

શ્રીકૃષ્ણ કેરી ઘરુણી, નિદ્રાએ ન પોઢશો રે,
અનિરુદ્ધને તેલ સિંચારો કે રુક્મણી જાગવું રે; ૧
બલભદ્ર કેરી ઘરુણી, નિદ્રાએ ન પોઢશો રે,
અનિરુદ્ધને તેલ સિંચારો કે રેવતી જાગવું રે; ૨
પ્રદ્યુમન કેરી ઘરુણી, નિદ્રાએ ન પોઢશો રે,
અનિરુદ્ધને તેલ સિંચારો કે રતિરાણી જાગવું રે; ૩
બ્રહ્મા કેરી ઘરુણી, નિદ્રાએ ન પોઢશો રે,
અનિરુદ્ધને તેલ સિંચારો કે બ્રહ્માણી જાગવું રે; ૪
સૂર્ય કેરી ઘરુણી, નિદ્રાએ ન પોઢશો રે,
અનિરુદ્ધને તેલ સિંચારો કે સૂર્યાણી જાગવું રે; ૫
બાણાસુરની ઘરુણી, નિદ્રાએ ન પોઢશો રે,
ઓખાબાઇને તેલ સિંચારો કે રૂપવતી જાગવું રે; ૬
કોભાંડ કેરી ઘરુણી, નિદ્રાએ ન પોઢશો રે,
ઓખાબાઇને તેલ સિંચારો કે પારવતી જાગવું રે; ૭
ગણપત્ય કેરી નાર, નિદ્રાએ ન પોઢશો રે,
ઓખાબાઇને તેલ સિંચારો કે સિદ્ધિ બુદ્ધિ જાગવું રે. ૮

## કડવું ૬૨ મું

હલહલ હાથિણી શણગારી રે, તે ઉપર રત્નજડિત અંબાડી રે,
તે ઉપર અનિરુદ્ધજીની માડી રે, પેહેરેણ પેહેરી છે રે સાડી રે; ૧
માથે તો મોડ બમરીએ ઝળકે રે,
હાથમાં તો રૂડો રામણદીવો લળકે રે,
સાત પાન, શ્રીરૂપ સોપારી પોશમાં રે,
ટબકું દીધું છે વરને ગાલે રે; ૨

વરગાજ થયા અસવાર રે, આવી અંતરિક્ષથી ઘોડી ઊતરી રે,
તેહેને પૂજીએ કુંકુમ ફુલ, ચંચલ ચરણે ચાલતી રે; ૩

ઘોડીનું કોઇ ન કળી શકે મૂલ, અનિરુદ્ધજીની ઘોડલી. ૪

મોહોરડે મણિ મોતી જડ્યાં, તેહેનાં હીરે જડિત્ર પલાણ રે,
થનક થનક નાચતી રે, ઘોડીનું પાંચકલ્યાણી નામ રે;
અનિરુદ્ધજીની૦ ૫

સ્ફટિકનાં બે પેગડાંમાંહે પાયે ધરિયાં પલાણ રે,
તેહેની શોભા શી કહું રે, ઘોડીને પરવાળાંનાં પલાણ રે;
અનિરુદ્ધજીની૦ ૬

સનકાદિક શિરછત્ર ધરે રે, માંહે ઉદ્ધવ ચમર ઢાળે રે,
અક્રૂર છત્ર ધરી રહ્યા રે, આગળ વેદ ભણે બ્રહ્માય રે;
અનિરુદ્ધજીની૦ ૭

ચંદ્ર સૂરજ ત્યાંહાં ઝમઝમ્યા રે, નારદ તુંબરુ વાય રે,
દેવદુંદુભિ ગરગડે રે, આગળ ઇન્દ્ર રહ્યા છડીદાર રે;
અનિરુદ્ધજીની૦ ૮

રાજાએ નગર સોહાવિયું રે, કાંઇ ભલી શણગારી વાટ રે,
પવન પતાકા ઝળહળે રે, ભલાં નગર સોહાવ્યાં ઘાટ રે;
અનિરુદ્ધજીની૦ ૯

હીંડે હલધર હાથઘો રે, ઘણી ઊલટ અંગ ન માય રે,
સારાં છાંટયાં છાંટણાં રે, મળી માનુની મંગળ ગાય રે;
અનિરુદ્ધજીની૦ ૧૦

પૂંખવા આવી પ્રેમદા, બતરીસ ભમરીની મોડ રે,
તેહેની શોભા શી કહું રે, ઉપર ઘરસાડીની સોડ રે;
અનિરુદ્ધજીની૦ ૧૧

ધૂંસળ સુશળ રવાઇ, ઓરેસરી મંપુટ ને ત્રાક,
ઘડી પીડી ઉતારિયાં રે, વરનું તિલક કરીને તાણ્યું નાક;
અનિરુદ્ધજીનો૰ ૧૨

ગળે ધાટ નાંખીને લાવિયાં રે, [એ તો] માંજરા મોઝાર,
કરે પાયે સંપુટ અર્પિયા રે, ત્યાંહાં તો વર્તો જેજેકાર;
અનિરુદ્ધજીનો૰ ૧૩

એ ઘોડી જે ગાય અને સાંભળે રે તેહેને ગંગા નાહ્યાનાં પુણ્ય,
વાંઝિયા તે પુત્ર પામે, વળી નિર્ધન પામે ધન;
અનિરુદ્ધજીનો૰ ૧૪

## કડવું ૬૩ મું
### રાગ ધનાશ્રી

લોક સકલ ત્યાં આવિયા જોવા અનિરુદ્ધની જાન રે,
નીરખતાં મનમાં ભાવિયા, દીઠા ત્રિભુવન ભગવાન રે; ૧
માણેક મોતીડે વધાવિયા, બાંધ્યાં તરિયા તોરણ દ્વાર રે,
મોતીડે ચોક પુરાવિયા, ઘણું હર્ખે અસુરની નાર રે; ૨
ઓછવ મંગળ અતિ ઘણા મંદિર પ્રત્યે થાય રે,
ઘોર ઘણા થાય વાજિંત્રના, ત્યાંહાં ભાનુની મંગળ ગાય રે; ૩
વૃષ્ટિ થાય બહુ પુષ્પની, ત્યાંહાં ગાંધર્વ અપછરા ગાન રે,
લોક કેહે, અતિ શોભતી દીસે છે અનિરુદ્ધજીની જાન રે; ૪
બંદીજન જશ વર્ણવે, થાય નાટ્યારની થઇથઇકાર રે,
બાણાસુર હીંડે મલપતો, નારીને હૈયે હર્ષ અપાર રે; ૫
અનિરુદ્ધને નવરાવાને આવી સુંદર નાર રે,
બાવના ચંદન કસ્તૂરી સુગંધિ અનેક અપાર રે; ૬
ડમરો મરુઓ ને મોગરો, માલતી ચંપાના છોડ રે,
શેષ ભરે ને ડગલું ભરે, અનિરુદ્ધના પોંક્યા છે કોડ રે. ૭

આજેઠે બેઠા વરરાયજી રે, નવરાવે નાની નાર રે,
ઉત્તમ ઉદક અણાવિયાં રે, ભરિયા ગંગાજલ માટ રે, ૮
કાંકણ તેહેના ખલમલે, પેહેર્યો સોનેરી ઘાટ રે,
ઝલકે નાર્ય જાણે વીજળી, વેણી જાણે વાસુકિ નાગ રે, ૯
ડગ ભરે ભામિની હર્ષશું, ઝણુહણે તે ઉરનો નાદ રે. ૧૦

## કડવું ૬૪ મું

ત્યાંહાં તો બ્રહ્મા વદે સાવધાન રે, સૌભાગ્ય રેણી,
રાય આપે છે કન્યાદાન રે, સૌભાગ્ય રેણી, ૧
ત્યાંહા તો પેહેલું મંગળ વરતાય રે, સૌભાગ્ય રેણી,
ત્યાંહાં તો દાન અપરિમિત થાય રે, સૌભાગ્ય રેણી, ૨
ત્યાંહા તો બીજું મંગલ વરતાય રે, સૌભાગ્ય રેણી,
ત્યાંહા તો અશ્વના દાન અપાય રે, સૌભાગ્ય રેણી, ૩
ત્યાંહાં તો આવે સત્યવાદી રાય રે, સૌભાગ્ય રેણી,
ત્યાંહાં તો ત્રીજું મંગલ વરતાય રે, સૌભાગ્ય રેણી, ૪
ત્રીજે મંગલ ધેનુનું દાન અપાય રે, સૌભાગ્ય રેણી,
દાન લે છે શ્રીભગવાન રે, સૌભાગ્ય રેણી, ૫
ત્યાંહાં તો ચોથું મંગલ વરતાય રે, સૌભાગ્ય રેણી,
આપ્યા કૂચી સહિત ભંડાર રે, સૌભાગ્ય રેણી, ૬
એહેવા મંગલ વરત્યા ચાર રે, સૌભાગ્ય રેણી,
લાવ્યાં બાણુમતી કંસાર રે, સૌભાગ્ય રેણી, ૭
તે તો પીરસે છે ચાર વાર રે, સૌભાગ્ય રેણી,
માંહે ઘૃત સાકરની ધાર રે, સૌભાગ્ય રેણી, ૮
ચાર સૌભાગ્યવતી કેહેવરાવે રે, સૌભાગ્ય રેણી,
ઘૃત કંસાર અશન કરાવ્યું રે, સૌભાગ્ય રેણી. ૯
ત્યાંહાં તો અનિરુદ્ધ પરણીને ઊઠ્યા રે સૌભાગ્ય રેણી,
દિવસે સોનૈયે મેઘ વૂઠ્યા રે, સૌભાગ્ય રેણી,

## કડવું ૬૫ મું

(મૂળમાં અહીં આલણનું એક કડવું છે, જે અમે પુરવણીમાં આપ્યું છે.)

આપ્યું મેહેલ્યું સર્વે પોહોત્યું, કન્યાને વળાવો, વેહેવાઇ,
દક્ષિણનાં ચીર રુક્મિણીને આપો, માહારા વેહેવાઇ; ૧
અગરાઈનાં છાયલ રાણી સતભામાને આપો રે; ૨
મગિયાં તે માંગરોળનાં રાણી જાંબુવતીને આપો રે; ૩
પાંચ પટોળાં રાણી રેવતીને આપો રે; ૪
શણિયાં મુગટા પામરિયાં પટકા સૌ જાદવને વેંહેંચી આપોરે; ૫
રથ ઘોડા ને પાલખી તે સહુ જાદવને વેંહેંચી આપો રે; ૬
સહુ પામ્યા રે પેહેરામણી ને અડવા રહ્યા ભગવાન,
ઓ ચાલી ઓ ચાલી રે પેલા જાદવરાયની જાન. ૭

## કડવું ૬૬ મું

ઓખા ચાલી રે ચાલણહાર, સહિયર વળાવાને સંચરી,
કોઈ લાવે એકાવલ હાર, કોઇ લાવે સોનાનાં સાંકળાં; ૧
કોઇ લાવે રે શણગાર ઓખાબાઇને આપવા,
ઓખા! ઊભી રેહે હો,બૂંડી! ઓરી આવ,દીકરી,થાપણ પારકી; ૨
બોલી બાઇ રે ચિત્રલેખા, ઓરી આવ્ય, આવ્યાં બાઇ રે,
આલે, સોનાનાં સાંકળાં, બોલ્યાં બાઇ રે;
તુંને આપું એકાવલ હાર, લાવ્યાં બાઇ રે; ૩
માહારી સહિયરમાં તું તો ભલી, બોલ્યાં બાઇ રે;
જાઇ લાગી મુજ ભરથાર, લાવ્યાં બાઈ રે; ૪
નિત્ય ગોમતી શ્રીરણછોડ, બોલ્યાં બાઇ રે,
ત્યાંહાં મુજને સંભારજે, લાવ્યાં બાઇ રે; ૫
એટલે પોહોત્યા મનના કોડ, બોલ્યાં બાઈ રે. ૬

## કડવું ૬૭ મું

ઓખાબાઈ તો સાસરિયે હવે જાય રે,
માનુની મળી મંગળ ગાય રે; ૧
ઓખાબાઇને લાડીકચોળાં અપાય રે,
રથ આગ્રે શ્રીફળ ત્યાં વધેરાય રે; ૨
ઓખાબાઇને ત્યાંહાં શિખામણ દેવાય રે. ૩

## કડવું ૬૮ મું

સાસરિયાંના સાથમાં તું ડાહી થાજે, દીકરી,
તને શિખામણ દેઉં તે તું રખે જાતી વીસરી; ૧
સાસરિયાંના સાથમાં ધમધમ પગ નવ માંડીએ,
વડસસરો બેઠા હોય તો પિતાને ઠામે જાણીએ; ૨
સાસરિયાંના સાથમાં કોઈ કહે તો હાજી કીજીએ,
પરપુરુષ જો જાતો હોય તો વાત કરતા બીહીજીએ; ૩
સાસરિયાંના સાથમાં હસી તાળી નવ દીજીએ,
પિયુને પરમેશ્વર જાણી પગ ધોઈ ને પીજીએ; ૪
સાસરિયાંના સાથમાં તે સાહામું નવ બોલીએ,
સાસુ નણંદ વઢતાં હોય તો તેહેને ગાળો નવ દીજીએ; ૫
સાસરિયાંના સાથમાં તું ડાહી થાજે, દીકરી,
તને શિખામણ આજ દીધી તે રખે જાતી વીસરી. ૬

## કડવું ૬૯ મું

આવ્યો આવ્યો નગર ધુતારો, લાખેણી લાડી લઈ ગયો રે,
આવ્યો આવ્યો દ્વારકાનો ચોર, ,, ,, ,, ૧
જેણે રણવગડામાં ચાર્યાં ઢોર, ,, ,, ,,
એ તો રાધાવર રમણ કિશોર, ,, ,, ,, ૨

આવ્યો આવ્યો દહીંનો દાણી, લાખેણી લાડી લઇ ગયો રે,
જેણે રાધાજીની ચૂંદડી તાણી, „ „ „ ૩
હાર્યો હાર્યો બાણાસુર રાય, કલ્યાણરાય જીતિયા રે,
તે તો કન્યા લઇને જાય, „ „ ૪
રાણી રુક્ષ્મણી પૂજવાને જાય, „ „
તે તો ગોત્રજ આગળ જાય, „ „ ૫
તેના કંકણ દોરા છોડાય, „ „ ૬

## કડવું ૭૦ મું

તાહારા બાપનો બાપ તેડાવ, લાડીલી, આ દોરડો કયમ છૂટે ? ઽ
તાહારે દોરડિયે શત ગાંઠ, „ „ „ ૧
તાહારા કૃષ્ણ પિતાને તેડાવ, છોગાળા „ „
તાહારી રુક્ષ્મણી માને તેડાવ, „ „ „ ૨
તાહારો પ્રદ્યુમ્ન તાત તેડાવ, „ „ „
હવે ગીત ગાય જાનરણી, લાડીલી, „ „ ૩
બ્રહ્માજીની વાળેલ ગાંઠ, „ „ „
તાહારા બાણાસુર બાપને તેડાવ, „ „ „ ૪
તાહારી બાણુમતીને તેડાવ, „ „ „
તાહારો ઇશ્વર તાત તેડાવ, „ „ „ ૫
તાહારી પારવતી માત તેડાવ, „ „ „
તાહારા ગણપતિને તેડાવ, „ „ „ ૬
સિદ્ધિ બુદ્ધિ બોજાઇને તેડાવ, „ „ „
તાહારી ચિત્રલેખાને તેડાવ, „ „ „ ૭
ઓખા, છોડો દોરડો, એમ જાદવ–જુવતી ગાય,
બેડી ગાંઠ તે દૃઢ કરી, પણ સડક છૂટી જાય. ૮

### કડવું ૭૧ મું

દોરડા છૂટ્યા લાડકે ને માનિની મંગલ ગાય,
આનંદ ઊપન્યો, ઓખાબાઈ સાસુને પડિયાં પાય; આનંદ૦ ૧
વહુ સહુ સાસુને પગે પડી પણ ન પડી માહારે પાય, આનંદ૦ ૨
જાંબુવતી રિસાઈ બેઠાં, ઘરમાં અન્ન ન ખાય; આનંદ૦ ૩
શ્રીકૃષ્ણજીના ઘરમાં વળતી ભલી ધમાધમ થાય; આનંદ૦ ૪
જેમતેમ કરીને શ્રીકૃષ્ણજીએ ઓખાને સમજાવ્યાં; આનંદ૦ ૫
છતાં સાસુ મર્મે બોલ્યાં, વહુવર, ઠગ તમ્યો કાહાવ્યાં; આનંદ૦ ૬
પંચ શબ્દ વાજિંત્ર વાજે, સહુ મનાવી ઘેર આવ્યાં; આનંદ૦ ૭
વડસાસુ સહુકોને સંતોખો, અખંડ હેવાતન થાપો; આનંદ૦ ૮
રુક્ષ્મણીએ મેહેણું દીધું, ભલું કર્યું સહુ કામ; આનંદ૦ ૯
અમારા પુત્રને હરી ગયાં'તાં, પણ આવ્યાં અમારે ધામ; આનંદ૦ ૧૦
ભલું કર્યું વહુજી! તમ્યો પધાર્યાં, વર્ત્યો જેજેકાર; આનંદ૦ ૧૧
અખંડ એવાતણ સુખ ભોગવજો, થજો પુત્ર પરિવાર; આનંદ૦ ૧૨
પુરી દ્વારકાં પરમ મનોહર દીસે ઝાકઝમાળ; આનંદ૦ ૧૩
વહુ પુત્ર ઘરમાં પધાર્યા, જે જે શ્રી રણછોડ; આનંદ૦ ૧૪

### કડવું ૭૨ મું

રીતભાત પરિપૂરણ થઇ ને ઊઠ્યા કૃષ્ણના તન,
જુજુઆં વસવાને કાજે આપ્યાં રે ભવન; ૧
એકવાર શ્રીકૃષ્ણે ઓખા ખોળામાં બેસાંરી,
માગવું હોય તે માગી લેને, તું છે વહુઅર માહારી; ૨
માહારા બાપને આપો દીકરો, સ્વામી શ્રીભગવાન,
ભગવાને આપ્યો દીકરો તેહેનું ગયાસુર નામ; ૩
બાણાસુરનો ગયાસુર તે વંશધારણ થાય;
કહી કથા ને સંદેહ ભાગ્યા, પરીક્ષિત લાગ્યો પાય; ૪
શુકદેવ, અમને પાવન કીધો, સંભળાવ્યો મહિમાય; ૫
શ્રોતાવક્તા સાંભળે, નહિ પામે તે ગર્ભનો વાસ;
ઓખાહરણ પરિપૂરણ થયું, કેહે છે વિષ્ણુદાસ. ૬

# પુરવણી

## ભાલણનું ઓખાહરણ[1]

### એક ત્રુટક કડવું

રાગ ગોરવ

બાણાસુર ગોરવ નોતરે સર્વ સાથશું રે;
શ્રીકૃષ્ણને મેહેલ પધાર્યા સુંદર ભાતશું રે; ૧
તમ્યો ગોરવે વેહેલા પધારજ્યો, સહુકો આવજ્યો રે,
સાથે માણમની રીત ગમે તેહેને લાવજ્યો રે; ૨
ઓખાની માઠી આવિયાં જ્યાંહાં વર ને લાડી રે,
આ કુંકુમે પૂજ્યા પાય, જઇ પાયે પડી રે; ૩
તમ્યો ગોરવે વેહેલાં પધારજ્યો, કહું, ઘોડે ચડી રે,
હું તમને લાગું છું પાય, કહું છું કર જોડી રે; ૪
અનિરુદ્ધની માઠી બોલિયાં, રીત અમારી રે,
તે લેઇશું સઘળા ચાર, પરઠણ જે કરી રે; ૫
ગોરવ મનાવીને આવિયાં હોલતાં માહાલતાં રે,
હલદલ કરાવીને રાયે કીધાં રાંધણાં ચાલતાં રે; ૬
ગોરવ નુતરતાંય વચ્ચે શું નીપન્યું રે,
ઘેર મીઠાબોલી નાર તેણે સહુ નીપન્યું રે; ૭
જાદવ કેરી જાન સર્વે જોડશું રે,
આવ્યા જાદવજી મહારાજ છપ્પન કોડશું રે; ૮

---

૧. ભાલણની છાપવાળું ગોરવ નોતરવાનું આ કડવું નાકરના ઓખાહરણના કડવા ૪૧ માને મળતું આવે છે, (જુઓ પૃ. ૧૭૭ અને પાઠાંતરે પૃ. ૧૦૪) આમ છતા વિગતની દૃષ્ટિએ બેઉ વચ્ચે અંતર જણાય છે.

આજ્ઞા આપી રાય, સહુ બેઠા થયા,
નાહ્યા ઉષ્ણોદક નીર, મંદિરમાં ગયા; ૯
આખળિયા તકિયા ઘણા, ઝારી ને લોટડા,
બેસણાં બહુ વિવેક દીસે ફૂટડાં રે, ૧૦
બાવન પરની થાળી, સોનાના વાટકા,
પીરસે નારી પરમાલી (?), જમનારા લાડકા રે; ૧૧
સામગ્રી સહુ શી કહું, મેવા બહુ ઘણા રે,
ટોપરું ને દૂધપાક, શાકરિયા ચણા રે; ૧૨
તલસાંકળી ને દહીંથરાં, સેવ છૂટી કળી રે,
ખોબલે પિરસાવો ખાંડ, મરકી (?) બે પડી રે; ૧૩
ખાજાં જલેબી ને પેંડા, મગદળિયા મસમસે રે,
ઘેબર મોતી ચૂરમાં જમતાં સહુ હસે રે; ૧૪
બ્હેકે બહાન્જે રાંધિયો (?), તેહેમાં સાકર ભેળી રે,
ગૌરીનાં તાવ્યાં ઘીઇ, હસે તે વેગળી રે; ૧૫
ગોર ગળ્યો કંસાર ને પોળી પાતળી રે,
સાકરનો છે સ્વાદ, કેળાં રસ કાતળી રે; ૧૬
માલપુઆનાં માન, મોગદળી, ગલપાપડી રે,
જમવા બેઠી જાન જાદવની બાપડી રે; ૧૭
ગોટા, ગળ્યાં તડણુચાં, આંબાની શાખશું રે,
રાની ચિરોંજી ને ફાલસાં, દાડમ દ્રાખશું રે; ૧૮
શાક નાવે પાર, રચના શી કહું રે?
વાલોળ ને વત્યાક, શાક સમારિયાં રે;
ટિંડોરાં છમકાર ઘણું છમકારિયાં રે, ૧૯
આરિયાં તૂરિયાં શાક સરવે સમારિયાં રે;
કારેલાં કંકોડાં પ્રેમે વઘારિયાં રે, ૨૦
સૂવા તાંદળજાની ભાજી મંદિર આણિયાં રે,
મૂળા મોગરી મેથી સર્વે વખાણિયાં રે; ૨૧

ચોળા ગવારની શીંગ જે તળી સરસિયે રે,
ડોડી ભરૂચી બાજી સરવને પીરસીએ રે; ૨૨

કોળાં વડીનાં રાયતાં તીખાં ને તમતમાં રે,
છાશ ઘણી છમકારિયાં, રાખ્યાં છજામાં રે; ૨૩

અથાણુંનો નાવે પાર, રચના શી કહું રે?
માંહે રાયતી કેરી ને લીંબુ, કરમદાં કેસૂર રે; ૨૪

શીતળ જળ ફેરવાવોને રે તરસ્યા પીજીએ રે,
કોરાં ચલાણાં માંહે કેરી અથાણાં લીજીએ રે; ૨૫

દાળભાતમાં જ્યમ [1]વાટડીનો સડકો રે,
તેહેની જોડે સ્વાદ પાપડનો બડકો રે; ૨૬

કૂર કર્યો કમોદનો તે સહુને ગમે રે,
દાળ ચંપાના છોડ શી આણી, વાહાલે સહુ જમે રે; ૨૭

ઘેનુની છાશોની રમલી, [2]કૂરનો કરમલો રે,
માંહે દહીં ને જીરાલૂણ,[3] જમતાં કેહે ભલો રે; ૨૮

લવિંગ સોપારી એલચી બીડાં બંધાવિયાં રે,
બીડલે બાસક પાન સૌને આપિયાં રે; ૨૯

[4]સજ્જન સહુ શ્રીકૃષ્ણનું તે સઘળું જમ્યું રે,
એટલે ભાલણ પ્રભુ રઘુનાથ જમતાં વાહાણું થયું રે. ૩૦



૧. વાટ=છાશમા રાઈ ફીણીને મેળવી એમાં ફુદીનો તથા પાકાં કેળાં નાખવાથી જે બને તે. ૨. કૂર=ભાત. ૩. જીરાલૂણ=જીરાણુ=મીઠામાં દળેલુ જીરું વગેરે મેળવીને કરેલું. ૪. સજ્જન=સાજન.